# અણદીઠ દરિયાઈ રાક્ષસ:

યાને

# એક મોટા વંટોળિયાની વાત.

(વિદ્યાની એક વાર્તા.)

## પ્રકરણ ૧ લું.

## દૈત્યના પંજામાં.

બાર્ની અને પોંપ રાતી અને કાળી ચામડીના હોવાથી તેઓ વચ્ચે વારેવાર કજીયો થતો હતો, તોપણ બંને વચ્ચે પુરતી દોસ્તી સદા કાયમ રહેતી હતી. તેઓ ગાનતાનથી તથા ટોલટપાથી યા મજાખ મશ્કરીમાં પોતાનો વખ્ત પસાર કરતા હતા.

તેમનો શેઠ મીઠા સ્વભાવનો, ખુશ મિજાજનો, અમીરી ખવાસનો આદમી હતો. તે પોતાના નોકરોની મોજમાં ખલેલ નાખતો નહિ; પણ હેડન અને બૂકવર્મ જોડે તેમનાં ગાનાંબજાનાં તથા નાચરંગમાં ભાગ લેતો અને તેમને શાબાશી આપતો હતો.

બોટ "પ્લંજર" દરરોજ ૨૦૦ મૈલની મંજલ કાપવાને શક્તિવાન હતી, માટે જ્યારે હવે રા દહાડામાં બોટ વંટોળિયાના મુલકની અડોઅડ આવી પુગી ત્યારે ફ્રેંકે તેને સપાટી ઉપર લીધી અને આપણા મુસાફરોએ પાછી દિવસની રોશની દીઠી. જ્યાંસુધી બોટ દરિયાનાં પાણીની અંદર હતી ત્યાંસુધી દમ લેવા માટે ઑક્સિજન તત્વ પેદા કરનારા સંચાઓ ચાલુજ રહેલા હતા, પણ હવે તે સંચાઓને આશાયશ મળી; બોટનાં ચિવટ બંધ થયલાં બારણાંઓ પાછાં ઉઘડ્યાં, અને કુદરતે પોતાને હાથે બનાવેલી હવા દમમાં લેવાની મોજ પાછી હાથ લાગી.

આ હાલતમાં બોટ મંજલ કાપતી હતી; સૌ પોતપોતાને પસંદ પડતે ઠેકાણે નજર દોડાવી રહ્યા હતા; નોકરો પોતપોતાને કામે વળગ્યા હતા; એટલામાં ફ્રેંક રીડે ચીસ મુકી. તે આ વેળા દૃષ્ટિ મરિયાદા તરફ નજર કરી રહ્યો હતો. તેના હાથમાં મોટું બળ ધરાવનારી દૂરબીન હતી.

તેની ચીસ સાંભળીને હેડન ગભરાયો, કે જે તેની નજદીકમાંજ હતો. રીડે તેના હાથમાં દૂરબીન આપી અને ચોક્સ ઠેકાણે જોવા કહ્યું. હેડને જોઇને કહ્યું કે દૂરથી સફેદ સડતું બારકસ પસાર થતું જણાયછે.

રીડે ખુલાસો કીધો કે "એ બારકસ શુમારે ૩૦ મૈલ દૂર છે, અને તે વંટોળિયાના મુલકની સરહદ તરફ ખેંચાતું જણાયછે. આપણ પોતેબી વંટોળિયાથી એટલાજ દૂર છિયે. "જે બારકસ આપણને દેખાયછે તે કંઇ તમારું 'નૉટિલસ' નથી, મી૦ હેડન તે તો વંટોળિયાના સપાટામાં આવી ચુકેલું અને કદાચ તેનો ખોરાક બની ચુકેલું હશે."

હેડને હવે ઉતાવળ કરવા માંગી, અને ફ્રેંકે બોટની ઝડપમાં વધારો કરી તેને આગળ દોડાવી. તેઓ પેલાં ૩૦ મૈલને તફાવતે દેખાતાં બારકસ તરફ ધસ્યા. એમ કરતાં "પ્લંજરે" પોતાની હીલચાલ બદલી નાખી. અહીં તેઓને પાણી વંટોળિયાની અસર તળે આવી ચુકેલાં જણાયાં. અહીં દરિયાના મોજા ઉછળે તેમ પાણી ઉછળતું ન હતું, પણ ગોળ ચક્રમાં દોડતું હતું. વંટોળિયાની વાત પ્રથમ હેડન માનતો ન હતો, પણ હવે તે ખરી પડેલી પોતાની નજરે જોઇને, તેણે પોતાની ભુલ કબૂલ કીધી, અને પોતે માઅત થયો એમ જાહેર કીધું તેણે જોઈ લીધું કે કમબખ્તીનું ઘેરેલું બારકસ કેવી રીતે વંટોળિયાના પંજામાં સપડાયછે, અને પુંઠનાં પવનની મદદ નહિ હોય તો તે વંટોળિયાનાં બાહેરનાં ચક્રમાંથી આસ્તે આસ્તે અંદરનાં વધારે મજબૂત ચક્રમાં કેમ ધસડાય જાયછે.

હેડનની માફક પંડિતજી પણ આ દેખાવ જોઇ છક થઇ ગયા. વંટોળિયાનાં રાજ્યની

સરહદ ઉપર આવી પુગ્યાછે એમ ખાતરી થતાંજ તેમની છાતી ધડકવા લાગી.

હવે ફ્રાંક ફીડ પેનાં દુરથી દેખાતા પણ હવે ઘણાં નજદીક આવી પુગેલાં કમભાગ્યનાં બારકસને વાવટો ચહડાવીને પોતે મદદ આપવા માગેછે એવી ખબર આપી. આનો પાછો જવાબ મળતાંજ "સ્વંજર" હવે એકદમ તે બારકસ તરફનો રસ્તો લીધો. નજદીક જઈ પુગતાં જણાયું કે આ કોઇ વેપારી બારકસ હતું, કે જે બાપડું વરોળિયાના પંજામાંથી છટકવાને ફોકટનાં ફાંફાં મારતું હતું. આ પંજો નબળો હતો; હજુ તે જોરાવર પંજામાં સપડાતું ન હતું; તોપણ આ બારકસ નબળા પંજામાંથીબી છુટું થવાને અશક્ત હતું.

જ્યારે બોટ તેની નજદીક જઈ પહોંચી ત્યારે તુતક ઉપર ફ્રાંકને જોઇને વેપારી બારકસવાળાઓએ તેની જોડે વાતો કરવા માંડી. પ્રથમ તેઓએ તેનું નામ પુછ્યું, અને જ્યારે કહેવામાં આવ્યું કે "દરિયાનાં ઉંડાણમાં ડુબકી મારનારી બોટ "સ્વંજર" તેનું નામછે," ત્યારે બારકસવાળાઓ અચરતીમાં એકેકનાં ડાચાં જોવા લાગ્યા. તેઓએ પોતાની કહાણી કહી કે "આગળ વધવાનાં ઘણાંબી ફાંફાં મારિયે છિયે, પણ અમારેથી એક ડગ આગળ વધાતું નથી. ચાર દહાડાના આ રીતે કોઇ અણદીઠ રાક્ષસના સપાટામાં અમે કેદી જેવા થઇ પડ્યા છિયે; અમારેથી નથી એમ જવાતું કે નથી તેમ બીસાતું."

તે બારકસનું નામ "સાયેમ" હતું. તેઓએ જ્યારે જાણ્યું કે તેમનું આ બારકસ તો મોટા વંટોળિયાના સપાટામાં આવી ગયેલુંછે ત્યારે તેઓ રડી પડ્યા. પણ ફ્રાંકે તેમને ધીરજ આપીને કહ્યું કે "અમે તમારી અડોઅડ છિયે તોપણ અમે વંટોળિયાના કબજામાં આવ્યા નથી. અમે તમને તેના પંજામાંથી છોડવવાની અમારેથી બનતી તજવીજ કરીશું—પછી તો તમારાં નસીબ."

આથી પેલા બાપડાઓ ખુશ થયા. ફ્રાંકે "સ્વંજર" ને તે બારકસની અડોઅડ લઇ જઈ ઉભું રાખ્યું, અને "સાયેમ" ના કપ્તાને ટિંગાડીને ફ્રાંક રીડ સાથ શેકહેંડ કીધી. તે કપ્તાન લાંબાં કદનો અને દહાડીવાળો નાખોદા હતો. તેનું નામ એંડ્રુ કવાર્ક હતું. તે ખુશ મિજાજી હતો. "સ્વંજર" ને જોઇ તથા તેની બનાવટની ટુંક કેફિયત સાંભળીને તેણે દાંતમાં આંગળાં પકડ્યાં. ફ્રાંકે તેને પોતાની બોટની અજાયબીઓ કરી દેખાડી. તેણે તેને ડુબાડી અને પાછી બાહેર કહાડી. એ વેળા કપ્તાન કવાર્ક પોતેબી બોટ ઉપરજ સ્વાર થયલો હતો. બોટ ડુબીને છેક તળિયે જઈ બેઠી. અંધકાર દૂર કરવા વીજળીની રોશની કીધી. તળિયે હજારો અજાયબીઓ નજરે આવી. પણ અહીં તેને ઝાઝો વાર રહેવા ગમ્યું નહિ. તેણે ફ્રાંકની બહુ બહુ સ્તુતિ ગાઈ, પણ જલદીથી સપાટી ઉપર જવા માંગ્યું. તરત બોટ ઉપર આવી.

પણ તે ઉપર આવી ત્યારે બોટ પેલાં વેપારી બારકસથી ૧૦૦ વાર દૂર હતી.

## પ્રકરણ ૭ મું.

## છુટકારો—રીધીભાઈની ઊંઘમાં ખલલ.

જોકે "સ્વંજર" દરિયાને તળિયે માત્ર ૧૦ મિનિટથી વધારે વખ્ત રહી ન હતી તોપણ "સાયેમ" ઉપરના ખનામીઓને જબરી ધાસ્તી લાગી. તેઓ સમજ્યા કે બોટ ડુબી તેની સાથે અમારા કપ્તાનનેબી ડુબાડી દીધો. તે બાપડાઓને શી ખબર કે આ બોટ તો પોતાની મરજી પડે ત્યારે પાણીમાં જતી અને મરજી પડે ત્યારે ઉપર ચહડી આવતી હતી? પણ જ્યારે તેઓએ બોટને પાછી સલામત ઉપર આવેલી જોઇ ત્યારે તેમની અચરતી અને ખુશહાલીનો પાર રહ્યો નહિ.

કપ્તાનના પુછ્વાથી ફ્રાંકે તે તરફ આવવાનો પોતાનો ખાસ મકસદ જણાવ્યો. કપ્તાને જ્યારે "નૌટિલસ" બારકસનું નામ સાંભળ્યું ત્યારે બોલ્યો કે ૬ મહિનાની વાત ઉપર તેને મેં લિવરપુલ ખાતે જોયું હતું, તેના કપ્તાનને

હું સારી પેઠે ઓળખુંછું, અને તે બારકસ એવું મજબૂત છે કે તે કદીખી ડુબી જાય નહિ.

હવે "પ્લંજર" પેલાં દરિયાઇ રાક્ષસના સપાટામાં સપડાઇ ચુકેલાં બારકસ "સાચેમ" ને છોડવવા માટેનું કામ હાથ ધર્યું. તેણે પોતાની બોટની પુઠેથી "સાચેમ" ને દોરડાં વડે મજબૂત બાંધ્યું અને પછી તેને ઘસડયું.

૨૦ મૈલ સુધી દૈત્યનું બળ ચાલુ રહ્યું અને તેટલી હદ સુધી બોટને બહુ મુસ્કેલી વગે કામ લેવું પડયું. એ પછી "સાચેમ" છુટું થયું. તે પશ્ચિમ તરફના દરિયામાં આવી ઉભું કે જ્યાં વંટોળિયાનું રાજ્ય ચાલતું ન હતું.

બંને બારકસો ઉપરથી એકેકને સલામતી અપાઇ, અને પછી મળીભેટીને બંને છુટાં પડયાં. "પ્લંજર" વંટોળિયા તરફ પાછું ચાલવા માંડયુ, અને "સાચેમ" અમેરિકા તરફ હંકારી ચાલ્યું.

માર્ગમાં ફ્રાંક રીડ કહ્યું કે વંટોળિયામાં સપડાયલું બારકસ અંતે તુફાની પ્રવાહના વચલા ભાગમાં જઇને ત્યાં ડુબી જાયછે. પણ હેડને એ વાત માનવાની ના પાડી. તેણે કહ્યું કે ખલાસીઓ ભુખે મરી જતા હશે અને બારકસ પવન અને પાણીથી ભાગીને ડુબી જતું હશે ત્યાંસુધી તે વંટોળિયામાં ગોળ ફર્યા કરતું હોવું જોઇયે.

હવે આ વંટોળિયાને આ તરફ આટલું બધું બળ કયાંથી અથવા કોણથી મળેછે કે તે બારકસોને કેદ પકડી ભક્ષ કરેછે, તે હજીસુધી વિદ્યાએ શોધી કહાડયું નથી. એ નવાઈ જેવો ચમત્કારીક બનાવ હજુ ભેદમાંજ રહી ગયલો છે. પ્રોફેસર બૂકવર્મે વિદ્યાનાં અનેક પુસ્તકોની મદદ લીધી, પણ આ ભેદભરેલા બનાવનો ભરમ તે શોધી આપી શકયો નહિ. તેણે આ પહેલીજ વાર પોતાની શિકસ્ત કબૂલ રાખી.

માર્ગમાં તરેહવાર ચીજો તરતી મળી, અને તે સઘળી ભાગેલાં બારકસોને લગતીજ હતી. આ સઘળી વસ્તુઓ એકજ દિશા તરફ જતી હતી તે ઉપરથી જણાતું હતું કે તેઓ એકસરખી રીતે દૈત્યના હાથમાં સપડાયલી હતી. આમ તેઓ કેટલાં કેટલાં વરસની તરતી હશે તે કહેવાઇ શકાય એમ નથી.

આપણું બારકસ "પ્લંજર" હવે વંટોળિયાના વેહમાં વધારે ને વધારે અંદર ઘુસતું ચાલ્યું. અંતે તે એટલું બધું મહિલા ભાગ તરફ આગળ વધ્યું કે બાર્ન અને પોંપ એકલાજ નહિ, પણ ફ્રાંક રીડ પોતે પણ ગભરાયો. પણ આ બનાવથી હેડન અને પ્રોફેસર ઉપર કશી અસર થઇ નહિ, કેમકે બોટ કયાં ચાલેછે તેની તેમને ખબર હતી નહિ.

હેડન તો બસ પોતાનાં વેપારી બારકસ "નૉટિલસ"ની શી વલે થઇ હશે તેનાજ વિચારમાં ઘુટાઇ ગયો; અને બૂકવર્મ વિદ્યાને થનારા લાભોનો સ્વપ્નો હમણાથીજ જોતો હતો માટે બોટ કેવા ભયમાં છે તેની તેને કનવાર રહી નહિ.

કેટલાક દિવસો સુધી આ ભયમાં બોટે આગળ હોમાચ્યાજ કીધું. એમ કરતાં એક રાતે એક નવાઇ જેવો દેખાવ નજરે પડયો. બાર્ની અને પોંપે રાતે ચોકી કરવાનું કામ વહેંચી લીધું હતું, અને તેથી બંનેને ઉંઘવાની તક મળતી હતી. હવે ઉપલી રાત્રે ચોકી કરવાની વારી પોંપની હતી, જેનો મધરાતે બાર્ની આવીને છુટકો કરનાર હતો.

રાત બહુજ અંધારી હતી, પણ "સર્ચ લાઇટ" વાળાં ફાનસની રોશની એક મૈલ સુધીની ખબર લાવતી હતી. હવે એતફાક એવો બન્યો કે ચોકી કરતાં આપણા સીધીભાઇ પોંપ ઉંઘી ગયા. પોતાની નોકરીને દરમયાન આગળ આવી ગફલત તેણે કદી કીધી ન હતી. પોતાનાં મનને મારવાની તેની ઘણી ખાહેશ છતાં તે તેમ કરી શકયો નહિ, અને સાવધ થવા આગમજ તો તે ઢગલો વળી ગયો. તેણે પોતાની ડોક છાતી ઉપર નાખી અને મોટે સાદે ઘોરવા માંડયું.

"પ્લંજર" પોતાની ઝડપથી આગળ વધી ચાલ્યું: માર્ગમાં બારકસો મળવાનો અને અથડાઅથડી થવાનો સંભવ તો હતો નહિ, પણ ઉપર કહ્યું તેમ, ભાગેલાં બારકસોના કટકા તરતા હતા, તેઓમાંનો એક અથડી

પડે તો મોટી ખરાબી થવાનો ભય હતો ખરો. પણ પોંપ સીધીભાઇનાં સારાં ભાગ્યે એવો કશો બનાવ બન્યો નહિ.

હવે મધરાત થઇ, અને વીજળીક ઘંટથી બાર્નીં ઉંઘમાંથી જાગી ઉઠયો તેને ઉઠવા ગમ્યું નહિ, પણ ઉઠવું તો જોઇયેજ. તે આંખ ચોળતો પોંપ હતો ત્યાં ગયો. જોયછે તો સીધીભાઈ ભર ઉંઘમાં પડેલા હતા. તેણે પ્રથમ એવો વિચાર કીધો કે પોંપને જગાડવો. પછી વિચાર કીધો કે કાંકને તેડીને આ તમાશો દેખાડવો. પણ પછી તેને એક ત્રીજો વિચાર સુઝ પડયો.

તે એ હતો કે આ ઉંઘતા દેવ સાથ કંઇક રમુજ કરવી અને બાકીની રાત પોતે જાગે તેમ તેનેપણ જગાડવો. તેણે વીજળીની ટેબલ આગળ જઇ તારનો એક છેડો તાસી સાથે જોડયો અને તેને સીધીભાઇનાં પગનાં તળિયાં સાથ લાગુ પાડી દીધી. પછી તારના બીજા છેડાને વીજળીના સંચા સાથ જોડીને વીજળીનો પ્રવાહ ચાલુ કીધો. આ પ્રવાહ પેલી તાસી મારફતે પોંપનાં તળિયાંમાં થઇને તેનાં શરીરમાં ધીમે ધીમે દાખલ થવા લાગ્યો.

આમ થવાની અસર દાખલ પોંપ ઉંઘમાં કંઇ બડબડવા લાગ્યો, અને આછાડ પછાડ કરવા લાગ્યો. તેને સ્વપ્ના આવતા હોય અને તે બીહી ઉઠતો હોય એવા ચેનચાળા જણાયા. થોડે થોડે વારે બાર્ની વીજળીનો પ્રવાહ અટકાવી પાડતો, અને પછી પાછો ચાલુ કરતો.

આ રીતે તેણે બાપડા પોંપને નચિંત ઉંઘાવા દીધો નહિ. તેને ઉંઘમાં ગાળો ભાંડતો તથા ખીજવાતો જોઇ બાર્ની મનથી બહુ મલકાતો અને ખુશ થતો તથા હસતો હતો.

પણ સર્વ ચીજની હદ હોયછે. "કર અને જો" સાથેજ હોયછે. કોઇનું બુરું કરી આપણું ભલું કરવા માંગિયે તો તેમ બનતું નથી. આપણું વધારે બુરું થાયછે. તેજ હાલ બાર્નીના થયા.

---

## પ્રકરણ ૮ મું.

## મધરાતે ભૂતના ચાળા એક વિચિત્ર બારકસ.

આ સઘળો વખત "પ્લંજર" બોટ પોતાની સરેસ્તાની ઝડપ મુજબ આગળ વધતી જતી હતી. એવામાં બાર્નીએ પોતાની મશ્કરી રમતને દરમયાન બારીની બાહેર નજર દોડાવી. તેમ કરતાંજ તેણે એક જબરી ચીસ સુણી. અંધારાંમાં ભૂત જોયો હોય તેમ તે બીધો. એક મસ મોટું બારકસ સામેથી આવતું તેને દેખાયું. તેના ડોળ હતા નહિ. તે માત્ર એક ખોખાં જેવું હતું. પણ તે "પ્લંજર" ની નજદીક આવી પુગ્યું હતું. જો તરત ઘલાજ નહિ લેવાય તો તે તેને અથડી પડીને એવો આંચકો મારે કે તેનાં છોતરાં ઉડાડી નાખે. તે એક સદી જેટલું જુનું અસલી ઢબઢબનું બારકસ હતું. તે ૫૦ ફીટ જેટલુંપણ હવે દૂર ન હતું. વળી તેનાં ડુટક ઉપર માણસોનાં હાડપંજર બેસાડેલાં હોય એમ બાર્નીએ જોયું.

તે બૂમ પાડી ઉઠયો કે આ માત્ર ભૂતના ચાળા છે—આ શેતાનનું કામ છે! તેણે મોટેથી કસમ ખાધા, પોતાના પીરો અને ફરિસ્તાઓને મદદે બોલાવ્યા, અને એવો ગભરાટ કરી મુકયો કે બાપડો પોંપ ભર ઉંઘમાંથી જાગી ઉઠયો. તેણે તરત પેલાં નજદીક આવતાં બારકસને જોઇ લીધું. તેને પોતાના ગભરાટનોપણ હવે પાર રહ્યો નહિ.

ગભરાટમાં વધારો કરનાર એક બિના એ હતી કે આ બારકસ અંધારાંમાં ચમકતું હતું. ગોયા સળગી ઉઠયું હોય તેમ તે ઉપર આતશ દેખાતો હતો. તે ખરેખર આગમાં બળતું ન હતું, તોપણ તે ઝપઝપ થતું હતું.

આથી પોંપ અને બાર્ની બંને વેહમી હતા માટે તેમના દિલમાં એવોજ વેહમ ગાલેબ થયો કે આ બારકસ કાંઇજ નહિ પણ ભૂતના ચાળા છે. તેઓ સઘળું પડતું નાખીને ચીસ મૂકતા દોડી ગયા, અને કેબિનમાં જઇ ભરાયા.

પણ તેઓની ચીચીઆરી એવી નાપાક હતી—એવી ભડકાવનારી હતી—કે બોટ ઉપરના ત્રણે શેઠિયાઓ જાગી ઉઠયા. ફ્રાંક ગબડતો સબડતો દોડી તુટક ઉપર આવ્યો. તેનાં મનમાં ખાતરીજ હતી કે કંઈબી નવું જુનું બન્યું છે. તેણે પેલાં ઝળઝળતાં બારકસને પોતાની અડાઅડ આવી ઉભેલું દીઠું એટલે તેની ટાટર બેસી ગઈ. હવે કેમ કરવું?

તેણે કશી બીક દેખાડી નહિ. તેણે હિમત પકડેલી રાખી. પોતાની હિમતથી તેણે પોતાના બંને સાથીઓને હિમતવાન બનાવ્યા. હેડન અને બ્રુકવર્મ પેલાં ચમત્કારિક બારકસને જોતાજ ઉભા. ત્રણે જણને આ દેખાવ ઘણોજ નવાઇ જેવો લાગ્યો.

"એ શું, મી૰ રીડ?" હેડન બોલ્યો.

"પથરા ને પાહાનકા! હું સમજ્યું તો સમજાવું કે? મારી જાણે બલા!" રીડ છછણી પડયા.

"ત્યારે હું કહું," પ્રોફેસર બોલ્યો. "એતો ફૉસ્ફરસ છે. એવાં ઘણાં બારકસો મેં હિંદી મહાસાગરમાં દીઠલાંછે. બચીત, દેખાવ ઘણોજ નવાઈ જેવો છે."

"પણ આ બારકસ તદન જુદીજ બાંધણીનું છે!" હેડને કહ્યું.

"હા; પચાશેક વરસનું જુનું છે, અને બાંધ્યું ત્યારથીજ દૈત્યના દાંતમાં સપડાયલું હોવું જોઇયે," રીડે અજાસો કીધો.

"બાપડા ખલાસીઓ કેવા ઉંધાં નસીબના!" હેડને શોક કીધો.

રીડે "સર્ચ લાઇટ"ની બતી આ બારકસ તરફ પુરેપુરી ફેરવી, અને તેથી તે પોતાની અસલ હાલતમાં અછી રીતે જોવામાં આવ્યું. તેના ડોળ તુટી ગયા હતાં, પણ તેનું બંડાર અને તુટક બારી હવાથી સલામત રહેલાં હતાં. તે ઉપર અનેક ખલાસીઓ દૂરથી આવતું જતું બારકસ જોવા માટે અને તેને મદદે બોલાવવા માટે કાગને ડોળે વાટ જોતા બેઠેલા હતા, પણ તેઓ સઘળા મીઠાંમાં અથાઇ ગયલા હતા. તેમનાં શરીરમાં જીવ હતો નહિ. તેઓ સઘળા કોણ જાણે કેટલાં વરસોના મરી ગયલા હતા; અને તોપણ તેમનાં હાડપંજર સલામત હતાં. વળી બીજા ખલાસીઓ બારકસના બીજા બાગો ઉપર તલવળી જતા જણાતા હતા. તે સઘળા મરી ગયલાજ હતા.

આ દેખાવ ખરેખર ભયાનક હતો.

હેડને થયો એટલો શોક કીધો, કેમકે તેને પોતાનું બારકસ "નૉટિલસ" યાદ હતુંજ. તેના હાલબી એવાજ થયા હોય તો? આ બારકસ કઇ પ્રજાને લગતું હતું તે જાણવાની સઘળાઓની જીગ્નાસા થવાથી ફ્રાંક રીડે બોટની ઝડપ થોબાવી, અને તેને તે બારકસની લગભગ નજદીક લઇ જઇને ઉભી રાખી. પછી બંનેને એક બીજા સાથ મજબૂત બાંધીને રીડ પેલાં વિચિત્ર વહાણ ઉપર ચઢી ગયો.

ખરેખર આ વહાણ ડુબવા જેવી હાલતમાં ન હતું; હજુબી તે દરિયાઈ સફરને માટે મજબૂત હતું. રીડે બોલાવ્યાથી હેડન અને પૉપ તે ઉપર ગયા. અહીં તેઓની નજરે ઘણોજ કમકમાટભરેલો તેમજ નવાઇજેવો દેખાવ પડયો. તુટક ઉપર કોડા કોડી અને દરિયાનાં પાણી ઉપર તરતો કચરો ભેગો થયલો હતો કે જે તુફાની વખ્તે તે ઉપર આવી પડેલો હોવો જોઇયે. મોટો ડોળ ૧૦ ફીટ જેટલો ભાગી ગયલો હતો.

તપાસ કરતાં એક રૂપાની તખ્તી વહાણની બાજુએ જણાઇ, તે ઉપર નીચલો લેખ હતો:—

> વહાણ "પેરેડૉક્સ"
> ૧૭૨૦ માં બાંધ્યું,
> લિવરપૂલ ખાતે.

"અરે, આ તો કોઈ અંગ્રેજી બારકસ દેખ્યું!" રીડે આ તખ્તી વાંચીને કહ્યું. "અને તેબી આજ પોણી બશે વરસ જેટલું જુનું! ખરેખર, તે જમાનાનાં બારકસો બબે સદીઓ સુધી જવાબ દેતાં હતાં. આજે તેવાં કેણ બાંધેછે જે? ચાલો, આપણ એની કેબિનમાં તપાસ કરિયે."

# શાહમુર્ગ.

આજે અમે જે પક્ષિનું ચિત્ર આપિયે છિયે તે દેખાવમાં, કદમાં, બળમાં, ઝડપમાં પક્ષિમાત્રનો શાહજ છે, અને તેથીજ તેને મુર્ગ યાને પક્ષિઓના શાહનુ નામ મળેલુ છે. પણ પક્ષિઓ એટલે ઉડનારાં પ્રાણીઓ ગણિયે તો શાહમુર્ગ પક્ષિના વર્ગમાં કદાચજ ગણાશે. તેનાં શરીરના ભારી વજનને લીધે તેનાથી આકાશમાં ઉડી શકાતું નથી, અને આવા ભારી વજનના પક્ષીઓ તેના જેવાં બીજા બી છે, જેઓ ઉડી શકતા નથી

આ મુર્ગ છેક અસલી જમાનાથી જાણીતું થએલું છે, અને તે જમાનાથીજ માણસો તેનુ ગોશ્ત ખાતા આવેનાછે. જેમ પાર્સીઓમા આજે છે તેમ યહુદીઓમાં છેક મુસા પેગાંબરના વખતથી કેટલાક પ્રાણીઓ અપવિત્ર ગણાતાં હતા અને તેથી તેમનુ ગોશ્ત ખાવું નારવા લેખાતુ હતુ એ મુજબ યહુદીઓને મનાઈ હતી કે તેઓએ શાહમુર્ગનું ગોશ્ત ખાવું નહિ.

પક્ષિઓમા આ મુર્ગ સર્વથી મોટું છે. મોટું વજનમાંજ નહિ, કદમાજ નહિ, પણ ઉંચાઈમાંબી તે સર્વથી મોટું છે. તેનો વજન મધ્યમ ગણત્રીએ લેતાં ૭૫ થી ૮૦ રતલનો છે. હવે આવડા મોટા વજનને ઉપાડી હવામા ઉડતો કરવા માટે જબરું બળ ધરાવનારી પાંખો જોઇયે. જોકે તેની પાંખો ઘણી મોટી અને મજબૂત છે, તોપણ તેઓ તેના શરીરને ઉડતું કરવા માટે કેવળ કમજોર છે.

શાહમુર્ગનો દેખાવ દૂરથી એક ઉંટ જેવો લાગેછે. તેની ઉંચાઇ તેની ડોકથી જમીન સુધી ધારું કરીને ૭ ફીટની છે, પણ પુઠથી જમીન સુધી તે માત્ર ૪ ફીટ ઉંચુ છે. એટલામાટે તેનું માથું અને ડોક ૩ ફીટની લંબાઇના છે. માથાથી પુઠ સુધી તે ૬ ફીટ જેટલું લાંબું છે, અને તેની પુછડી એક ફુટ જેટલી છે. તેની એક પાંખ પીછ વગર ૧॥ ફીટની પણ પીછ સાથે ૩ ફીટ જેટલી લાંબી છે. તેનાં પીછાં કાળાં, સફેદ અને ભુરા રંગનાં છે. સર્વથી લાંબા પીછા પાંખ અને પુછડીને છેડે હોયછે અને સર્વથી મોટાં પીછ સફેદ રંગનાં હોયછે. તેના પગ અને જાંગ ઊપર યા તેની બાજુએ કશાં પીછાં હોતાં નથી. ડોક અને ગરદન ઊપર ઝીણા પીછ હોયછે, પણ ડોક ઊપર તથા ગરદનના ઉપલા ભાગ ઉપર પીછને બદલે વાળ હોયછે. દરેક પાંખને છેડે મોમોળિયાના કાંટા અથવા કુહલ જેવા ખુપડા હોયછે, કે જે પોકળ હોયછે, અને શિંગડાં જેવી વસ્તુના બનેલા હોયછે. તેમની લંબાઇ એક ઇંચથી વધારે નથી. દરેક પાંખને છેડે એવા બબે કાંટા હોયછે.

આ કદાવર અને જબરાં પક્ષિની જાંગ માસદાર અને મોટી છે, જે સફેદ ચામડીની તથા કરચળી વળેલી હોયછે. આ કરચળી માછીની જાળ જેવી છે અને તેમા આપણી આગળી પેવસ્ત થાય એવા ખાડા જણાયછે. પગ મોટા ભિંગડાઓથી ભરાઈ ગયલા હોયછે. પગના પંજામા ચીરો પડેલો હોવાથી બે આગળા બનેનાછે, અને બને અંગુઠા પણ ભિંગડાવાળાજ છે. મોટો અંગુઠો ૭ ઇંચની લંબાઇનો અને બીજો ૪ ઇંચ લાંબો હોયછે.

શાહમુર્ગ પક્ષી ઘણા ગરમ મુલુકોનું વતની છે, અને તે ઘણું કરીને આફ્રિકામાંથીજ મળી આવેછે. આફ્રિકામાંથી તેની વસ્તી બીજા ગરમ મુલુકોમાં થયલી હોય એમ પણ જણાતું નથી. જોકે જાતે નરમાશવાળુ છે, તોપણ માણસજાતની વસ્તી તેને અણગમની હોય, તેમજ બીજા પ્રાણીઓ કે પક્ષીઓનો ખોરાક તેને અનુકુળ નહિ હોય તેમ તે માત્ર બિયાબાનોમા અને રેતાળ જમિઓમાજ વસવું કરેછે. આવાં બિયાબાનોમાં ઝાડપાન થોડાંજ હોયછે અને ખોરાકીની જીનસો ત્યા નહિ સરખી હોયછે, તથા પાણીનો તો ટાટોબી કદાચજ મળી શકેછે; તોપણ ત્યા આ ગંજાવર કદનું પક્ષિ ટોળાંબંધ વસેછે.

આ જંગલોમાં વર્સાદ કદાચજ પડેછે, અને તેથી વાંચનારને સવાલ ઉત્પન થશે કે ત્યારે

આ મોટું મુર્ગ ખોરાક કયાંથી મેળવતું હશે અને પાણી કયાંથી પીતું હશે ? એનો જવાબ એ છે કે આરબોના જણાવ્યા મુજબ શાહમુર્ગ પાણી સુતલક પીતું નથી, અને ખોરાકમાં તો તેને જે મલે તે ઊપર તે પોતાનો ગુજારો કરેછે. એ મુર્ગ એક બે નહિ પણ મોટી મોટી સંખ્યામાં સાથે વસેછે, તેમ છતાં ઉજડ જંગામા તે પોતાનો ખોરાક મેળવીને આસાન જીવી શકેછે, તેનું કારણ એ કે તે સર્વ વસ્તુનો ભક્ષ કરેછે. પણ એ ઊપરથી તમારે એમ નહિ સમજવું કે ખોરાકીને લાયકનીજ સર્વ વસ્તુઓ તે ખાતું હશે. ના, ના. તેમ તો હોયજ કયાંથી ? રેતાળ બિયાબાનોમાં ખોરાકીની વસ્તુ તો હોયજ કયાંથી ?

અને તોપણ આ પક્ષિ જીવેછે, એટલુંજ નહિ પણ અતિ ઘણું ખાયછે. ત્યારે તે શું ખાતું હશે ? ચામડું, લોઢું, લાકડું, કાચ, બાલ, પથરા, રેતી અને પછી તો તમે જે કહો તે ! આવી સર્વ વસ્તુઓ તો રેતાળ મેદાનોમાં તેને મળી શકે અને તે તે ખાયછે. તેની પાચનશક્તિ અતિ જબરી છે, અને તેથી જે ચીજ પાચણ નહિ થઈ શકે એવી હોય તેને તે એમની એમ પાછી કહાડેછે, અને બાકીની જીનસો તેની હોજરીમાં આવી મેળવી તેનાં શરીરમાં લોહી અને માંસનો વધારો કરવા કામે લાગેછે. લોઢું અને બીજી ધાતુઓ ખાધા પછી પાછી નિકળી ગયા આગમજ તેનો થોડોક ઓગાળ શાહમુર્ગનાં શરીરમાં ઓગળેછે, કેમકે તેની હોજરીમાંના રસોની ગર્મીથી ધાતુ પીગળેછે.

શાહમુર્ગ ઘણાં મોટાં ઇડાં મુકેછે, જેમાંનાં કોઇ કોઇ તો ૧૫ ઇંચના ઘેરાવાનાં અને પાંચ ઇંચના વ્યાસનાં હોયછે. એવાં દરેક ઇડાંનો વજન ૧૫ રતલ જેટલો હોયછે. આ ઇડાંનાં કોટલાં ઘણાંજ કઠણ અને મજબૂત હોયછે, અને સુસ્વાટનાં ઇડાંને મળતાં આવેછે. તોપણ સુસ્વાટનાં ઇડાં ગોળાકાર તથા ઓછાં કઠણ હોયછે. આફ્રિકાના ઉત્તર ભાગમાં માદા જુલાઇ માસમાં, અને દક્ષિણ ભાગમાં ડિસેમ્બર માસમાં ઇડાં મુકેછે. આ ઇડાં કાંઈ એક બે યા ડઝન અથવા ડઝન જેટલાંજ હોતાં નથી. આખી મોસમમાં ૩૦ થી ૪૦ ઇડાં માદા મુકેછે, અને એકી વખ્તે ૧૨ ઇડાં મુકી દેછે.

કેટલાકો એવું કહેછે કે શાહમુર્ગની માદા રેતીમાં ઇડાં મુકેછે અને પછી તેમને ઢાંકી દઇને રેતીની ગર્માથીજ તેમને સેવવા દેછે. વળી એઓબી કહેછે કે માદા આ રીતે પેલા થયલાં બચ્ચાંનું પોષણ કરતી નથી, પણ તેમને પોતાનું ફોડી લેવા દેછે; પણ આ તોહમત ખરૂં નથી. માદાને પોતાનાં બચ્ચાં તરફ કંઇ ઓછો પ્યાર નથી. તેણી પોતાનાં મુકેલાં ઇડાં ઊપર ઘણીજ આતુરતાથી ધ્યાન આપેછે, અને તેમનો નાશ થતો બળત્વારીથી દૂર કરેછે. કોઈ વાર, તેણી ખોરાકની શોધમાં યા બીજા સબબને ખાતર આ ઇડાંને દિવસે છોડી જાયછે, પણ રાત્રે ચોકી કરવા અને સેવણ બેસવા આવેછે. વળી તેણી ઇડાંમાંથી બચ્ચાં નિકળ્યાં કે તેમને છોડી દઇને ચાલી જાયછે, એ વાત પણ ખોટી છે. બચ્ચાં કેટલાક દિવસો સુધી ચાલવાને શક્તિવાન હોતાં નથી, ત્યારે તેઓ ખોરાક કયાંથી શોધી લાવે ? આમ હોવાથી નર માદા તેમને માટે ખાણું લાવી હાજર કરેછે, અને તેમનાં રક્ષણ માટે દુશ્મનોના હુમલાની સામે થાયછે.

શાહમુર્ગનું બળ અતિ જબરૂં છે, અને તેથી શોખને ખાતર માણસજાત અસલથીજ તેના ઉપર સ્વારી કરતો આવ્યોછે. ઇજીપ્ત દેશનો ફેર્મિયસ નામે એક આગલો રાજા, જે ઇસ્વી ૩ જી સદીની આખરીએ થઇ ગયો, તે પોતાના રથ સાથે શાહમુર્ગને જોડી તેમની પાસે તેને ખેંચાવી મજાહ મેળવતો હતો. વેલિસ્નિયેરી નામે એક લખનાર જણાવી ગયછે કે તેના જમાનામાં તેણે વેનિસ ખાતે એક જવાન માણસને શાહમુર્ગ ઉપર સ્વાર થઇ તમાશો કરતો દીઠો હતો. મો. એડન્સન નામે એક ઘણી શાહદત આપેછે કે પોડોર ખાતેનાં એક કારખાનામાં બે શાહમુર્ગોને જોયાં હતાં, કે જે હજુ તો જવાન હતાં તે છતાં પોતાની પીઠ ઉપર બબ્બે હબશીઓને

ત્રીને એટલીબધી ઝડપથી દોડતાં હતાં કે મોટામાં મોટી ઝડપવાળા શરતના ઘોડાને પણ તેઓ પાછળ પાડી દેતાં હતાં. હવે આમ છતાં આ પક્ષિઓને સ્વારીને માટે ઘોડાની માફક કજી સુધી પાળવામાં આવતાં નથી, તેનો સબબ આપણુ જાણતા નથી; તોપણ એટલી વાત જાણીતી છે કે આ મુર્ગ લાંબી મંજલ સુધી એકસરખી ઝડપ ચાલુ રાખી શકતાં નથી, પણ થાકી જાયછે અને થોડા વખતમાં ધીમાં પડી જાયછે.

પ્રાચિન કાળની પ્રજાઓમાંની એક "સ્ટ્રુથોફેગી" યાને "શાહમુર્ગ ખાનારી" ને નામે ઓળખાઈ ગઈછે. એ ઉપરથી જણાયછે કે આ પક્ષિનું ગોશ્ત ખાવા લાયક અને બીજાં ગોશ્તો કરતાં વધારે પસંદ કરવાજોગ હશે. રૂમી લોકોમાં પણ આ પક્ષિ ખોરાક દાખલ જાણીતું હતું. હેલિયોગાબિલસ નામે એક રૂમી શેહેનશાહને માટે એવી કહાણી છે કે તે દૈત્ય દર ખાનાં વેળા એકદમ ૬૦૦ શાહ મુર્ગનાં ભેજાંનો નાસ્તો કરતો હતો.

આ પક્ષિની ચામડી અતિ જાડી છે, અને તેથી આરબ લોકો તેને ચામડાંના ખપમાં લઇ શકેછે; તથા વળી તેનાં ઇડાંનાં મજબૂત કકણ કોટલાંનાં પ્યાલાં બનાવી તેમાંથી મદ્યપાન કરેછે. આ મુર્ગનાં પિછાંનો ખપ યુરોપમાં એટલોબધો વધી ગયોછે કે ફકત તેનેજ ખાતર એ પક્ષિઓનો જબરો શેકાર ચાલેછે.

આ શેકાર આરબો કરેછે, અને તે માટે સૌથી સરસ ઝડપવાળા ઘોડાઓનો ખપ પડેછે. જ્યાં એ પક્ષિઓનાં ટોળાં ફરતાં હોય ત્યાં આરબ ઘોડસ્વારો વાંને વેગે જાયછે, અને શેકાર નજરે પડતાંજ તે ઘોડાને જોઇને ભડકે નહિ અને મેદાનમાંથી પહાડો ઉપર છટકી જાય નહિ તેને માટે તેઓ ઘોડાની ઝડપ ઓછી કરી નાખેછે તોપણ શાહમુર્ગને પોતાની નજરમાંજ રાખેછે. હવે આ પક્ષિ જ્યારે પોતાની પુઠ પકડનારની જુએછે ત્યારે તે પ્રથમ ધીમેથી અને પછી ઘણી ઝડપથી નાસવા માંડેછે. એક માણસ મૈંદકદોડ એવી રીતે તે દોડેછે, જે વેળા તેની પાંખો તેના બે હાથો જેવી પહોળી થઇને પગને દોડવામાં મદદ આપેછે. આમ દોડીને શાહ મુર્ગ પોતાના શેકારીને પાછળ પાડી નાખેછે, અને તેની નજરમાંથી ગૂમ થઇ જાયછે. પણ તે આમ સીધુંજ દોડતું નથી અને તેની એ ખો જાણીને આરબ શેકારી તેની પુઠે સીધોજ ઘોડો દોડાવ્યો જાયછે. શાહમુર્ગ આડું ફાટીને ગોળ ચક્રોમાં પોતાનો માર્ગ બદલ્યા કરેછે, અને તેથી શેકારીઓ તેને એક નહિ તો બીજે રસ્તે સામા મળી જાયછે અને તેને ઘેરીને શેકાર બનાવેછે. ઘણીએક વાર શેકારીઓને તે આમ બેથી ત્રણ દિવસો સુધી ખેડવેછે; પણ અંતે ભુખ અને થાકથી પોતેજ આખેજ થાયછે, અને જ્યારે પોતાનો બચવાનો માર્ગ તે જોતું નથી ત્યારે પોતાના શત્રુનું મોહોડું પોતે જોતું નથી યા પોતાનું તેને દેખાડતું નથી, પણ તેને રેતીમાં ખોસી દેછે, યા ઝાડી આવી લાગી હોય તો તેમાં ઢાંકી દેછે. આવી રીતે તે પકડાયછે અને શેકાર બનેછે. જોકે ઘણુંજ નરમ સ્વભાવનું તે પ્રાણી છે, તોપણ કેટલીક વાર તો તે આવી વખતે જીવપર આવેછે અને પોતાની પુઠ પકડનાર સ્વાર સામે પોતાની ચાંચથી, પોતાની પાંખથી અને પોતાના પગોથી તે લડેછે. તેના ઝપાટાનું બળ એટલુંબધું હોયછે કે એક શાહમુર્ગ સામે થઇ તેને પાંખનો સપાટો દેખાડી નાસેછે ત્યારે શેકારી ચકભમ થઇ જાયછે.

અમેરિકામાં "રુહુ" નામે એક જાતનું ગંજાવર કદનું પક્ષિ વસેછે, જેને અમેરિકન શાહમુર્ગને નામે ઓળખવામાં આવેછે. એ તે ગીનીનું વતની છે, તેમજ ઉરુગ્વે નદી તરફ, તથા બ્રાઝિલ અને ચિલિ દેશોના માંહેલા ભાગોમાં વસેછે. દક્ષિણ અમેરિકાના બીજાબી ઘણા ભાગોમાં આ રુહુ પક્ષિ જણાયલું છે, પણ માણસની વસ્તી જેમ વધેછે તેમ આ બિકણ પક્ષિ વસ્તીવાળા ભાગો છોડીને બિયાબાનો તરફ રસ્તો લેછે. આ પક્ષિ શાહ મુર્ગથીજ કદમાં ઉતરતું છે. તેની ઉંચાઇ છ ફીટની અને પગોની લંબાઇ ત્રણ ફીટની છે. તેની જાંગ એક માણસના જેવીજ જાડી છે. તેને પુછડી હોતી નથી. કોટળામાંથી નિકળતાંજ બચ્ચાં જેને પોતાની આગળ ચાલતું જુએ તેની પુઠે દોડેછે. બચ્ચાં બાળ વયમાં તદન નિર્દોષ અને સારાં હોયછે, પણ મોટાં થતાં જંગલી અને બેવિશ્વાસુ બનેછે.

# પેશુ પસ્તાકિયાની પરણેતર.

૧.

## બુચાનું "મેસ્મેરિઝમ."

પેશુ પસ્તાકિયો નવી બાયડી પરણી લાવ્યો. એ કંઇ તેની બીજી કે ત્રીજી બૈરી હતી નહિ; પણ ઘણીએક નાજનીનો સાથ તેનું બોલાયા કીધું અને ભાંગી પડયા કીધું, તે પછી એકાએક તે કોઇ નવીજ વીશનખી પરણી બેઠો.

આલીમાય ખરેખર કોઇ વીશનખીજ હતાં. માબાપે માય માય કરીને લાડ ઉઘારેલાં તેથી સાસરેબી માય માય થઇને ખુરસીએ ચેહડી બેસવા માગ્યું. પણ સાસુ જરમાય એવાં જુહાક કે આલીમાયનાં નામમાંથી માય બોલજ કાપી નાખ્યો, ને અમથી આલી કરી નાખી.

એવો જુલમાત કાંઇ આલીમાયથી ખમાય? તેવણે પેસ્તનજી પસ્તાકિયાને દર રાતે "બેહસ્તન હોમલીબાઇ" ની માફક એકેકી "વાખ્મેજ" કેહી સંભળાવવા માંડી. આજે સાસુનાં કાળેધોળાંની બાજ—અરે ના રે! વાખ્મજ—તો કાલે સસરાની વાખ્મજરૂપી બાજ! પરમ દહાડે નણંદની—ચોથે દહાડે જેઠાણીની—પાંચમે દહાડે દેરાણીની. એ રીતે વાખ્મજ ઉપર વાખ્મજ અને બાજ ઊપર બાજથી બાપડો પેશુને તો બહુ કંટાળો આવ્યો. આખો દહાડો ઑફિસમાં ધમડબોરો કરીને રાત્રે ઘેરમાં જરા નિરાંતે ઘોંટાવા આવે તેમાં તો આ નવાં હોમલબાઇની વાખ્મેજ શરૂ થાય.

અંતે કંટાળ્યો: મા સાથ મરાયો, બહેન સાથ છેડાયો, ભાજઇઓને અસેમસે ઠપકો આપી પરવાર્યો. પણ આલીમાય એથીબી ધરાયાં નહિ. માયને તો જુદું ઘેર માંડી ધણિયાણી થવા ભાવતું હતું. અંતે તેમબી થયું, અને પેશુ પસ્તાકિયો પોતાની પરણેતર સાથ માતપિતા અને ભાઇ બહેનથી જુદો વસ્યો.

શાદી પછી એક વરસની અંદર એ સઘળો ફેરફાર થઇ ગયો; અને એ ફેરફાર જોડે એક નવો બનાવ બન્યો: આલીમાયે એક બુચો જણ્યો. માયની ખુશીનો પારજ શાનો! પણ પેશુને મનથી તો આ નવો કંટાળો ઊભો થયો. બાપડાની રાત્રે ઉંઘ જાય અને બુચાજી તો બાવાજીની દરકાર વગર આંખું ઘેર ગજાવે. પુત પણોતો તો ખરો. આલીમાય ભડભાડુતને કહે તેમ "એ તો મરદ સમજજો, એ તો માયબાપને ઉજરાં વાજરાં કરશે! એ તો બાપનો દાહારો ફેરવી નાખશે! એ તો માયનાં દુસ્મેનોને ઉંધાં નાખશે!" ઇત્યાદિ.

આવું આવું બોલે ત્યારે પેશુનાં પાકી આવે તેથી કોઇ વાર વચમાં ચોખો મુકી દે કે—"વારૂ ઉંધાં ચટાં નહિ કરે તે તપાસજે!"

આ સખુન આલીમાયને ગમે નહિ એટલે તેવણ જમીનપર સપાટ સુધાં પગ ઘસડે ને "બુસુ—બુસુ"; બોવારૂ એનીપરથી ઉંધાં ચટ કરવાને!" એમ બોલે.

હવે, સાહેબ, એમ કરતાં બુચાજીને દાંત આવવા માંડયા. બેચેની ઘણી થઇ; પેટ આવી ગયાં; શુમાર વગરનું રડે; માયજીના હોસકોસ ઉડી ગયા; બાવાજી રોજ કરતા સકાળા ઑફિસે જાય ને રાબેતા કરતાં અવેર ઘેરમાં આવે. પણ પિડાતો પગેજ વળગેલી માયજી આખા દિવસની બેજારીને લીધે રાતે ઉંઘી જાય, અને બુચાજી તો કળવાઇ કળવાઇને રડે, ત્યારે બાવાજીને માતાનો ભાગ બજાવવો પડે! બાપડો ઉંઘમાંથી ઝપકીને ઉઠે; આલીમાયને જગાડે; નહિ ઉઠે ત્યારે હાથના આંગળાં મારે; પણ તેવણ તો ઢોરની કાણ ખુરરર ખુરરર કરે.

અંતે પેશુને બુચાની માવજત માંથે પડે તેને ઝોળીમાંથી કહાડી પટાવે, હસાવે, લલચાવે, ખાઉ આપે; પણ બુચો જેનું નામ! એકનો બે થાય નહિ. પછી તો પેશુ હાલરડુંબી ગાય. બાપડો એમ કરતાં થાકીને લુસ થઇ જાય ત્યારે આસ્તે રહીને માયજી જાગે, અને પછી જાણે મા દીકરાએ બાવા સામે સંપ કીધો હોય તેમ બુચાજી ચૂપ થઇ જાય અને

માયજી તેને પાંસામાં લઇને પોઢી જાય ! અધળું સુંપાચુપ ! પણ બીચારા પેશુની ગયલી ઉંઘ કાંઇ પાછી આવે ?

એક રાત્રે બુચાએ પોતાના બાવાજીને એજ રીતે એટલોબધો કંટાળો આપવા માંડયો કે તેણે તેને અફીણની બાળાગોળી આપવાનો ઠરાવ કીધો. જ્યારે માયજી જાગ્યાં ત્યારે પેશુએ તેવણને પાસેના ઓરડામાં સેવા મોકલ્યાં. પણ આવી ગોળીઓથી બચ્ચાં થોડા વાર નચિંત પોઢવાને બદલે સદાનાં પોઢી જાયછે એવું પેશુએ સાંભળેલું હોવાથી તેણે બાળાગોળી આપવાનો વિચાર માંડી વાળ્યો. તેને એક નવો વિચાર આવ્યો.

તેનો એક દોસ્ત ચુસ્ત થિયોસોફિસ્ટ હતો, અને તે કેટલાક નબળી મનશક્તિના ભોળાવળા લુખઓને પોતાના હાથો વડે પસવારીને 'મેસ્મેરાઇઝ' કરતો હતો. આ છુમંત્રની ક્રિયા કેમ કરવી તે પેલા દોસ્તે પેશુને એક વાર શિખવી હતી. તે યાદ કરીને આપણા આ પસ્તાકિયા દોસ્તે પોતાનાં બચ્ચાંના ભવાં ઉપર પોતાનાં હથોડા જેવાં આંગળાં લગાર જોરથી દાબીને ઘસડયાં અને પછી તેનાં કપાળ ઉપરથી પોતાનો સુપડાં જેવો હાથ અનેક વાર ફેરવ્યો.

આ ક્રિયા એક તરફથી પુરી થઇ કે બીજી તરફથી આલાંમાય અંધારામાં ફાંફાં મારીને એક બાળાગોળી લઇ આવ્યાં. પણ એજ વખ્તે જેમ તેવણની તેમજ પેશુની અજબખીનો શો પાર ! બુચાજી એકાએક શાંત થઇ ગયા હતા અને રડતાં થાકી ગયા હોય તેમ બાપના નરમ હાથોમાં ઉંઘાતા હતા. બાવાજીએ તેને પાછો ઝોળીમાં સુવાડયો, માયજીએ ઓરણું ઓઢાડયું, અને પછી સઘળાં પોઢી ગયાં. આખી રાત વચે બુચો ફરીથી રડયોજ નહિ તો !

પણ સહવારે સઘળાં નાહીધોઇ, ચા નાસ્તો કરીને પરવાર્યાં તે છતાં હજુ બુચાજી જાગ્યા કેમ નહિ ! "મરૂં માયની અગાડી મુતેલા ઉઠાતા ને આજે પોહરીજ રહાછે કે, ધોળું ?" આલાંમાયે [illegible] ડાકલું કરીને સેજ માંય પુછ્યું. "અરે પેસ્તનજી, અહીં આવો તો. મને લાગેછ કે મારા રતનને એક દાંત ફુટો હોશે જો. તાંહાં લગીણું એમ કરારે પોહરી રેહ નહિ."

પેશુ જરા ગભરાયલો ફરતો હતો. રાતે 'મેસ્મેરિઝમ' નું ધંત્રમંત્ર કીધા પછીજ બુચા ઉપર આટલીબધી અસર થયલી તે માનતો હતો. રખેને તેનાં કાંઇ માઠાં પરિણામ નિપજે, એવો તેને વહેમ હતો. ઑફિસમાં જતી વેળા તેણે પાળણાંમાં ડોકાવ્યું; તેને સાહીપેટ હલાવ્યું; પછી મોટે સાદે ખંખાર માર્યા; પછી વગર કારણે બુમો નાખી દઇ ગોંધાટ કીધો. પણ બુચાજી પોઢયા તે જાગેજ શાના !

પેશુ પાઘડી પહેરી નિકળ્યો. આલાંમાએ ફરમાવ્યું કે "તમને તો જબરીથી બારણું ઠાંકી જવાની આદત છે, પેસ્તનજી, તેમ આજે ના કરતા; બુચાજી જાગી ઉઠશે જો !"

પણ પેશુએ તો દરરોજ કરતાં વધારે જોશથી બારણું ઠાંકયું, અને જાણે પવનથી ઉઘડી ગયું હોય તેમ ફરી ફરીથી ધડાકાબંધ ઠાંકયાજ કીધું. તેની મતલબ તો કોઈબી જાતની ગડબડથી બુચાને જગાડવાનીજ હતી. પણ એ સઘળી જેહમત ફોકટ ગઇ. બુચાજી તો જાગ્યોજ નહિ.

પેશુને ગભરાટ પહોંચ્યો. બુચો જાગશેજ નહિ તો ? પેલો રિપ વાન વિંકલ ૨૦ વરસની ઉંઘમાં પડયો હતો તેમ બુચો રખે બીજો રિપ વાન વિંકલ ઠરે ! રખેને ઉંઘમાંનો ઉંઘમાં તે મોટો થાય ને માબાપને નહિ ઓળખે ! રખેને આ કાંઇ નવાઇ જેવું બાળક નજર આવે અને તેને ઉઘેલું દેખાડવાનો તમાશો કરી બતાવવા વેલાત અને અમેરિકા લઇ જવાની માંગણી થાય !

બાપડા બાપને એવા એવા વિચારો ફોલી ખાવા લાગ્યા. હવે કરવું શું ? ઑફિસમાં તે ગયો તો ખરો, પણ તેનું ધ્યાન કયાંથી લાગે ? રખેને બુચો હજુ ઉંઘમાંજ હોય ? સબ માથું દુખવાનું બહાનું કહાડી, રજા લઇને તે ઘેર પાછો ફર્યો. આજાં બુચાને જગાડવા માંગતી ન હતી તે હવે તેને સુતેલો જોવા માંગતી ન હતી.

"પેસ્તનજી, બુચો તો ઉઠેજ નથી જો! હવે શું કરૂં ?" પોતાના ખાવંદને પાછો ફરેલો જોઈ તેણી કળવાઇને બોલી.

આલાં નહિ જુએ તેમ પેશુએ પોતાની પાઘડીમાંથી ખેંચી કહાડેલી ટાંચણી બુચાના પગમાં ભોકી; પણ એ તદબીરથીબી તે બચું જાગ્યું નહિ. ફરી ફરીથી ભોકી જોઈ, પણ કાંઈજ વળ્યું નહિ.

"મને લાગેછ કે એ આખો દાહડો ઉંઘાઇ ઉઠશે તો આજે રાતે આપુણે પાછો તોબા બોલાવવાનો !" પેશુએ આલીને કાંઇબી જવાબ આપવો જોઇએ, એમ સમજીને કહ્યું.

"કંઈ નહિ, તે ખમાશે, પણ મારો પોરી સુઇ રેહ તે નહિ ખમાય જો. એને કંઇબી કરીને જગારવો તો જોઇયે. મને તો ધુજરાં છુટેછ જો. કેહતીથી એ નહિ ખમાય જો. તમે અત્તરઘરી જઇને ડાક્ટરને તેરી લાવો; જોયા શું કરોચ, ઉજબખની પખે? મકુંજે અત્તરઘરી ગુસ્તાદજીને બોલાવી લાવો."

પેશુ ગયો અને અર્ધા કલાકમાં ડાo ગુસ્તાદજી ઘામટ સાથે આવી પુગ્યો. તેવણે બુચાને સારીપેઠે તપાસ્યો, અને પછી જોઈ જોઇને બોલ્યા કે "એને તો કોઇએ અફીણ ખવાડયુંછ !"

"અફીણ ? મેં તો નહિ ! વારૂં પેસ્તનજી, રાતે હું સુતેલી ઉતી ત્યારે તમે બુચાને પેલી બાલાગોરી તો આપી નથીની ?" આલાં પોતાના વરપર ઉતરી.

"તે ગોરી લેવા તો તું ગઇતી—મારી પાસે કાંહાંથી હોય જે હું આપું ? વારૂં તેં તો નથી આપી ?" પેશુએ તેનેજ સપડાવવા માંગી.

"તેજ હું શોધુંછ, પણ મને પોતી નથી, ત્યારે તે કાંહાં ગઇ ? પેલી ગોરી લાવીને મેં આએ ગોખપર મુકીતી તે કાંહાં છે ? પેસ્તનજી, જોજો હ ! સાચું બોલજો. તમે તે ચોરી હોય તો ડાકટરની આગર છુપાવતા ના. અરે હા; તમારા હાથમાં ઉતો ત્યારેજ બુચો તો ઉંઘમાં પર્યોતો: તેનું કેમ ? જાંહાં છે તાંહાં તમેજ એને કંઈ ચટાડુંછ. બોલો સાચું !"

"આલાં, વારૂં કોઇ દાહાડે હું જુઠું બોલ્યોછ ? હું સોગન ખાઇને કેહુંછ કે મેં કંઇ એને બાળાગોરી આપી નથી કે અફીણ ચટાર્ડુંબી નથી." પેશુ પરસેવે ગર્કાવ થઇ જઇને બોલ્યો. તેણે ડાક્ટર તથા પોતાની બાયડી આગળ તદન નિર્દોષ દેખાવા માંડ્યું.

"આવો દાખલો મેં મારા જન્મારામે જોયો તો નથી, પણ સાંભળ્યોબી નથી. બાર કલાક સુધી બચું ઉંઘાઇ રેહ, એ બનેજ કેમ ?" ડાo ગુસ્તાદજી ઘામટ બોલ્યા. "મારે એ વિશે ડાo કૈકાઉસ કરામતને ખબર આપવી જોઇશે. રાખો, હુંજ જઇને તેવણને બોલાવી લાઉં. મને ઉમેદ છે કે તેવણ કંઇબી નવો ઇલાજ સુઝવશે."

આલાંમાય તો હવે આંખપાણી કરવા બેઠાં. સારૂં થયું કે ડૉક્ટરે પોતાનાં નામ મુજબ કાંઇ ઘામટ કીધું નહિ. જેવા તેવણ દાદર ઉપરથી નીચે ઉતર્યા તેવોજ પેશુ કંઇ વાત યાદ આવી હોય તેમ પુઠે ગયો, અને ખડકીમાં ઉભા રાખી તે ડૉક્ટર સાથે વાતે વળગ્યો.

"ડાક્ટર, ડાક્ટર ઘામટ, મારે તમને કંઇ કેહવુંછે. પણ વાત છુપી છે તેથી તમે કબૂલાત આપો તો કેહું." પેશુએ ધુજતે હાથે ડૉક્ટરનો હાથ પકડી બહુ નમનતાઇથી ડચકાં ખાઈ ખાઇને કહ્યું.

"એટલુંબધું તે શું છે ? કેહોની ?"

"પણ તમે મારી બૈરી આગર વાસી ના આપતા જો."

"નહિ. બોલો, શું છે ?" ડૉક્ટરે કબૂલાત આપી.

"બુચાને શું થયુંછ તેની મને ખબર છે, ડાક્ટર."

"એમ કે ? ત્યારે મારા સાહેબ ક્યારના ભોંસી કેમ નથી મરતા ! કેહોની, તેને શું કીધુંછ તમે !

"અરે કંઇ નહિ રે ડાક્ટર. મેં તો કેની તે રાતે ઘણોજ રરતોતો તેથી જરા 'મેસ્મેરાઇઝ' કીધોછ."

"મેસ્મેરાઇઝ કીધું ? આટલાં નાના બચાને ? પણ ત્યારે પાછું તેને જાગૃત કરિયું કેની ?" ડૉક્ટરે ઠપકો દીધો.

"પાછું જાગતું કેમ કરવું તેની મને ખબર નથી, ડાકટર. એબ્બી મને એક વિયોસોફિસ્ટ દોરતે શિખવેલું તેથી કીધુ. બે ચાર મરતબે મેં મારો હાથ બુચ્ચાનાં કપાર ઉપરથી ફેરવ્યા કીધો કે તરત તે ઉંઘાઈ ગીયો. હવે એને જાગતો કરવો જોઇયે."

"તે કોણ કરે ? તમે તો, પેલી, અલીબાબાની વાતમાં છે તેમ કીધું. ચોરોનો ખજાનો ચોરવા ગયલા તેના ભાઇને દરવાજો ઉંઘાડતાં આવડયો તો ખરો, પણ બંધ થઇ ગયલાં બારણાને પાછાં ખુલ્લાં કરતાં આવડયું નહિ તેથી તે સપડાઇ ગયો; તેનો હાલ તમારો થયો. તમે અર્ધું માથું બોડયું, ને અર્ધું બીજાને વાસ્તે રેહવા દીધું કે! ચાલો ડૉ० કરામતને શોધિયે. તેવણને મેસ્મેરિઝમ આવડતું હશે કદાચ."

બને ડૉ० કરામતને શોધી લાવ્યા, અને તેને સર્વ બિનાથી વાકેફ કીધો. આ તબીબ વધારે કાબેલ હતો. તેણે ધીરજ આપી કે કંઈ ફિકર કરવી નહિ. ઘરમાં દાખલ થયા ત્યારે આલાંમાય તો આંખપાણી કરતી કરતી ઊંઘાઇ ગઇ હતી. અને બુચ્ચો તો ઉંઘેલો હતોજ.

ડૉ० કરામતે બુચ્ચાને બિછાના ઊપર લીધો; તેના નાનકડા હાથોની હથેલીમાં થાથા થાબડી કીધી; તેનાં કપાળ ઉપર હાથ ફેરવ્યો; અને તેના ચેહરા ઉપર થંડાં પાણીના ફટકા માર્યા.

જાદુ તુટી. છુમંત્રનું જોર ભાગ્યું. બુચ્ચો સાવધ થયો, અને થોડીજ પળમાં આંખ ઉઘાડી એવો તો તિખ્ખલાને રોવા મંડયો કે ડૉકટર ધામત અને ડૉ० કરામત બંને અચરત થયા. બુચ્ચાજીના સાદ તે ગોયા ફરેશ્તાની બશારત હોય તેમ માયજી જાગી ઉઠયાં. રડવાનું ભૂલી જઇને આલાંમાયે બુચ્ચાને છાતી સાથે દાબ્યો.

"ડાકટર, એને શું હતું ?" તેણીએ નવા તબીબને પુછ્યું.

"તમારા વર કેહછ કે એવણે એને ઝાડા પીછી જેવું કંઈ કીધું હતું, જેને ઇંગ્રેજીમાં 'મેસ્મેરિઝમ' કેહેછે," ડૉ० કરામતે ભરમ ફોડી આપ્યો, કારણકે એ તબીબ કનેથી પેશુ વાત છુપી રાખવાની કબૂલત લેતાં ભૂલી ગયો હતો.

આવાંના મિજાજનું હવે પુછવુંજ શું ? પેશુ જાણે કોઇ ખૂની બદમાશ હોય તેમ તેણી તેની તરફ ડોળા ચહડાવીને જોવા લાગી. તેણીથી વધારે તો કશું બોલાયુંજ નહિ, કેમકે ગુસ્સાથી છાતી તદન ભરાઇ આવી હતી, અને તેના ધુમ્માથી તેની ગળાંની નળી ચીકાર ભરાઇ ગઇ હતી.

તોપણ "મુઆ દેવ !" એટલા સખુન ડૉકટર કરામતે અને ડૉકટર ધામતે જતી વેળા સાંભળ્યા. તેમના ગયા પછી પેશુ પરતાકિયાએ તો બીજા ઘણા ફરમાશુ સખુનો સાંભળ્યા, કે જે કવિ નર્મદાશંકરની ડિક્ષનરીમાંથી મળી શકતા નથી.

# વરસાદને વિનંતી.

દોહરા.

હરગરી સહુ થાકી ગયા, વરસો નહી તલવાર;
મોઘા માગો માંનસાં, શીદ કરોછો વાર. ૧
ધારણમન રેહેતી નથી, વખત સખત બહુ જાય;
બુંદ નહી ત્યાં પારસી, કહો પ્રાંણી શું ખાય. ૨
સમજુ ને શાણા થઈ, કઠણ થયા કયમ આજ;
અવસર પણ આવો નહી, પ્રેમબંધુ મોહારાજ.
પાપ અમારાં ફરી વળ્યાં, પણ પશુનાં નવ હોય,
આપ ન આવો અવસરે, અચરજ કેહે સઉ કોય
જનુમાં જયમ કણી સંચયો, શું આવી તમ દ્વાર
બગીચા બાંધ્યા તેહના, ચઢી શકયો નહી વ્હાર
કહો ગઇ ક્યાં ગરજના, ગયો વળી ગગડાટ;
ચમકારા કયમ નો દીસે, પડી મયા કયમ ઘાટ.
શમસેરે બાહાદુર હતા, હિતેચ્છુ દુઃખ હરનાર;
બાદળ ઘન વરસાવતાં લાગે શાંની વાર. ૭
ના, ના, મેહેણાં નવ ઘટે, વાહાલા મારા વીર;
દુખીયારાના વેણમાં, હોવ નહી કંઇ હીર. ૮
વચન વદન સહુ દીનનાં, દેખી લ્યો સંભાળ;
અમલ વખત વહી જાયછે, રોકો દુઃખનો કાળ
હરગરી કેહેછે તે બધા, સુણો દુખી આ લાપ,
મેણુ સુખથી સાંભળી, શીદ ખુવોછો માપ ૧૦
સંતાકુકડી શું રમો, વાદળીની સંગાથ;
વસમી વેળા વાલમા, બનો રંકના નથ ૧૧
સુખ સૈયામાં છો સુતા, વિજળી ચાપે પાય;
ગાન તાન ગગડાટ ત્યાં, દુખીયાની શીદહાય.
શરણ તમારે સોંપીશ, આવી લ્યો સંભાળ;
પૂછે પ્રભુ તમને કહી, કેહેશો શું તે કાળ. ૧૨

કૃપા કરી મેહેનત લઇ, ચઢો ૨ કની વ્હાર,
વરસો પરસે ભુમહીં, ઉતારો ભુભાર ૧૪
સમજણ સરખુ છે કહ્યુ, વ્સરાવો નહી આપ
ઘર ખેતર પાવન કરો, ખેહુતના માબાપ ૧૫
ગરજીની અરજી સુણો, થાઓ ગરીબ નિવાજ
નીસાન ડંકો લઈ કરી, ચઢો સવારી કાજ ૧૬

ભોળાનાથ બાપાલાલ.
["શમશેર બહાદુર" ઉપરથી]

---

## શેત્રંજની બાજી ૩૪૩ મી.

કાળાં.



સફેદ.

પ્રથમ સફેદની ચાલણુ છે અને કાળાની ત્રીજે હાથે **માત્મત** છે.

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

**શેત્રંજની બાજી ૩૪૨ મીના —**

૧—૨૭ મે ઘરના સફેદ ઘોડાને પાચમે ઘર બેસો, કાળો ઉંટ ૩૭ મે ઘર બેસશે,

૨—પાચમે ઘરના સફેદ ઘોડાને ૧૧ મે ઘર બેસો, કાળુ ગમે તે ચાલે;

૩—તે મુજબ હાથી, ઉંટ યા ઘોડા વડે **માત્મત.**

---

મુબઇ, દફતર આશકારા કેસરેમીન ઑર્ડન ધનજીન પ્રેસમા એદનજી માણેકજી વારજાએ છાપ્યુ છે.



યુજીની:

ફ્રાન્સની પદભ્રષ્ટ શેહેનશાહ બાનુ.




# નૂરેએલમ.

સપટેમ્બર ૧૮૯૮.


## ગુલાંનો ગુલામ:

અથવા

## બાવફા અને બેવફા.

(પારસી સંસારની એક નીતિબોધક વાર્તા.)

### પ્રકરણ ૩૨ મું.

### પ્યાર પ્રકરણ.

મેજર ગ્રાઇમ્સના વજીફામાં જમાદાર ફતેહઅલીનું ભોજન લાવનાર છોડી સકીના ઉપર આ જમાદારસાહેબ પેહલાજ મોહિત થયા હતા. એટલે જે પોતાંની ૩૫ વરસની ઉમરમાં તે આગળ કદી કોઈ ઉપર પ્યારમાં પડયો હતો નહિ અથવા લગ્નના ગાંઠથી બંધાયો હતો નહિ. મુંબઈથી નાસી આવ્યો ત્યારે તે છોકરવન ઉમરનો હતો, અને ત્યારબાદ મધરાજમાં મોટો થયા છતાં પોતાના જાતવાળાઓ સાથ તે ઝાઝો ભિળાયો હતો નહિ—એવી બીકથી કે રખેને પોતે પકડાઈ આવે—અને લગ્નનો તેણે કોઈ વાર વિચાર કીધો હતો પણ નહિ.

હવે મેજર ગ્રાઇમ્સના વજીફામાં એક વાર આગળ જમાદારે સકીના છોકરીને જોઈ હતી, જેણી નાવારેસ અને નાચાર હોવાથી મેજરની બાયડીએ નાનપણથી તેને પોતાની જોડ રાખીને મોટી કીધી હતી. તોપણ મેજરે તેને ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરી દીધી ન હતી, અને તેને ખ્રિસ્તી પોશાક કે નામ આપ્યાં પણ ન હતાં. મેજર તેને પોતાની નોકરીમાં રાખ્યા છતાં તે તેણી તરફ એક શેઠના જેવી કડી નજરથી નહિ પણ એક બાપના જેવી માયાથી જોતો હતો. તેણીને મેજરના વજીફામાં બીજા નોકરો કરતાં ઘણો હક અને સત્તા હતા, અને તેનું મુખ્ય કામ બાવરચીખાનામાંથી પકાવેલું ખાણું મેજર તથા તેને બાયડીને માટે લાવવા લઇ જવાનું, તેમના ખાનપાનના તથા સુવા બેસવાના ઓરડા સાફસુફ રાખવાનું અને મહિને દહાડે નોકરોને પગાર ચુકાવી આપવાનું હતું.

જ્યારે જમાદારનું ભોજન લઇને સકીના આવી લાગી ત્યારે તેનાં દિલમાં કાંઇ ઓર ખુશી પેદા થઇ, અને જાણે એજ છોકરી પોતાની ભવિષની બીબી થનાર છે એવું પોતાને ગ્નાન થયું હોય તેમ તે તેણી તરફ નાજુક બની ગયો. "નાજુક બની ગયો" એટલે તે તેણીના ગુલામ જેવો નહિ, તેણીની માં જેવો બી નહિ, પણ તેણીના બાવંદ જેવો માયાળુ અને દયાળુ થઇ ગયો.

"સકીના, હું થોડા દહાડાપર અહીં આવેલો, ને આપણે વાતો કીધેલી, ત્યારે તારાં મનમાં એવું બી ખરૂં કે હું પાછો ફરીશ ને તને પાછી દેખીશ? આ બધું સરઘસ હું સાથે લેતો આવીશ એવો તને ખયાલ તો નહિજ કની?" તેણે નરમાશથી પુછયું, અને તેણીના હાથમાં પકડેલો શરાબનો શીશો ખુશીથી લઇને પોતાની ટેબલ ઊપર મુકયો.

"ના, નહિજ, સાહેબ," તેણી નમનતાઈ અને સભ્યતાથી બોલી.

"સાહેબ? સાહેબ કોણ? ખબરદાર, સકીના, તું ફરીથી મને સાહેબ કરીને બોલાવતી ના. મને વહાલા કહેજે, મને પ્યારા કહેજે; અથવા જો એ બોલો બોલવાનો હજુ વખ્ત આવ્યો નહિ હોય તો મને ફતેહઅલી કહેજે; પણ જમાદાર કરીનેબી બોલાવતી ના, કે સાહેબ કે શેઠ કહીને પણ મને અપમાન આપતી ના."

જમાદારના આ સખુનોથી સકીનાને હસવું આવે તેમાં નવાઈ નથી. તેણી ખડખડ હશી પડી, અને પછી પુછવા લાગી કે "શું પેલા મુએલા માણસને તમે માર્યો ખરો કે?"

"કેમ નહિ? હું એને નહિ મારત તો આજે આપણ વાતબી કરવા પામત કે? તે તારૂં ગળું નહિ કાપી નાખત અને મેજરના વજીફામાં ખૂનામરકી ચલાવીને લુટફાટ નહિ કરત કે? તુને આમ કમરમાંથી પકડીને ઉઠાવી નહિ લઇ ગયો હોત કે?" આમ કહીને જમાદાર સાહેબે તે છોકરીને કમરમાંથી પકડીને ઉઠાવી, અને તેણી ખડખડ હસવા જોડ બૂમ પાડવા લાગી. "વાહ વાહ, સકીના, પ્યારી તેરી ચશ્મા કેસી મજેહદાર અલ્લાહ મિયાને બનાઇ હય? મેનેતો આજજ દેખી એસી આંખ્યાં!"

આમ બોલીને તેણે તે નારીને પાછી તેના પગ ઉપર ખડી કીધી, અને તેના સુંદર ગાલ ઉપર એક આંગળી ઠોકી. સકીના કાંઇ બોલી નહિ, પણ ગાલ ઉપર ઉનું લાગ્યું હોય તેમ પસવારવા લાગી.

"મોહબત કેસી હોતી હય ઉસ્કી તેરેકુ કુછ ખબર હય?" જમાદારે ઝીણી આંખ કરીને તેને સવાલ પુછયો.

"ના જી. તમને હશે." સકીના બોલી.

"ના, મેરેકુબી ખબર ન થી; પણ તને એ મરતબે દેખી ત્યારથી મને મોહબતની ખબર પડી. તે વખ્તથી હું તારી મોહબતમાં ફસ્યો. ચાલ વારૂં મારા સવાલનો જવાબ દેઃ—એક દોલતમંદ જવાન, મારા જેવો પઠો, તારો ખાવંદ થાય તો તને ગમે કે નહિ? અબી સચ બોલો હં. જુઠેકી મુજે બોત છીટ હય."

"તમેતો ઠઠા કરોછ, સરદાર!" પેલી છોકરી લજવાઇને બોલી અને નીચે જોવા લાગી.

"શાદી કુછ ઠઠા મસ્ખરીકી બાત હય કે કયા? ના, મેંને કુછ ઠઠા લગાઇ નહિ હય. મેં ખરીજ બાત શુરૂ કીઈ હય. લે, ઇધર આ, તેરી ખુશી હોવે તો મુજે એક બોસ્સા લેને દે. કોઇ લોગ એસા બેવકુફ ઔર મોહબતકા કાનુનસે બેખબર હય કે ઓરતકી પરવાનગી બિન પુછે, આપ મર્જીસે ઉનકુ બોસ્સા લેતા હય. એ બાત મેરી પાસ નહિ હય. મેં તો પેહલી તેરી રાજીખુશી પુછતા હું. દેખ, એક બોસ્સેકી નવાજેશ કરકર તું મેરી ઓરત હોગી? સચ બોલ, મેં તેરે લાયકકા ખાવંદ હઉં યા નહિ?

સકીના મુગીજ ઉભી, પણ હવે તેણીએ નીચેથી ઉચે જોયું, અને તેબી જમાદાર તરફ જોયું. એ વેળા તેણીની આંખમાં મીઠાશ હતો—મોહબત હતી. તેણી દામે ઉલ્ફતમાં ફસેલી જણાતી હતી. તેણી શેકારીના હાથમાં ગુલામ જેવી હતી. જાણે તેણી મુખથી નહિ પણ આંખોથી હા કહેતી હતી. ખરી વાત એ હતી કે તેણી પણ જમાદારની મોહબતમાં ફતેહઅલીના જેવીજ ગિરફતાર થઈ ચુકેલી હતી. જે દિને પેલા બે લુટારાઓ મુદાલ્બર અને દાદુ જોડ જમાદાર સરકારી પોલિસનો લેબાસ લઇને મેજર ગ્રાઇમ્સને ઠગીને જોઈતી વસ્તુઓ લઈ નાઠા હતા, તે દિને જમાદારને પોલિસ ડ્રેસમાં જોઇને સકીના તેજ વખ્તે તેના ઉપર ફિદા થઇ ચુકી હતી. તેનો શોભઇતો ચેહરો તેના આ ફુલ ડ્રેસથી વધારે દીપક મારતો તો હતોજ, પણ સકીનાની નજરમાં તો તેની જોડીજ ન હતી. ત્યારબાદ આજે તેને પાછો જોઇને તેણીનાં જીગરમાં પેદા થઈ ચુકેલી મોહબત તાજી થઇ, અને જમાદારે પોતેજ જ્યારે તેણીને પોતાની શાદીમાં લેવાની માંગણી કીધી ત્યારે તેણીનો હરખ સમાયો રહ્યો નહિ.

તેણીએ કશો જવાબ દીધો નહિ, પણ જવાબ તો જમાદારને મળી ચુકયો હતો. તે

તો તેણે તેની આંખોમાં દુર્બીન ચલાવીને મેળવી લીધો હતો. જમાદાર પોતેથી એ બાબતમાં કશું વધારે બોલી શકયો નહિ, કેમકે મેજર ચાર્લ્સ પોતેજ હવે તે જમવા બેઠો હતો ત્યાં આવી લાગ્યો.

ફતેહઅલી પોતાની ભુખ પ્રમાણે હજુ જમી રહ્યો ન હતો. તે આજે આખા દિવસની થાક અને મેહેનત સાથ સરખાવતાં કંઇજ જમ્યો ન હતો એમ કહિયે તો ચાલે. પણ આજે તેની ભુખ મરી ગઇ હતી. બલકે આજે મોહબતથી તેની ભુખ ભાગી ગઇ હતી. ભોજનની જગા મોહબતે લીધી હતી, અને શર્મીળ સકીનાએ આપેલા એકજ બોસાના બુકથી જમાદારની ભુખ તૃપ્ત થઇ ગઇ હતી. એટલા માટે મેજરને આવતો જોઇને સકીના સાથની પોતાની મોહબતની વાતો છુપાવવા અને તેણીને તે ઓરડામાં નકામી ઊભી રહેવાના ઠપકામાંથી બચાવી લેવા માટે જમાદારે ખાણાં ઉપરથી હાથ બાંધ્યો અને સકીના તેનાં ભોજનનાં વાસણો જાણે કાંઇ જાણતીજ નહિ હોય તેમ ઉઠાવી ચાલી.

---

## પ્રકરણ ૩૩ મું.

## સકીના.

"કેમ જમાદાર, જમ્યા?" મેજરે પુછ્યું. "ચાલો હવે તમારી કબુલત મુજબ જે કાંઇ બન્યું હોય તેની સર્વ હકીકત મને માંડીને કહો. અગર નહિ તો તમને મારા કેદી બનાવીશ—સરકારનાં નામથી, હં!—કેમકે હું સુબેહનો અમલદાર અને વળી ઑનરરી મેજીસ્ટ્રેટ છું."

"ધનવાલ્લા! મેજરસાહેબ જમાદારને મુખથી સચાઇ સિવાય બીજું કંઇ સાંભળશેજ નહિ." આમ કહી પોતાનાં પ્યાલામાં રહી ગયલો થોડોક શરાબ એઠી જઇ જમાદારે મેજરે પેક લીધો હતો તેની બરાબર પાસેજ પુર્યો લીધો, અને પછી મધરાજના મેજીસ્ટ્રેટો વચે તકરાર ચાલી હતી ત્યારથી તે ભોજન લીધું ત્યાંસુધીની સર્વ હકીકત માંડીને કહી સંભળાવી. આ સર્વ બિના મેજરે ખૂબ ધ્યાનથી રસ લઇ લઇને સાંભળી, અને વચ્ચે વચ્ચે જમાદારને શાબાશી આપી ચહડાવ્યો. તેની બાહદુરી અને ચાલાકી જોઇને મેજર ઉપર ઘણીજ અસર થઇ, તે અહીં સુધી કે છેવટે તેણે પોતાની સર્વ મગરૂરી બાજુએ મુકીને જમાદારનો હાથ પકડી ભારી જોશથી હિલવ્યો અને તેનાં કામો તરફની પોતાની ખુશહાલી જાહેર કીધી.

આથી જમાદારને એક ચોક્કસ કામ વિષે મેજર આગળ વાત છેડવાની હિમત આવી. જમાદારે ધાર્યું કે સકીના સાથની શાદી માટે મેજરની પરવાનગી મેળવવાની જમાદારની મતલબ હશે. પણ નહિ, તેમ હતું નહિ. એ પરવાનગી તો જમાદારને પોતાના રૂ૧૦૦૦ પાકા કરી લેવા માટેની હતી. પોતે દાદુ લુટારાને માર્યો હતો તે બાબે મેજર કનેથી મેજીસ્ટ્રેટ દાખલ સર્ટિફિકેટ મેળવવાની હતી. આગળ પોલિસ અમલદારો જે લુટારાઓ માટે ઇનામો અપાતાં હતાં તેમનો જાન લીધેલો છે એવો દાવો ઉઠાવી બળતાજ માણસોની લાશ રજુ કરતા હતા, અને લાંબા દિવસોને લીધે તે લાશ બિગડી જતી હોવાથી ચેહેરો એવો ખરાબ થઇ જતો કે સરકાર તરફથી કોઇથી ધણી તે ઓળખી યા પિછાની શકતું ન હતું, જેથી કરીને ઠગાઇ પકડાતી ન હતી, પણ મુફતનાં ઇનામો ઉડાવી જવામાં આવતાં હતાં. આ ઠગાઇ પાછળથી ઉઘાડી પડવાથી સરકારે ફરમાવ્યું કે લુટારાની લાશ તેને માટે જાહેર થયલાં ઇનામ વેળા પ્રગટ કરવામાં આવેલાં તેનાં શરીરનાં બયાનને મળતી આવેછે એવી તે લાશ જોઇને સર્ટિફિકેટ કોઇપણ સરકારી અમલદાર તરફથી મળી હોય તોજ તે ઇનામ તે લુટારાને મારનારને મળે.

હવે દાદુનો જીવ લીધા પછી તેને છેક મધરાજ સુધી લઇ જતાં છ દિવસ લાગે એમ હોવાથી તેની લાશની તપાસ લેઇને સર્ટિફિકેટ મેળવવાની જમાદારને જરૂર જણાયાથી તેણે તે માટે મેજર ચાર્લ્સને અરજ કીધી. અને

મેજરે તે કબૂલ રાખીને રાતોરાત મશાલની રોશની કરાવી દાદુની લાશની તપાસ લીધી, અને સરકાર તરફથી જાહેર થયલાં ઇનામ વેળા દાદુની જે નિશાનીઓ સરકારી ગેઝેટમાં છપાઇ હતી તે નિશાનીઓ સાથ દાદુની તાજી લાશની નિશાનીઓની સરખામણી બારીકીથી કીધી, અને સઘળું બરાબર જણાયાથી મેજરે તેને સર્ટિફિકેટ લખી આપી. એ વેળા જમાદારે એક નાનું જેવું ભાષણ કીધું અને પોતે દાદુને કેમ માર્યો હતો તેનું રંગીન વર્ણન મેજરના તમામ નોકરોનાં દેખતાં આપ્યું અને સઘળાઓની શાબાશી મેળવી.

આ કામ પુરું થયા પછી સઘળા નોકરોને રૂખસત આપી જમાદાર મેજર સાથ વાતે વળગ્યા. પ્રથમ સકીનાની સ્તુતિ ગાઇને મેજરને મુખથી તેની તારીફ કરાવી, અને તેણી લખી વાંચી જાણેછે એમ જાણી લીધું. પછી પોતે લૂટારાઓને પકડી મેજરના વજીફાને તથા આસપાસના જીલ્લાને સદાની લૂટફાટ અને મારફાડમાંથી બચાવ્યો તેનાં હેસાનમાં એ જીલ્લાવાળાઓએ પોતાને કંઈ ઇનામ આપવું જોઇયે એવી સુચના કીધી. એ વેળા જમાદારે મેજરને અતિ ઘણો તાડપર ચઢાવ્યો અને તેનાથીજ આ કામની હિલચાલ થેઈ શકશે એમ જણાવ્યું. આ ઉપરથી મેજરને કબૂલ કરવાની ફરજ પડી કે જીલ્લાનાં લોકોએ પોતપોતામાં એક સારી જેવી રકમનું ઉઘરાણું કરીને જમાદાર ફતેહઅલીને એક "પર્સ" ભેટ આપવીજ જોઇયે. વળી એ કામની આગેવાની પોતેજ લઇને એ કામપર ઊતારવાની મેજરે કબૂલત આપી. જમાદારે આ સર્વ મેહરબાનગીને માટે મેજરનો ભારી આભાર માન્યો, અને ફરીથી જો કોઇબી લૂટારાઓ મેજરની માલમતાની ખરાબી કરતા જણાય તો તેમને તતકાળ પકડી આપવાની જમાદારે પોતાની તરફથી કબૂલત આપી, અને પછી બંને છુટા પડયા.

બીજી સહવારે સઘળી તૈયારીઓ કરીને જમાદારે મઘરાજ તરફનો માર્ગ લીધો. દાદુની લોથને એક પેટિયાંમાં નાખી ગાડાંમાં ચહડાવી લીધી, અને તે ગાડું હાંકવાનું કામ મેજરના પેલાજ ભરવાડને સોંપ્યું, કે જે નજરે જોનાર સાક્ષી હોવાથી તે જમાદારને માટે કીમતી સાહેદ હતો. પેલી બે સ્ત્રીઓને દાદુની લાશવાળી પેટીની આસપાસ બેસાડી, તથા બાકીના લૂટારાને તમામ બેડી સાથ ઘોડાપર બાંધેલા રાખીને જમાદારે પોતાની બાજુએ ચલાવ્યો.

હવે ઊપડવાનો વખ્ત થયો. જમાદાર મેજરની રજા લઈ પોતાના ઘોડા ઉપર સ્વાર થયો. સકીનાને તેણે કબૂલત આપી હતી કે મઘરાજ જઇ, ઇનામ લઇને પછી તે પોતે તેણીને લેવા થકી મેજરને વજીફે આવશે, અને મેજરની પરવાનગી તથા આશીર્વાદ તથા કંઇક બક્ષેશ સાથ તેણીને ઊઠાવી જશે.

પણ એ સઘળી મીઠી મીઠી વાતો સકીનાને ગળે ઉતરેલી જણાઈ નહિ, કેમકે ઉપડવાને વખ્તે તેણી જમાદારની નજદીક આવી અને રડવા લાગી. અહીં તેણે તેણીને ફરીથી સોગંદ ખાઈ કબૂલત આપી; એટલામાં મેજરે દેખાવ દીધો, જેને જમાદારે પેલું ઉઘરાણું જેમ બને તેમ જલદીથી કરવા માટેની તેની કબૂલતની યાદ આપી, અને પછી સઘળાઓ આગળ વધ્યા.

સાથે ગાડું હોવાથી સઘળાઓને ગઠરને રસ્તો લેવો પડયો, જે લંબાણ હતો. થોડુંક ચાલ્યા કે એતરો જુદાઈને કોઇને આ સરધસ તરફ પછવાડેથી આવતું જમાદારે પોતાની તિક્ષણ આંખોથી જોયું. આ આકાર વધારે નજદીક આવતો ગયો તેમ જમાદારની વધારે ખાતરી થતી ગઇ કે આ તો સકીના હતી. તેણી ટુકે રસ્તે આવી પુગી હતી.

"કેમ સકીના, અહીં કયાં ચાલી ?" જમાદારે અજાયબી અને વેહમથી તેને પુછ્યું.

"હું તો તમારી સાથે આવું છું !" તેણી કરગરીને બોલી.

"અરે ગાંડી ! એમ કાંઇ બને ? પછી મેજર શું વિચારશે ? ને મારે વાસ્તે ઉઘરાણું કરવાનો છે તે નહિ ધબ પાડી દેશે ? પાછી જા, મારા જાન, પાછી ફર."

"કદી નહિ—જાન વગરનું ખોખું શા કામનું? મારો જાન ચોરાયો ત્યારે"—"આમ બોલતાં તેણી રડવા લાગી.

"ચોરાયો, સકીના? કોણે ચોર્યો?" જમાદારે ખંધાઇથી પુછ્યું. "પણ તું ના રડ; રડ ના, મારા જાન. આપણ બે જો શાદી કરનાર છિયે તો તું થોડા દિવસ સબુરી કાં નથી પકડતી?"

"મારેથી થોભાતું નથી—હું એકલી રહી શકું નહિ—હું તો તમારી સાથેજ આવવાની."

"સાથેજ આવવાની ત્યારે તો આવ—હવે મારી કને ચારો નથી. પણ પેલાં ઉંધરાણાંપર એથી પાણી તો જરૂર ફરી વળવાનું; એટલુંજ નહિ પણ તને ચોરી જવાનું મારા ઉપર તોહમત લાવીને એ બુઢ્ઢો મને પોલિસની નોકરીમાંથી ખેરવવાની બનતી તજવીજ કરવાનો. પણ હવે તું રડતી મુગી રહેની."

આમ બોલીને જમાદાર ઘોડા ઉપરથી ઉતરી પડ્યો, સકીના તરફ નરમાશથી જોયું, અને તેનો હાથ પકડી પસવારવા લાગ્યો. પછી પેલા ભરવાડને હાંક મારી બોલાવ્યો, ગાડું અટકાવ્યું, અને તેને ફરમાવ્યું કે "તું આ મારા ઘોડા ઉપર સ્વાર થઇને એકદમ મેજરને વર્ણી જા, કહેકે શકીના પોતાની મેળે અમારી પુઠે આવીછે, હું તેણીને શાદીમાં લેવા ધારૂંછું, વાસ્તે તમે કંઇ ફિકર કરતા ના. સંધા સારા વાણા થશે. ચાલ દોડ્યો જા, અને ગયો નહિ તેમ પાછો ફર. અમે ધીમા ધીમા જઇશું, અને અર્ધા કલાકમાં તારી આવી પુગવાની વાટ જોઇશું. મેજર સાહેબને મારી ઘણી ઘણી સલામ કહેજે—નહિ,નહિ, બંદગી કહેજે. ચાલ દોડ, જોઉંછું તો કેવો જલદી પાછો આવેછે."

ભરવાડ એક બોલ બોલ્યા વિના ઘોડેસ્વાર થઇ બોલબોલતાંમાં તો ગેબ થઇ ગયો. જમાદારે સકીનાને પેલાં ગાડાં ઉપર પોતાની જોડે બેસાડી લીધી, અને હવે સઘળું સરઘસ ધીમે ધીમે ચાલતું થયું. એમ કરતાં અર્ધો કલાક પસાર થઇ ગયો, અને દૂરથી કોઇ ઘોડેસ્વાર આવતો જણાયો. એતો પેલો ભરવાડજ હતો.

જમાદર સમજ્યો કે સઘળાઓને પાછા ફરવાનો હુકમ લઇને તે એટલો જલદી પાછો ફરેલો હોવો જોઇયે. પણ નહિ. મેજરે તો એક ચીઠી લખી મોકળી હતી, જેમાં સકીનાની તકસીર માફ કીધી હતી, અને પોતાની તથા પોતાની બાનુ તરફથી ઉમેદ બતાવી હતી કે જમાદાર તેણી તરફ વહાલો અને મેહેરબાન ખાવંદ નિવડશે અને તેણીને સુખી કરશે.

હવે સઘળાં ખુશી થઇ આગળ વધ્યાં, અને માર્ગમાં તેમને કશી હોનારત નડી નહિ.

---

## પ્રકરણ ૩૯ મું.

## ચાનજીની નવી ધરપકડ.

હવે આપણ પાછા આપણી વાર્તાની નાયિકા અને નાયક તરફ નજર કરિયે.

પેલા બદ ધાનતના માજીસ્ત્રેટ બાનરજીને બંગલેથી પોતાના જાન કરતાં પોતાની પાક દામાનના બચાવને ખાતર પગે ચાલતી, પડતી ખડતી મધ રાતે નાસી આવ્યા પછી ગુલાંને તેના લુચ્ચા ખાવંદ ચાનજી સાથ પાછી દોસ્તી થઇ ચુકી હતી, જેણે ખોટું ખોટું સમજાવીને તે ભોળી અને ભલી નિર્દોષ નિષ્કપટ અબળાને સમજાવી લીધી હતી.

એક દિને શહેરની બહાર ઘોડદોડની શરત થનાર હતી ત્યાં પોતાની સાથે આવવા માટે ચાનજીએ પોતાની ભોળી ઓરતને સુચના કીધી. તે સારીપેઠે જાણતો હતો કે તેણીને એવી મોજશોક ગમતી ન હતી, માટે તે કદી હા પાડવાની નથી. અને તેમજ ગુલાંએ શરત જોવા જવાની ના પાડવાથી ચાનજી પોતાની બગી જોડાવીને એકલોજ શરત જોવા ગયો.

પણ ખરેખર તે કાંઇ એકલોજ ન હતો. આ ઇનસાનનાં નામને એબ લગાડનાર હેવાન ગુલાં જેવી નારનો ખાવંદ થવાને તો કેવળ નાલાયક હતો. આવી રૂપગુણ સુંદરીની મોહબતમાં લપેટાવાને બદલે એ બદમાશ એક

બીજીજ પરન્નાતની ઓરત સાથ પ્યારમાં પડયો હતો, જેણીની ચાલચલણ સારી ન હતી, જેણીનો આખા જીલ્લામાં શાખો પડેલો હતો. એમ છતાં તેણીને જુદીજ ઓરત દેખાડવા માટે ચાનજીએ તેણીને પાર્સીનો પોશાક પહેરાવ્યો હતો અને પાર્સીનું નામ આપ્યું હતું. તે તેણીને શીરીનને નામે બોલાવતો હતો. આ બદ ઓરત સાથ એ રીતે ચાનજી શરત જોવા નિકળ્યો અને એ બેવફાની વફાદાર મોહરદાર પોતાને ઘેર એકલી બેઠી.

બાનરજીને ચાનજીની આ નવી મોહબત બાબે ખબર હતી; બલકે એ પાપી મોહબતમાં આ બુબખને હોમાવનાર તે પોતેજ હતો. એટલામાટે તે જાણતો હતો કે ચાનજી આજે શરતનાં મેદાનમાં તે ઓરતને લઇને જવોજ જોઇયે. અને એ વાતથી તેની બાયડીને વાકેફ કરી—બલકે ખાતરી કરીને તેણીને પોતાની પાપી મોહબતમાં ખેંચવાની આ બાબુ મેજીસ્ટ્રેટની બુરી મતલબ હતી. એટલામાટે તેણે પોતાના એક અમલદારને ચોકસ હુકમો આપીને શરતનાં મેદાનમાં રવાના કીધો.

શરતમાં ખુબ મજાહ પડી. ઘોડાઓ દોડયા તે જોવાને પુશ્કળ લોક ભેગું મળ્યું હતું. દિવસ પ્રણોજ રળિયામણો હોવાથી ઘણાકો અછો ઠઠેરો કરીને આવ્યાં હતાં. ચાનજીભાઈ રામજીભાઈ કાંદા પેટાવાળાનો ભપકો પણ ભારી હતો; અને તેવણ સાથ બિરાજેલી "પાર્સણ" બાઈના ભપકામાંબી પુછવુંજ શું?

મજાહ ભોગવીને હવે ચાનજી પોતાની "બીબી" જોડ ભાતું ખાવા બેઠો, કે જે તેના પૈસાથી પેલી સ્ત્રી બનાવી લાવી હતી. સાથે વ્હીસ્કીની બાટલી હતી, જે વગર ચાનજી કરતાં તેની સાથવાળીને વધારે ચાલતું ન હતું. આ મોજમાં તેઓ પડયાં હતાં એટલામાં એક શખ્સ ત્યાં કોઇને શોધતો હોય તેમાં પસાર થઇ ગયો.. ચાનજીએ તેને જોયો નહિ. પણ તેની રાખેલીએ જોયો; તોપણ તે બાબે તેણી તે વખ્તે કશું બોલી નહિ. થોડા વાર પછી તેજ શખ્સ પાછો તે તરફ આવી લાગ્યો, અને આ વેળા તે પાધરો ચાનજી બેઠો હતો તેજ જગા ઉપર આવ્યો અને પુછવા લાગ્યો કે—

"મેહરબાની કરી કહેશો, શેઠ, કે તમે કોણ છો?"

"એટલે વળી કોણ હોય? જોતો નથી ઘરસ આદમી બેઠેલાં છે તે? તું કોણ પુછનાર?" ચાનજીભાઇએ મિજાજ ખોઇને જવાબ દીધો.

"ગૃહસ્થ આદમી તો ખરા, શેઠ; પણ હું તો જાણવા એમ માંગું છું કે તમે કોઇની નોકરી સેવામાં છો કે આપએખ્તિયાર છો? ગુસ્સો નહિ કરશો, શેઠ; હું તો છુપી પોલિસનો ઇન્સ્પેક્ટર છું અને એક ધણીની શોધમાં છું. મારૂં નામ મી૦ રામાસ્વામી."

"ને મારૂં નામ મી૦ ચાનજીભાઇ: હું તદન સ્વતંતર છેઉં. જેવા તમે છુટા હોશો, રામાસામી, તેવોજ મનેબી સમજજો. હું કોઇનો જવાબદાર નથી. ચાલો હવે અમને જમવા દેઓ, ને જો નાક સુકાતું હોય તો બિલાસક આવી જાવ. શરમાતા રએ." ચાનજીભાઇ અંદરખાનેથી જરા બીધા તો ખરા, પણ દમ કરીને બોલવા લાગ્યા.

"શેઠ, હું કેરોરો લેવા આવેલો નથી, પણ મારા ચોરને પકડવા આવેલું છું; વાસ્તે એકવાર ફરીથી પુછું છું અને તે તમે મને સાચુંજ કહેશો કે તમે સરકારના બંધવા છો કે નહિ?" ઇન્સ્પેક્ટરે આ સવાલ લગાર ટેકાવમાં પુછયો.

જવાબ આપવાને બદલે ચાનજી હાથમાં પોણું ટંબ્લર વ્હિસ્કીનું ભરીને ઉઠયો અને રામાસ્વામી આગળ તે ધરીને ઉભો. ઇન્સ્પેક્ટરે તેને ઝટક મારવાથી ટંબ્લર નીચે પડીને ભાંગી ગયું, અને ચાનજી ગભરાટમાં તે તરફ જોતો ઉભો.

"તમે કહોછો કે તમે આપએખ્તિયાર છો; શું એ વાત ખરી?" ઇન્સ્પેક્ટરે કડણ થઈ પુછ્યું.

"છેક આપખ્તિયાર તો નહિજ," ચાનજીને કબૂલ કરવાની ફરજ પડી.

"ત્યારે તમને કોઇની ખિદમતમાં સોંપેલાછે કે તમે સરકારની નોકરીમાં છો?"

"ખિદમતમાં સોંપી આપેલાછે."

"કોણની ખિદમતમાં ?"

"મારી બૈરીની."

"તમારી બાયડી તે આજ કે ?" પેલી ગુણકા તરફ આંગળી બતાવી ઇન્સ્પેક્ટરે પુછયું.

"નહિ, એ બાઈ તો મારી બૈરીની સહી યાય," ચાનજીએ ડોકયું.

"તમારી ઓરત શરત જોવા આવીછે કે ?"

"નહિ; મારા તેરવા છતાં તે નહિ આવી."

"વારૂ તમને તમારી ઓરતની નોકરીમાં સોંપ્યા તેને લગતી પાસ મને દેખાડશો ?"

"પાસ ? પાસ કેવી ? તે વરી સાથે લઇને કોણ ફરતું હોશે ? મારા સાહેબ, વિચારતો કરો કે શરત જોવા આવિયે તાંહાં પાસ કોણ લેતુ આવે ?"

"ત્યારે તમારી કને પાસ નથી કે ?"

"ના—નહિ."

"ત્યારે તો તમને મારે દલગીરી સાથ જણાવવું જોઇયે કે તમે તમારી બાયડીની ખિદમતમાં હોવા છતાં તેણી કનેથી પાસ લીધા વિના છુટા ફરોછો, એ તકસીરને થકી હું તમને ચોકી ઉપર લઇ જાઉંછું. એક તકસીરવાર મિલ્કતનો ધણી થઈ શકતો નથી, માટે હું તો એમજ માનવાને બંધાયલોછું કે આ જે કાંઇ તમારી કને છે તે તમારી બાયડીનીજ મતા છે. એ સર્વે બાંધી લો અને હવે તમે મારી સાથે આવો. અને બાઈ, તમેબી મારી જોડ આવો; કેમકે આ કીમતી પોષાક તમે પહેરી નિકળ્યાછો તે તમારોજ છે એમ હું કેમ જાણું ? કાં નહિ એ સર્વે આ ધણીની બાયડીનુંજ હોય ?"

આ સખુનો સાંભળતાંજ પેલી હલકી ઓરતે રામાસ્વામી ઉપર ગાળોનો વર્સાદ વર્સાવવા માંડયો, પણ તેથી જરાબી નહિ ડરતાં તેણે તેણી તરફ હવે વધારે સખ્ત થવા માંડયું. ચાનજીએ પોતાની થેલી કાઢી અને તે ઇન્સ્પેક્ટરના હાથમાં મુકવા માંગી. ચાનજી સમજતો હતો કે દારૂનાં ટંબ્લરની માફક આ થેલી પણ રામાસ્વામી ઉડાડી નાખશે. પણ તેણે પોતાની સ્વસ્થતાથી અને ખુશહાલી વચે જોયું કે તેવું કશું નહિ બનતાં થેલી તો ઇન્સ્પેક્ટરે એંચી લીધી અને પોતાના ખીસામાં સેરવી દીધી. આ પછી તેણે ચાનજીના ખીસાની ડબલી લીધી, અને તેની કનેથી એક નાની છરી, પેન્સીલ કેસ અને તેનું છેડા સાથનું સોનાનું ઘડિયાળ તથા કૉલરને જડેલી હીરાની પિન, એ સર્વે મતા પડાવી લીધી.

આ વખ્તે લોકનું ટોળું ચાનજીનો આ સર્વે તમાશો જોતું ઉભેલું હતું, જેમની ઠઠા અને હાંસી વચે હવે ઇન્સ્પેક્ટરે ચાનજીના હાથે બેડી ઠોકી. હવેજ તે બદમાશની સઘળી ખુશહાલી ઉડી ગઇ. તે તો એમ સમજતો હતો કે તેની કનેનું સર્વસ્વ લઇ મુકીને ઇન્સ્પેક્ટર તેને જવા દેશે, પણ સંધું લઇ મુકવા જોડ રામાસ્વામીએ તો તેને હાથકડી પહેરાવી, અને પછી દોરી આ કડી સાથ બાંધીને તેનો બીજો છેડો ચાનજીની બગી સાથે બાંધ્યો, જેમાં તેણે પોતાની બંધવીને બેસાડી લઈ પોતેબી તેમાંજ ચડી બેઠો અને સર્વે તમાશગીરોની વાહવાહ વચે ગાડી હંકારી ચાલ્યો. આ વેળા ચાનજી ગાડીની પુંઠપુંઠે દોડતો હતો. તેને કાંઇ ગાડીમાં બેસાડી લીધો ન હતો, પણ પેલી રસીથી બાંધીને પગે ચાલતોજ રાખ્યો હતો. આવો તમાશો જોઇને લોકો બહુ ઠઠા કરવા લાગ્યાં અને તેથી ચાનજીભાઇના તો બાર વાગીજ ગયા.

ઇન્સ્પેક્ટર ગાડી ધીમી ધીમી હાંકતો હતો, કેમકે શરતમાંથી છુટેલું લોક રસ્તા ઉપર વિખરાઇ ગયલું હતું; અને તે સર્વને ચાનજીનો તમાશો જોવાની તક મળી. કોઇ ચાનજીને તો કોઇ પેલી રાંડને હડધુત કરવા લાગ્યું, કેમકે કોઇ લોક ચાનજીને બદમાશ દાખલ ઓળખતું હતું, અને કોઇ પેલી ગુણકાને પિછાનતું હતું.

આ નવાઇજેવું સરઘસ શેહેર તરફ ચાલ્યું તે વેળા એકાએક આકાશનો રંગ બદલાઈ ગયો, અને તુફાની પવન વાવા લાગ્યો, જેની જોડ એક જાતની રાતી માટી ઉડવા લાગી. આથી સર્વના ચેહરા અને કપડાં રાતાં થઇ ગયાં. એટલી આફત ઓછી હોય તેમ વળી વર્સાદનું એક ઝાપટું આવ્યું અને સર્વને તંડબોલ કરી નાખ્યાં. પણ સર્વેથી વધારે ચાન-

જીને ખમવું પડયું, જે બાપડો પોતાની ફજેતીથી ખિજવાઇ રહેલો હતો તેમાં આ કુદ્રતી આફતોથી તદન કંટાળી ગયો હતો. બીજા હાથ ઉપર રામાસ્વામી વર્સાદને લીધે હવે ઘોડાને દોડાવતો હતો તેથી ચાનજીને ગાડી પછવાડે દોડવું પડતું હતું. તેણે ઇન્સ્પેક્ટરનો કાલાવાલા કીધા અને ગાડી ધીમી ચલાવવા અરજ કીધી, પણ તેના જવાબમાં તે તેને માત્ર ચુપ રહેવા અને વચ્ચે નહિ બોલવા ફરમાવતો હતો.

---

## પ્રકરણ ૭૫ મું.

## બેવફાઈની વાજબી સજા.

એમ કરતાં ગાડી ત્રીવિલાર તરફ ચાલી, અને જે ભાગમાં ગુલાં રહેતી હતી તે તરફનો માર્ગ લીધો. જ્યારે તે મકાન આગળ ગાડી આવી પુગી ત્યારે દરવાજા આગળ બાબુ મેજીસ્ટ્રેટ બાનરજી પોતેજ ઉભેલો જણાયો. આ ધણી બે કલાક આગમજનો ગુલાંની મુલાકાતે આવ્યો હતો, અને થોડાક દિવસ ઉપર પોતાથી થયલી કોઇબી આડી વર્ત્તણુકને માટે કરગરીને માફ માંગતો હતો, અને ફરી ફરીથી પગે પડી અરજ ગુજારતો હતો.

ગાડીનો ખણખણાટ સાંભળતાંજ શું બન્યું છે તે તે ચેતી ગયો, કેમકે ચાનજીની બેહોરમતીનો હુકમ તેણેજ આપેલો હતો.

"અરે પરમેશ્વર ! આ શું ?" તે પાછો ઘરમાં ભરાઈ ગયો અને ગુલાંને અરજ કરવા લાગ્યો કે "બાઇ, બાનુ, મને કેથે છુપાવો તમારા દરવાજા આગળ કોઈ પોલિસ ઇન્સ્પેક્ટર આવી ઉભોછે. વખતપર મને અહીં જોઇને મુકદમો મારીજ મુનસફી ઉપર એતો સોંપવાનો. ને મારાથી તમને દુખ લાગે એવું તો કંઇ થાયજ નહિ. મને સંતાડો—મને છુપાવો !"

આમ બોલીને ગભરાયલી ગુલાં આગળ ખરો ખુલાસો કરવાને બદલે બાનરજી પાસેના ઓરડામાં ભરાઇ ગયો, અને પછી બારણે પોતે જે હસવાના ભાવ પડે એવો તમાશો જોયો હતો તેથી ખડખડ હસવા અને રમુજ લેવા લાગ્યો.

ગુલાં દરવાજા ઉપર ગઈ તો એક ઓરતને તેણીએ પોતાનીજ ગાડીમાં બેઠેલી જોઈ. આ ઓરત તેણીની ઓળખાણમાં આવી, જેણીએ શરૂઆતમાં ગુલાંને બહુ પજવેલી હતી. તેણીએ પ્રથમ પોતાના ખાવંદને દીઠો નહિ, કે જેના ગાડીની પછવાડે બાંધેલા બંધ રામાસ્વામી છોડવા પડયો હતો. પણ તે છોડતાં છોડતાં તેને એક વાત યાદ આવ્યાથી ઘોડાની લગામ પેલી ઓરતના હાથમાં આપીને રામાસ્વામી બંગલીમાં દાખલ થયો અને સઘળી બિનાથી ગુલાંને વાકેફ કરવા લાગ્યો.

પણ એ સઘળી બિના છતાં ચાનજી ગુનેહગાર છે એમ માનવાની ગુલાંએ સાફ ના પાડી. તેણીએ તો પ્રથમ તેને મોઢથી ખરો ખુલાસો સાંભળવાની ઇછા દેખાડી, અને ઇન્સ્પેક્ટરને જણાવ્યું કે "મારો ખાવંદ શરત જોવા મારી પોતાની રજાથીજ ગયો હતો."

"ત્યારે આ બેઠેલી ઓરત કોણ છે, બાઈ ? બંધવો કેહછે કે એ મારી ઓરતની યાને તમારી સખી છે. શું એ વાત ખરી ?" ઇન્સ્પેક્ટરે પુછ્યું, પણ તેનો જવાબ આપવા ગુલ-ત્યાં ઉભી નહિ રહેતાં પોતાના ખાવંદને છોડવા દોડી. તે તો હવે ઢીલા થયલા ગાંઠ પોતાને હાથેજ છોડી શકયો હતો, માટે ગુલાં તરફ જોવાની હિમત નહિ કરતાં લાગલો આવીને કોચ ઉપર અરડાઇ પડયો.

ખરેખર, તે બાપડો ઘણોજ થાકીને લુસ થઇ ગયો હતો. તેણે બ્રાંડીનું એક ગ્લાસ માંગ્યું, અને ગુલાંએ તરત તે હાજર કીધું, જે સુતાં સુતાંજ ચાનજીએ તેણીને હાથે પીધું.

આ સર્વ તમાશો બાનરજી પાસેના ઓરડામાં ઉભો ઉભો દેવાલની એક ફાટમાંથી જોતો હતો. તેનાં દિલમાં તરેહવાર જુસ્સા ઉભા થતા અને સમી જતા હતા. તેનાંજ કારસ્તાનથી ચાનજીનો આ વાજબી હાલ થયો હતો તે બાબે ખુદ ચાનજી પોતે યા તેની નિર્દોષ નાર કશું જાણતી ન હતી. તોપણ આ બુરો માણસ

મનમાં વમાસતો હતો કે ગુલાં જેવી નાર આવા બદબખ્ત બંધવાના કબજામાં રહેવી ન જોઇએ. તે એક વારતો ગુસ્સા, ઝનુન, અદેખાઈ અને મોહબતના ભેગા આવેશમાં બોલી ઉઠયો કે "ચાનજીએ નહિ તો મારે મધરાજ છોડવું પડશે."

"એ શું થયું, વહાલા! એ બદબખ્ત શું સુઝ પડયું?" ગુલાં તેને કપડાં બદલાવતી અને તેનું શરીર સાફ કરતી પુછવા લાગી.

"અરે પેલો નાપાક મુસલો! પેલો બદમાશ જમાદાર! પેલો મુજી ફતેહઅલી! તેજ ચંડાલે મારો આવો હાલ કરાવ્યો. તે નહિતો બીજું કોણ? તે દીનદુસ્મને મને કહીજ મુકેલું હતું જે ગુલાંની નોકરીમાં તારી હાલત સુધરેવાની નથી પણ ઓર બગરશે. ને અંતે તેમજ થયું. અરે બધું તો ખમાય, મારી પ્યારી, પણ પેલી નાપાક રાંણ સાથ મારું નામ ખડયું તે કેમ ખમાય? તારાં મનમાં શું શું વેહમો આવશે? પણ એ બધું તરકટ છે—બધું મને નાંમોસી લગારવા કીધેલું છે."

ગુલાંનાં નિર્દોષ ભોલાં મગજમાં જોકે પ્રથમ તો આ તોહમત ખરું હોય તેમ ઉતર્યું નહિ, કેમકે ફતેહઅલી જમાદારને તેણી સારીપેઠે પિછાનતી હતી. તેણીએ પોતાના ખાવંદને કશો જવાબ નહિ દેતાં તેના કાનપર પડીને એટલુંજ કહ્યું કે "પાસેના ઓરડામાં બાબુ બાનરજી છે. પેલા ઇન્સ્પેકટરને જોઇને તેવણ છુપાઇ ગયા હતા."

"બાબુ બાનરજી સાહેબ આપણાં ઘરમાં છે કે? અરે ત્યારે તો મને પેહેલાંથીજ ખબર આપતે કે પેલા નાપાક ઇન્સ્પેકટરનાંબી હું તત્કાલ વાધરા વેતરાવતે. જા, જઇને તેવણને ખબર આવ કે તમારાં અદલ ઇનસાફી રાજમાં મારી તો આવી વલે તમારાજ નોકરોએ કીધીછ. હવે મને ઇનસાફ આપવાનું કામ તમારા હાથમાં છે."

ચાનજી કપડાં બદલીને તૈયાર થયો કે મી૦ બાનરજી પાસેના ઓરડામાંથી આવી હાજર થયા. ચાનજી તેવણને કંઇ કહેવા માટે લાંબા હાથો કરતો, પણ તે બોલે તે પહેલાં આ મેજીસ્ટ્રેટ સાહેબેજ કે કહ્યું કે "હું બધું જાણુંછ—હું બધું સમજ્યો. એ કોણનાં કારસ્તાન અને એ ઇન્સ્પેકટર કોણ તેની મને બધી ખબર વગર ફરિયાદ થવે પોતાની મેળેજ પડી ચુકીછ. તમે કંઈ ગભરાતા ના, મી૦ હોરમજશાહ; પણ શું બન્યું તે ટુકમાં અવલથી તે આખર સુધી તમે મને કહી જાઓ. અગત્ય કરીને આ રામાસ્વામી સામે તમારે જે ફરિયાદ કરવી હોય તે બાર મુકીને કહેજો, કેમકે એ ઇન્સ્પેકટર તો કોઇ ચોકસ આદમીના નચાવ્યા મુજબ નાચનારું માત્ર પુતળું છે. સમજ્યા કે?"

"અરે પેલો જમાદાર ફતેહઅલી રે, મેજીસ્ટ્રેટ સાહેબ તેને હું કાંહાં નથી ઓરખતો? તેજ મારી ખરાબી કરવા બેઠોછ તો."

હવે ચાનજીની ફરિયાદનો ટુક સાર આ મુજબનો હતો.

"હું મારી બગીમાંથી ઉતરી એક બાજુએ તમાશો જોવા જઈ ઊભો અને પછી જયારે પાછો ફર્યો ત્યારે જોઉંછ તો કોઈ ચંડાલ રાંડ બગીમાં બેઠેલી અને હાથમાં લગામ પકડી ઘોડા ચલાવવાની તૈયારીમાં છે. મેં તેને નરમાશથી કહ્યું કે ગાડી તો મારી છે, વાસ્તે ઉતરી જવું. પણ તેમ કરવાને બદલે તે નાપાકે તો મને ચાહે તેવી ગાર દેવા માંડી."

અહીં ગુલાં બોલી કે "એ વાત ખરી છે. મેં એ નઠારી બૈરીને જાતજાતની શરમભરેલી ગાળો ભાંડતાં સાંભળેલીછે."

"હવે હું શું કરું?" ચાનજીએ પોતાની ફરિયાદ આગળ ચલાવી. "મેં એક કનસ્ટેબલને બોલાવી તેના હાથમાં આએ ડાકણનું પાંખરું આપવા માંગ્યું. પણ આએ સીપાઈ દાદાતો કેથા તે રાંડના ઓરખાણવારા નિકર્યા. તેને જોઇને તે વંત્રીને હિમત આવી અને મને કેહવા લાગી કે "મુવા તું શું મને પોલિસના હાથમાં આપતો તો? હુંજ તુંને આપશ. તું કોણ! તું તો નાસી આવેલો કેદી ગોલામ છે. તેં મારી પર જબરજસ્તી ચલાવવા માંગી ને મારી લાજ લુટવા માંગી ને મેં તેમ કરવા દેવાની ના પાડી તેથી તેં મને બે ચાર ઠોંસા મારયાંછ. વાસ્તે હવલદાર, આએ સર-

કારનો કેદી છે, એને પકરી લઇ જાઓ ચોકી પર. પેલો હવાલદાર, જેને મેં પાછલથી ઓરખ્યો કે તેનું નામ રામાસામી છે, તેણે પેલી પેલી ચુરેલની તરફદારી કીધી, તેનીજ વાત વગર પુરાવે ખરી માની લીધી, મને કેદ પકરાવ્યો, ને મને હાથ કરી પોઇને બગીની પેછવારે ચલાવ્યો ત્યારે રામશગરને પોતાની સાથે બગીમાં બેસારી લીધી. એ બધું તેં તારી નજરે જોયલું છે, વાહાલી ગુલાં; વાસ્તે તું એ વિશે સાહેદી પુરજે."

ખરેખર ગુલાંએ કંઇક જોયું હતું ખરૂં; પણ જે વધારે અગત્યનું જોયું હતું તે તો એકે પેલો પોલિસ ઇન્સપેકટર ચાનજીની ગાડીમાં પેલી રાંડને બેસાડી તેણીને ઘર પુગાડવા ગયો હતો. આ છેલા બનાવથી ચાનજીની ફરિયાદને ટેકો મલ્યો, અને જોકે પોતાના ખાવંદે આ સર્વ કિસ્સો જોડી કાઢેલો હતો, તોપણ તેણીએ તેની એકેએક વાત ખરી માની. પણ જ્યારે ચાનજીએ આ સર્વ ફજેતીનો તોપલો બાપડા જમાદાર ફતેહ અલીને માથે નાખવા માંગ્યો ત્યારે ગુલાંએ તે વાત કબૂલ રાખવાની આનાકાની કીધી. પણ ચાનજીએ તેણીને એમ કહીને પટાવી લીધી કે "રામાસામીને જમાદાર સાથ દોસ્તી છે, અને તેણે મને કેદ પકરતી વખતે કહેલું ઉતું કે ફતેહઅલીએ તારી ઉપર નજર રાખવાની મને બલામણ કીધીતી તેથીજ હું તુંને આજે પકરીને તારી ફજેતી કરૂં છ."

બાણુ બાનરજીએ ચાનજીની આ સઘળી ફરિયાદ સાંભળી લીધી, પણ તેથી તો તે મેજીસ્ટ્રેટને બહુ કચવાટ પેદા થયો. તે તો પોતાની જુદીજ મતલબમાં રમતો હતો. તે તો ચાનજીને બીજી ઓરત સાથ પાપમાં ફસેલો સાબેત કરીને ગુલાંના પતિવ્રતનું ભંગાણ કરવા માંગતો હતો; તે તો તેણીને આમ કરીને પોતાની તરફ ખેંચવા માંગતો હતો. પણ ગુલાંએ જયારે ચાનજીનો સર્વ બચાવ ખરો માની લીધો ત્યારે બાબુની પાપી ધારણા ઉંધી વળી.

તેણે પેલા રામાસામી તરફ ઘણોએક ધિકાર દેખાડયો, તેને ધમકાવવાની કબુલત આપી, પણ ચાનજીભાઇને સલાહ આપી કે "હવે જે બન્યું તે બન્યું; તમારે કશાં કદમ આગળ ભરવાં નહિ; નહિતો ફજેતી પુરી થશે અને તમે જેવો મુકદમો તૈયાર કીધોછે તેથી સરસ પોલિસ તમારી સામે ઉભો કરી તમારીજ નહિ પણ તમારી ભલી ઓરતની પણ ફજેતી કરશે, અને તમને નાહક કેદખાને જવું પડશે."

શેવટે બાનરજીએ આટલા સખુનોથી ચાનજીનાં મનનું વીખ વાળ્યું કે "હું જમાદારને તેમજ આ ઇન્સપેકટરને પોલિસ નોકરીમાંથી કાઢી મુકાવીશ."

આ રીતે એક બેવફા માણસની લાયક ફજેતી થઇ; અને જોકે તેની ભલી ઓરતે તેમાં સઘળી ગેરવાજબી થયલું ગણ્યું પણ જેઓ ચાનજીને ઓળખતા હતા તેઓએ તો કબૂલ કીધું કે આ બધું બરાબરજ થયું હતું.

## પ્રકરણ ૩૯ મું.

## ભોળી ગુલાં.

ચાનજીની ઊપલી ફજેતીની વાત ત્રીવેણીરેમાં ફરી વળી, અને તેથી તેની તથા બાપડી ગુલાંની પણ ખરાબી થઇ.

ચાનજીને વકીલની ઑફિસમાંથી રજા મળી અને તેથી તે નોકરી ખોઇ બેઠો. ગુલાંને ઘર જે છોડીઓ ભરવા ગુંથવાનું શિખવા આવતી હતી તેમને તેમનાં માતપિતાએ ઉઠાડી લીધી, અને તેણીની માસિક કમાણી ઉપર પણ પાણી ફર્યું. ચાનજી જેવા ખાવંદની બાયડીને ત્યાં પોતાની છોડીઓને મોકળવાનું માતપિતાઓને નાદરસ્ત લાગ્યું.

આ દુખમાં વળી એક નવો વધારો થયો. તેણીની ઘરકોરી એકવાર ફરીને ચોરાઇ ગઇ, કે જેમાં તેણી પોતાની સેહેજ માયાપુંજી રાખતી હતી. ગુલાંનાં ઘરમાં એક ઘરડી સ્ત્રી વાસણ કુસણ કરવા, પાણી ભરવા, અને રોટી થાપવા આવતી હતી. તે ઓરત ઉપર ગુલાંને આ ચોરી માટે શક ગયો. ચાનજીને પણ એમજ

લાગ્યું; પણ સાબેતી વગર તે ઓરત સામે કામ ચલાવવાની તેણે પોતાની ઓરતને ના પાડી.

હવે ખરી વાત તો એ હતી કે આ ચોરી કરનાર કોઇજ નહિ પણ ચાનજી પોતેજ હતો. પેલી વેશિયા, જેની સંગતમાં ચાનજીની ફજેતી થઇ હતી, તેનો પીછો એ બદમાશે હજુ છોડયો ન હતો. હજુ તેણે તેણી જોડની દોસ્તી ચાલુ રાખી હતી, અને હવે નોકરી ગયાથી પાસે પૈસા ન હતા તેથી પોતાની ગરીબ બાપડીની થોડીક કીમતી જીનસો ચોરીને તેણે તે ગુણ-કાને આપી રાજી રાખી હતી.

આ જીનસોમાં એકતો ગુલાંનું એરિંગ હતું, જે પેલી હલકી ઓરત લાગલી પહેરી નિકળી, અને બીજી વસ્તુઓનો પણ છુટથી ઉપયોગ કરવા લાગી. જોકે પેલી કામ કરનારી બુઢી ઓરત સામે કામ ચલાવવાની ચાનજીએ પોતાની ઓરતને સલાહ આપી નહિ, તોપણ ગુલાંએ આ મોટી ચોરી વિશેની વાતથી બાપ્સુ બાનરજીને જાણીતો કીધો કે જે હવે ગુલાંનાં મકાનમાં વારેઘડીએ આવતો જતો થયો હતો.

બાનરજીએ ખાનગી રીતે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે આ ચોરી કોઇએ નહિ પણ ચાનજીએ કરેલી હોવી જોઇયે. આ ધણીની મતલબ જે તે વાતે ગુલાંની પ્રીતિને ચાનજી તરફથી ફેરવવાની હતી, અને તેમ કરવા માટે તેને આ નવી તક મળી હતી તેનો તેણે અછો લાભ લીધો. તેણે કહ્યું કે "પેલે દહાડે જે સ્ત્રીના સંબંધમાં તમારા ખાવંદની ફજેતી થઇ હતી, તે સ્ત્રી સાથ તેને ખરેખર દોસ્તી હોય એમ સાબેત થાયછે, અને તેજ સ્ત્રીને તેણે આ ચોરાયલી વસ્તુઓ પણ આપેલી જણાયછે, કેમકે તમારૂં એરિંગ તેણીએ પહેરેલું મેં મારી નજરે દીઠુંછે."

પણ આ સઘળાંથી ગુલાં ઉપર કશી સારી કે માઠી અસર થઇ નહિ. તેણી બાનરજીના ગયા પછી વિચારવા લાગી કે "આમ હોરમજ ઉપર તોહમત મુકવામાં બાનરજીની ખરાબ મતલબ તો નહિ હોય? હોરમજ તો એક ડજન વખત પોલિસ ચોકીપર જઇ આ ચોરી વિશેની ખબર આપી આવ્યાછ, પણ પોલિસવાળા હજુ શોધ ચલાવી રહ્યા નથી. જો હોરમજે એવું કીધું હોય તો ચોકીપર જાયખા? ને એવું કરવાના હોય તો મારી પાસે માગતાં શું હતું? નહિ—નહિ. એમ તો બનેજ નહિ. એતો બાનરજીનો ખાલી વહેમ છે હોરમજ જેવું બીજું કોણ છે? એતો કિસ્મતના લેખ ઉંધા પડેલાછે તેથી એવણની ખરી ખુબી ઢંકાઇ રહીછ ને એવણના સો દુસ્મન થઇ લાગાછ. સોથી ખુબસુરત, સોથી હુશિયાર, સોથી સાચા બોલા, ને સોથી હાજરજવાબી મારા હોરમજ છે, ને તેથી બધા ખુબસુરત, બધા હુશિયાર, બધા સાચાબોલાને બધા હાજરજવાબી માણસો મારા હોરમજની અદેખાઇ કરેછ. ખરૂં કારણ એજ છે, ને બાનરજીનેબી એવણ નથી ગમતા તેનો ભેદબી એજ હોવો જોઇયે. ઓહ! કયારે મારા હોરમજનો દહાડો તું ફેરવશે ને એવણને સોમાં દીપી નિકળતા બનાવશે?"

ગરીબ ગુલાં! એક નીચમાં નીચ માણસનાં બુરાં કર્મોથી તું કેટલીબધી બેખબર રહીછે અને તેને કેવો નેક ચિતારેછે!

---

**છાકટપણાનો ઇલાજ**—નોર્વે દેશમાં એવો ધારો છે કે જેને છાકટપણા માટે સજા થઇ હોય તેની એ બુરી આદત છોડાવવા માટે તેને દરરોજ પુરતા દારૂમાં રોટી બોળી રાખીને ખાવા માટે આપવી. પ્રથમ તો પેલો છાકટો રોટીમાનો દારૂ ચુશી લઇ મજાહથી ખાયછે, પણ પછી તેને એ ખોરાકથી એટલોબધો કંટાળો ઉપજેછે કે તે રોટી ખાતો નથી, દારૂ ચુશતો નથી, એટલુંજ નહિ, પણ દારૂ બાબે તેને જબરી સુગ પેશેછે, અને ફરીથી તે તેનું નામ લેતો નથી. પણ એ કરતાં સરસ અને મનગમતો ઇલાજ તો આ છે. કહેછે કે છાકટા માણસને દરેક ભોજન વેળા તેનાથી ખવાય એટલાં સપરચન તેને ખાવા માટે આપવાં. આમ વર્ષો વખત સપરચન ખાધાથી છાકટો પોતાની બુરી આદત સદંતર છોડી દેછે.

# વિદ્યાની અચંબો પમાડનારી શોધો.

## હૈડ્રોજન ગ્યાસને પ્રવાહી રૂપ આપવાની શોધ.

દશ પંદર વરસો ઊપર કોઇના સ્વપ્નામાં પણ નહિ હતું કે જે ગ્યાસોથી આપણી વાતાવરણ (હવા) બનેલીછે, તે ગ્યાસોનું બારીક હવાઇ રૂપ બદલાઇને તેઓ પ્રવાહી રૂપ ધારણ કરી શકશે. પણ જેમ વગળનું પાણી બંધાઇને પાણીનું બર્ફ બનેછે, તે મુજબ આજે આ પાતળી હવાઓ વાયુરૂપમાંથી પ્રવાહી રૂપમાં અને પ્રવાહી રૂપમાંથી વળી નકર રૂપમાં બદલાવા લાગીછે. વિદ્યાની આ એક મોટી ફતેહ છે, અને ટુક મુદતમા તે એટલી સાધારણ થઇ ગઇછે કે તેણે પોતાની નવાઇ લગભગ ખોઇ દીધીછે! ઑક્સિજન ગ્યાસ, જે આપણી જીંદગીનો મૂળ આધાર છે તે અને આપણી વાતાવરણને હવાઇ ઉપરથી પ્રવાહી રૂપ આપવાની અને વળી પ્રવાહી ઉપરથી સંગીન રૂપ આપવાની ફતેહ સૌથી પહેલી મળી હતી; ત્યાર પછી બીજી ગ્યાસોને પણ પ્રવાહી રૂપમાં લાવવામાં આવીછે, પણ હૈડ્રોજન નામે ગ્યાસ અત્યારસુધી પ્રવાહી રૂપમાં આવી શકતી ન હતી. તેને એ હાલતમાં લાવવા માટે અતિઘણી થંડીની જરૂર હતી, જે મેળવી શકાતી ન હતી. પણ પ્રોફેસર ડિવૉર નામે વિદ્વાને અંતે એ બાબતમાં પુરતી ફતેહ મેળવવાના સમાચાર ફરી વળ્યાછે. તેણે હૈડ્રોજન ગ્યાસને, તેમજ 'હેલ્યમ' નામની ગ્યાસ કે જે ચોકસ ખનિજ પાણીઓમાંથી મળી આવેછે તેને, હવાઇ ઉપરથી પ્રવાહી રૂપ આપવામાં આ ફતેહ મેળવીછે. આ ફતેહ વિદ્યાનાં કામમાં ઘણી મોટી અગત્યતા ધરાવનારી ગણાયછે. સેંટિગ્રેડ થર્મૉમિટરની—૨૭૩ ડીગ્રી જેટલી ગર્મી હોય ત્યારેજ આ ચપળ ગ્યાસ પ્રવાહી રૂપ ધારણ કરી શકેછે, અને ગ્યાસોને એવી હાલતમાં લાવવા માટે મોટે ખર્ચે સંચાઓ બનાવવા પડેછે. પ્રથમ etbyiene નામની ગ્યાસને પ્રવાહી રૂપ આપેછે, અને પછી એક વાસણમાંથી તમામ હવા કહાડી લઇને તેમાં એ પ્રવાહીને પાછું હવાઇ રૂપ લેવા દેછે. આ વાસણમાં વળી ઑક્સિજન અથવા વાતાવરણ ભરેલું વાસણ હોયછે, જેની આસપાસ પેલી થંડી ગ્યાસનો બાફ ફરી વળીને તેને પ્રવાહી રૂપ લેવાની ફરજ પાડેછે. હવે હૈડ્રોજન ગ્યાસને પણ એવીજ પણ વધારે મેહેનતભરેલી તદબીરથી પ્રવાહી રૂપમાં લાવવામાં આવેલી હોવી જોઇયે, કે જેની વિગતો હજુ બહાર પડી નથી. ઓછામાં ઓછી કેટલી ગર્મી (થંડી) સુધી વિદ્વાનો ફતેહમંદ અજમાએશ કરી શકેછે તે પ્રો૦ ડિવૉરની ઉપલી ફતેહ ઉપરથી સિદ્ધ થાયછે. સેંટિગ્રેડની—૨૭૩ ડીગ્રી જેટલી થંડી દુનિયાના કોઇ પણ ભાગમાં જાણીતી નથી. એટલી થંડીતો વિદ્યાનાં કારખાનાંમાંજ બનાવી શકાય!

---

## નાડી-લેખણ.

આ એક નવું નાનું રમકડું છે; પણ એડિસન જેવાઓનાં એવાંજ નાનાં રમકડાંઓની માફક તે આગળ ચાલતાં ઘણું ઉપયોગી થઇ પડવાની આશાહી આપેછે. તબીબો બીમાર માણસની નાડ પકડી દર મિનિટના તેના ધબકારા ગણી, તે વહેલી ચાલે છે કે ધીમી પડી ગઇછે તે જોઇ, તેની સામાન્ય તનદુરસ્તીનું માપ લેછે. પણ એ ક્રિયા કાંઇ જેવી જોઇયે તેવી અચુક હોતી નથી. એટલામાટે નાડીના આ ધબકારા ખરેખરા ગણવા નહિ પણ વાંચવા માટે એક નવાઇ જેવું યંત્ર બનાવવામાં આવ્યુંછે, જેને Sphygmograph (સ્ફિગ્મોગ્રાફ) નું નામ મળ્યું છે, જેનો સાધારણ અર્થ "નાડી-લેખન" એવો થાયછે. એટલેજે આ યંત્રની મારફતે નાડીના ધબકારા આપોઆપ લખાઇ રહેછે, અને તે ઉપરથી તબીબ દર્દીનાં દિલની હાલત વાંચી શકેછે. આ યંત્ર બહુ નાનું અને નાજુક છે, જેને દર્દીના અથવા હરકોઇ માણસના હાથની કાંડી સાથ રબરના પટા વડે બાંધવામાં આવેછે. પછી ૬ ઇંચ લાંબા અને અર્ધો ઇંચ પહોળા એલ્યુમિનયમ નામની ધાતુની

હલકી પણ ચળકતી ધાતુનાં પત્રાંને દીવાનાં બળતાં ઉપર ઉંચેથી ધરીને તે ઉપર કાજળ પાડવામાં આવેછે. કાજળથી કાળાં થયલાં આ પત્રાંને યંત્ર સાથ જોડી તેને નાડીની બરાબર ઉપર લાવી ગોઠવવામાં આવેછે. આમ થયું કે તરત એક સોય આપોઆપ ચાલતી હોય તેવી હાલચાલ કરતી જણાયછે. આ સોય નાડીમાંથી પસાર થતાં લોહીના દર ભોજનના આંચકાથી ચાલેછે. યંત્રમાં ઘડિયાળના જેવા સંચો ગોઠવેલા હોયછે, જેને ચાવી આપતાંજ તે ચાલવા માંડેછે, અને આમ કીધા પછીજ પેલી કાજળવાળી ધાતુની ચીપને યંત્રમાં ઓશવામાં આવેછે. જેવી તે ઓશાઈ કે પેલી સોય હાલચાલ કરેછે; એટલે જે નાડી ચાલે તેમ તે પેલાં પત્રાંની કાજળ ઉપર ચાલીને ચોક્સ આકૃતિઓ પાડેછે. જો આ આકૃતિ કેવળ અથવા લગભગ સીધી લીટી જેવી પડે તો માણસનું દિલ તદ્દન એક સરખા ધબકારા આપતું સાબેત થાયછે; પણ જો દિલ ઉશ્કેરાયલું હોયતો આ ધબકારા આડા અવળા નિકળેછે અને તે આડી અવળી લીટીઓ લખાયા ઉપરથી માલુમ પડેછે. એક માણસને દારૂ પીધા આગમજ, અથવા સિગારેનો ધુંઆડો કહાડયા આગમજ આ યંત્ર વડે તપાસી જોતાં જણાયુંછે કે નાડી-લેખનમાં લીટી ઘણી ખરી સીધી ચાલેછે; પણ દારૂ પીધા પછી યા સિગારની મજાહ ભોગવ્યા પછી જો આ યંત્રથી તપાસી જોવામાં આવેછે તો પેલી લીટી સીધી ઉતરતી જણાતી નથી. એ ઉપરથી એમ સમજવાનું કે દારૂનો અર્ક અને તંબાકુમાંનું ઝેર પેલા માણસનાં દિલ ઉપર માઠી અસર કરેછે. એજ રીતે એક માણસની જાગતી હાલત કરતાં તેની ભરઉંઘવાળી હાલતમાં તપાસ કરી જોતાં નાડીનો ધબકારો કેવળ શાંત જણાયછે અને તેથી ધબકારા મુજબ ચાલતી સોય એક લેખાણ દાખલ પેલી કાજળવાળાં પત્રાં ઉપર જે લીટી પાડેછે તે સીધીજ ઉતરેછે.

---

## વાતાવરણનાં ૭ માં તત્વની શોધ.

આપણી જીંદગીની પહેલી પળથી છેલી પળ સુધી જે વાતાવરણ આપણ દમમાં લઇ ઉધરિયે છિયે, તેને માટે આજ બે દાહિકાની વાત ઉપર વિદ્વાનો વઢીક એમજ માનતા હતા કે તે ઑક્સિજન, હૈદ્રોજન, નૈત્રોજન અને કાર્બન, એવાં ચાર તત્વોની બનેલીછે. પણ એ ગણત્રી છેલાં થોડાંક વરસો ઉપર થયલી અગત્યની શોધોથી ખોટી પડેછે, અને પ્રથમ "હેલ્યમ" તથા ત્યાર બાદ "આર્ગન" નામે બે નવાં તત્વો આપણી વાતાવરણ બનાવવામાં સમાયલાં માલુમ પડયાંછે. "આર્ગન" ગ્યાસની શોધ પ્રોફેસર રામ્સે અને લૉર્ડ રૅલે નામે વિદ્વાનોએ શોધી કહાડી ત્યારે એમ મનાતું હતું કે એજ તત્વ વાતાવરણનું છેલું છે, અને બીજાં સર્વ કરતાં તેજ ભારી છે. પણ હાલમાં વાતાવરણમાંનાં એક સાતમાં તત્વની શોધ થઇછે અને વળી તે સર્વ કરતાં ભારી માલુમ પડયુંછે. મજકુર પ્રોફેસર રામ્સે અને મી० મૉરિસ ડબ્લ્યુ. ત્રાવર્સ નામે વિદ્વાને આ નવું તત્વ શોધી કહાડીને તેને "ક્રીપ્ટન" (crypton) યાને "છુપાયલું" એવું લાગું પડતું નામ આપ્યુંછે, કેમકે તે આજ સુધી કોઇ પણ શોધકની જાણમાં નહિ આવતાં છુપાઇ રહ્યું હતું. આજે વાતાવરણ અને તે માહેલાં તત્વોવાળી ગ્યાસોને હવાઈ ઉપરથી પ્રવાહી રૂપ આપવામાં આવેછે તે મુજબ ડૉ० હેમ્પસન નામે ધણીએ ઉપલા બંને વિદ્વાનો ઉપર પ્રવાહી બનાવેલી હવાઇ વાતાવરણનો થોડાક જથો અજમાએશો માટે મોકલી આપ્યો હતો, તેને પાછું હવાઇ રૂપ આપતાં છેવટે એક એવું તત્વ બાકી રહી ગયું કે જેની અત્યાર સુધી કોઇને પણ ખબર હતી નહિ. પ્રથમ તેઓ ઊપલી પ્રવાહી વાતાવરણમાંથી ઑક્સિજન ગ્યાસને છુટી પાડી, ત્યારબાદ બીજી ગ્યાસોને છુટી પાડતાં છેવટે "આર્ગન" જેવી સર્વથી ભારી ગ્યાસ પણ છુટી પડી. તોપણ નીચે હજુ કોઇ પદાર્થ બાકી રહ્યો હોય એવું જણાયું. તે "આર્ગન" કરતાં પણ ભારી

હતો, અને તે ઉપર જણાવ્યા મુજબની નવી શોધી કાઢેલી "ક્રિપ્ટન" ગ્યાસ હતી. તે પારદર્શક છે. વાતાવરણમાં તેનો જથો બહુજ નાનો એટલે ૨૦૦૦ ભાગે એક ભાગ જેટલો છે. આ રીતે આપણી વાતાવરણ સાત જુદાં જુદાં તત્વોની બનેલી સાબિત થઇછે.

## વર્તમાનપત્રો માટેનાં બે ઉપયોગી યંત્રો.

આજના જમાનાની સર્વથી મોટી શક્તિ તો વીજળીજ સાબિત થઇ ચુકીછે. તેની હજારો અજાયબીઓમાં હાલ એક નવી ઉમેરાઇછે. વીજળીના તાર મારફતે હાલ આપણ સંદેશાઓ હજારો મેલોને છેટે સુધી મોકળી શકિયે છિયે, તેમ આપણી તસ્વીર, નક્શા, ચિત્રો, અને આપણાં હર તરાહના લખાણો પણ મોકળવાને શક્તિવાન થઇયે એવું એક યંત્ર મી૦ ગ્રેવિલ વિલ્યમ્સ નામે ધણીએ શોધી કહાડી તેને "ટેલીપેન્ટોગ્રાફ" નું નામ આપ્યુંછે. પ્રથમ ધાતુનાં પતળાં પત્રાં ઉપર આપણે મોકળવા ધારેલી તસ્વીર યા ચિત્ર યા લખાણ લખવું યા દોરવું પડેછે, અને પછી તે પત્રું તાર ઑફિસમાં મોકળી આપવાથી ત્યાંનો અધિકારી તે પત્રાંને ઉપર જણાવેલાં નામવાળાં યંત્રમાં દાખલ કરેછે અને કળ મરડેછે, એટલે આપણે જે કંઇ લખાણ, તસ્વીર યા નક્શો વગેરે ચિત્રી મોકલ્યું હોય તે જ્યાં મોકળવા ધાર્યું હોય ત્યાં આબાદ જઇ પુગેછે. અગરજો આ તસ્વીર કે લખાણથી એકથી અનેક નકલો લેવી હોયછે તો ઉપલાંજ યંત્ર મારફતે માંગી એટલી હજારો નકલો છાપી આપવામાં આવેછે. આ સઘળાં માટે વીજળીના તારનું ખાસ દોરડું નાખવાની જરૂર નથી, પણ આપણા સંદેશા માટે નાખેલા તાર મારફતેજ આ સઘળું રવાના કરી શકાયછે. આ નવાં યંત્રથી લંડનમાં યા હરકોઇ ઠેકાણે બનેલા બનાવનાં ચિત્રો તાબડતોબ ધારેલે ઠેકાણે મોકળી શકાશે.

જ્યારે ઉપલું યંત્ર ચિત્રો સહિત પ્રગટ થતાં વર્ત્તમાનપત્રોને માટે બહુ ઉપયોગી થઇ પડશે, ત્યારે નીચે જણાવેલું યંત્ર રોજીંદા વર્ત્તમાન પત્રોને માટે ઘણુંજ મદદગાર જણાયછે. આનું નામ "ટેલીલેક્ટ્રોસ્કોપ" છે. અને તે હેર ગ્રેબ્નીક નામે એક ઑસ્ટ્રિયન શોધકને આભારીછે. વીજળીના તારના સંદેશાઓ મોકળવાનાં કામમાં આ યંત્ર ઘણું મદદગાર થઇ પડશે, એટલુંજ નહિ પણ તેને માટે દાવો કરવામાં આવેછે કે વીજળીક રોશનીની મદદથી આ યંત્ર સેંકડો મેલને છેટેની સર્વ ચીજોને તેમના કુદ્રતી રંગરૂપમાં આપણી સનમુખ લાવી મુકેછે. પણ તેનો સર્વથી મોટો અને વહેવાર ઉપયોગ તો આ છે. એક ઠેકાણે બનેલા બનાવ યા અગત્યનાં ભાષણનો સંદેશો લખીને વીજળીના તાર મારફતે રવાના કરવાનો હાલ રેવાજછે; પણ તે કામ કડાકુટનુંછે, માટે તેમાં મોટી સહેલાઇ અને સગવડ કરી આપવાની આ યંત્ર કબૂલત આપેછે. તે એવી રીતે લખાયલા સંદેશાને બેલેમેલ રવાજ કરવાને બદલે આ યંત્ર પ્રથમ તે લખાણની તસ્વીર ઉતારી લેછે. આ તસ્વીરને એકદમ ગમે તે શેહેરખાતે તુરતાતુરત રવાના કરી શકાયછે, અને એ રીતે મહાન વકતાઓનાં ભાષણ યા બીજી કીમતી ખબરો એકી વખ્તે જુદાં જુદાં શેહેરો ખાતે રવાના કરી શકાયાથી એકજ વખ્તે તેઓ એક સરખી રીતે તે પ્રગટ કરી શકેછે. એટલે જે વીજળીના તારના સંદેશા કરતાં વધારે ઝડપથી આ સંદેશો અખંડ હાલતમાં ઠરાવેલી જગાએ જઇ પુગેછે.

હજુ આ યંત્રોની ખુબીઓ બરાબર પિછાનવા માટે આપણને થોડીક મુદત સુધી થોભવું જોઇશે.

# ખુબસુર્ત યુજીની.

## ફ્રાન્સની મેહાન શાહબાનુની નાસભાગની કહાણી.

અમેરિકાનાં યુનૈટેડ સ્ટેટસની સરકારે સ્પેન સાથ ઉઠાવેલી હાલની લડાઈનું જો જલદીથી સેવટ નહિ આવત તો મબાદા સ્પેનનાં પાદશાહી ખાનદાનની નાસભાગનો દિવસ નજદીક આવત તેમાં શક નથી. લોકો આ લડાઇમાં પોતાની સરકારની ખુઆરી થયલી જોઇ કંટાળી ગયું હતું; પ્રજાનો એક ભાગ દેશમાં રાજાને બદલે પ્રજાનું રાજ્ય જોવાને આતુર હતો; રાજા ૧૩ વરસનું નાનું બાળક હોવાથી તેની માતા તે મરનાર રાજા આલ્ફાન્સો ૧૩ માંની રાણી રાજવહિવટ ચલાવેછે; પ્રધાનો વચે એકસંપ ન હતો; દેશહિતકારી અને સ્વદેશાભિમાની રહેવાસીઓનો એક ભાગ શેવટ સુધી લડાઇ ચલાવવા માંગતો હતો, ત્યારે બીજો ભાગ સુલેહ કરી દેવા તૈયાર થયો હતો; ઠેકાણે ઠેકાણે હુલડો થવા માંડયાં હતાં, જે બળવાનું અને પછી માહોમાહેની લડાઇનું રૂપ ધારણ કરે એ બનવાજોગ હતું; તુફાની લોકો રાજાનું રાજ રદ કરી પ્રજાનાં રાજનો પોકાર ઉઠાવવા જોડ મેહલ ઉપર દરોડા પાડવાને તૈયાર થયું હતું, જેથી મેહલનાં થાને બાળક રાજા તથા તેની માતા રાણીનાં રક્ષણને માટે રાખેલા ચોકી પેહરામાં વધારો કરવામાં આવ્યો હતો. આવી હાલત જો ચાલુ રહે તો મબાદા આ રાણીને પોતાનું પાયતખ્ત છોડી—બલકે સ્વદેશ છોડી—પરદેશમાં જઇ આશ્રો લેવો પડે એ કેવળ બનવાજોગ હતું. આગળ યુરોપમાં રાણીઓની નાસભાગના એવા અનેક દાખલાઓ બનેલાછે, જેમાંના બે તો સ્પેનની ઉતરે આવેલા ફ્રાન્સ દેશનીજ રાણીઓના છે. આ બેમાંની એક નેપોલ્યન બોનાપાર્ટની શેહનશાહાત આગમર્જના ફ્રેંચ રાજાની કમભાગ્યની રાણી મેરી એન્ટોઇને હતી. બીજી નાઠેલી રાણી આજે હયાત છે, અને તે નેપોલ્યનનાજ વારેસ શાહનશાહ લુઇ નેપોલ્યનની રાણી યુજીની છે.

રાણી યુજીનીની નાસભાગની કહાણી હજુ સુધી ગુજરાતી વાંચનારી આલમની જાણમાં આવી નથી, માટે આજે તે બેવડી ઉલટથી વાંચવા જોગ થઇ પડશે. એ રાણીની આ વિષય સાથ અમો એક તસ્વીર આપિયે છિયે, જે ઉપરથી વાંચનાર કહી શકશે કે તે ખરેખર એક ખુબસુર્તીની રાણીની તસ્વીર છે કે નહિ. આ રાણીનું અસલ નામ યુજીની મેરી ડી ગઝમાન છે. આ કોઇ પાદશાહની પુત્રી ન હતી, યા કોઈ અમીર ઉમરાની બેટી પણ ન હતી. યુજીની તો માત્ર એક સ્પેનીશ અમલદારની દીકરી હતી, અને પોતાના રૂપગુણને લીધે વખણાઇને ફ્રાન્સની શેહેનશાહબાનુ થવા પામી હતી. તેણીએ ઇંગ્લંડમાં પોતાની કેળવણી લીધી હતી, અને પિતાનાં મરણ બાદ માતા જોડ ૧૮૫૧ માં પેરિસમાં વસવા આવી હતી. એ વેળા તેણીનું વય ૨૫) વરસનું હતું. તેને ઉંચે દરજ્જેની કેળવણી મળી હતી, તેથી અને તે કરતાં વધારે પોતાની અપાર ખુબસુર્તીને લીધે તેણી પેરિસમાં બહુ વખણાઇ. સંસારી મજલેસો અને રમતગમતનાં મેહફલોમાં તેણી ભળાવા લાગી. તે નાજ અને અદાથી, ભોલીદરાજીથી અને પોતાની બાહોશીથી પંકાવા લાગી. ઘણી ઘણી મીઠી નજરો તેણી તરફ ખેંચાઇ; ઘણા ઘણા અમીર ઉમરાઓ અને શાહજાદાઓ તેણીના હાથના ઉમેદવાર થયા; ફ્રાન્સનો એ વેળાનો શેહનશાહ ત્રીજો નેપોલ્યન કુમારો હતો, તેબી આ નાજોઅદાવાળી રૂપગુણ સુંદરી ઉપર મોહિત થયો; તેણે તેણીને પોતાની રાણી બનાવવાની ઇછા દેખાડી, જેની સામે દરબારીઓએ મજબૂતીથી બાથ લીધી; પણ અંતે નેપોલ્યન ફાવ્યો. કોઇની પણ દરકાર વિનાં આ પાદશાહી યા અમીરી કુળ વિનાની નાજનીનને પોતાનો હાથ આપી એક મોટી શેહેનશાહાતની ધણિયાણી બનાવી. એ પછી તેણીએ ઇંગ્લંડ વગેરે દેશોમાં મુસાફરી કીધી, સુએઝની નેહેર ખુલ્લી મુકવાની ક્રિયા પોતે કીધી, અને રાજકાજના બીજા અનેક હિંગા-

એમાં દિલભરીથી ભાગ લીધો. એ આગ-મજ શાદી પછી ત્રીજે વરસે તેણીએ ફ્રાન્સનાં તખ્તનાં વારિસ બેટાને જન્મ આપી ચોતરફ ખુશહાલી ફેલાવી દીધી. યુજીની ગુણિયળ હતી; પોતાના ખાવંદની ગેરહાજરીમાં તે રાજ વહિવટ ચલાવી શકતી હતી, અને પોતાના અનેક ભલાં કામોથી તેણી પ્રજા અને લશ્કરીઓમાં માનિતી થઇ પડી હતી. આ રીતે ૧૭ વરસોની પરણેલી જીંદગી ખુબ દમામ અને ભપકા સાથ, ભારી જાહોજલાલી અને ખુરી ખુશહાલી સાથ ગુજાર્યા પછી, આ પાદશાહી જોડાંની કમબખ્તીનો દહાડો બેઠો. મગરૂર ફ્રેંચો પોતાની જવાંમર્દી ઉપર બહુ મુસ્તાક હતા, અને નાનાં નાનાં રાજ્યોના જોડાઇ ગયાથી બનેલાં જર્મનીનાં રાજ્યને ઉગી નિકળી આગળ વધેલું તેઓ દેખી શકતા ન હતા. આમ બંને વચે ધુરકાધુરકી ચાલતાં ચોકસ સબબોથી લડાઇને બ્હાનું મળ્યું. બેટઅ પછી સિડનની લડાઇઓ ચાલી, ફ્રેંચોની હાર ઉપર હાર ચાલુ રહી અને છેલે શેહનશાહ નેપોલ્યન પોતે પણ શત્રુના હાથમાં કેદ પકડાયો. હવે પ્રજા ફરી ગઇ; પ્રધાનો ફરી બેઠા; શેહનશાહત સામે હુલડો જાગ્યાં; અને જે કંઇ સરકારી મેહેલો અને ઇમારતો હતાં તેમની ભાંજફોડ ચાલી, એટલુંજ નહિ પણ શેહનશાહી ખાનદાનીઓના જીવ લેવાનો હિગામ ચાલ્યો.

આ સઘળું ૧૮૭૦ ના સપ્ટેમ્બર માસની શરૂઆતમાં અને તે આગમજ બની ગયું. રાણી યુજીની એ વેળા પેરિસમાં હતી. તેના સલાહકારો કે મદદગારો એ વખ્તે થોડાજ હતા. તેઓને લાગ્યું કે રાણીએ આવે સમયે પેરિસમાં રહેવું ગેરસલામતીભરેલું હતું. તા૦ ૪ થી સપ્ટેમ્બરને દિને પેરિસમાં વીજળીના કાગદે ગભરાટ ફેલાવી દીધો કે સિડન પડયું હતું, ફ્રેંચ લશ્કરનો પરાજય થયો હતો અને શેહનશાહ કેદી બન્યો હતો. આથી શેહેનશાહત પડી ભાગી, એમજ એકદમ માની લેવામાં આવ્યું, અને તેથીજ રાણી યુજીનીની સલામતી માટે ભારે ધાસ્તી પેદા થઇ. લોક ગાંડું બની ગયું, રાણી વગેરે ઉપર ગાળોનો વર્સાદ પડવા લાગ્યો, મેહલના દરવાજાઓ ઉપર ધસારો ચાલ્યો, જેમની ચોકી માટે રાખેલા વિશ્વાસુ પેહરેગીરો પણ ફરી બેઠેલા જણાયા. આ વખ્ત બારીક હતો. તુફાની બળવાખોરો યુજીની ઉપર પોતાનો કીનો લેવા માટે મેહલમાં ધુસી જવા માગતા હતા. એટલામાટે એ માહબાનુને બચાવવાનો માહ મુશ્કેલ જોખમ ખેડવાની જરૂર અવશ્યની થઇ પડી. ઘણીએક મસલેહત પછી, ઘણીએક કુનેહ વાપરીને શેહનશાહબાનુને મેહલમાંથી ઉચાઉચ એવે કોટાકટ વખ્તે નસાડવામાં આવી કે જે વખ્તેજ મેહલના દરવાજા ભાંજીને ઉસ્કેરાયલું લોક તેમાં રેલનાં પાણીના જબરા મોજાસમાન ધુસી ગયું. તેણીના કાન ઉપર તેણીનો જીવ લેવાની ધમકીના શબ્દો પડયા કીધા, પણ તેમની દરકાર વિના ગુપચુપ રાણી પોતાની એક જીગરજાન સખી મેડમ લિ બ્રિટન અને બીજાઓ સાથ ઉબાણુ રસ્તે મેહલ છોડી ચાલી. આતલગના અને વહાલાં નોકર નફરો તેને જતી જોઇને પોકેપોક રડયાં અને તેણી જોડે પોતેબી સાથે જવા માગ્યું. થોડા દિવસમાં મેહલ છોંડી નાસવું પડશેજ, એવો ભય આગમજથી રાખીને પાદશાહી તબેલામાંના સૌથી સરસ ઝડપ ચાલના ઘોડાઓને થોડેથોડે છેટેનાં ચોકસ મથકો ખાતે તૈયાર રાખ્યા હતા, અને તેમને બંધ ગાડીઓ સાથ જોતેલા હતા, એવી મતલબથી કે તે ગાડીઓમાં બેઠેલી રૂપગુણ સુંદર મહારાણી વિશે કોઇબી શત્રુને શક પડે નહિ. આવું એક ગાડું ટુઇલરીના મેહેલની પડોશમાં તૈયાર ઉભું હતું, જે ઉપરના વિશ્વાસુ નેગેહબાનને ઇશારત થતાંજ તે નજદીક આવ્યો, અને યુજીની તેમાં ચઢી બેઠી. એજ વખ્તે એક નાના બંદઓર પોર્યાએ બૂમ મારી કે "પેલી રહી રાણી યુજીની! મારો એને, મારો—વાઢો!" આટલા શબ્દો તે ચંડાલનાં મુખમાંથી નિકળતાંજ એક વિશ્વાસુ અમલદારે તે પોર્યાનો ટોટો દાબી તેનાં જાનની ધમકીથી મુંગો રાખ્યો, અને પછી મેડમ લિ બ્રિટને ગાડાંવાળાને ફરમાવ્યું કે ડૉ૦ ટૉમસ ઇવન્સનાં મકાન તરફ

હંકારી જવું. તેણીએ રાણી સાથે ત્યાં જવા નિકળી. ગાડીને જેમ બન્યું તેમ ઝડપથી, હંકાર્યું, તો જોકે સઘળો માર્ગ તુફાની લોકોથી ભરાઇ જતા મહોલ્લાઓ અને રસ્તાઓ વચ્ચેથી લેવાનો હતો.

ડૉ૦ ઇવન્સ એક અમેરિકન તબીબ હતો. તે બહુ વખણાયલો અને રાણી સુજીની તથા ત્રીજા નેપોલ્યનનો માનિતો તબીબ હતો. તે વળી દંતવૈદ હતો, અને એટલોબધો પંકાયલો હતો કે યુરોપના રાજા રાણીઓ અને રાજવંશીઓ તથા અમીર ઉમરાવો તેને બોલાવતા અને દાંતનું વૈદું કરાવતા હતા. આવા એક તબીબની દોસ્તી ઉપર મુસ્તાક રહીને સુજીની તેનાં મકાનમાં દાખલ થઇ, પણ ખબર કાઢતાં જણાયું કે ડૉકટર આ વેળા ઘરમાં હતો નહિ. આ ઉપરથી રાણી અને તેની સખીએ મકાનમાં દાખલ થઇ એક ઓરડામાં બેઠક લીધી. એમ કરતાં સાંજે ૬ કલાકે ડૉ૦ ઇવિન્સ ઘરે આવ્યો, જે વેળા તેનો જુની મિત્ર ડૉ૦ એડવર્ડ ક્રેન પણ તેની સાથેજ હતો. નોકરોએ ખબર આપવાથી ઇવન્સ પોતાની મુલાકાતે આવનારી બાનુઓને મળવા ગયો, અને થોડી વારે ક્રેનને પાછો આવી મળ્યો ત્યારે તે કેવળ ફીકો મારી ગયો હતો. "ઓ આહા!" તે બોલ્યો, "રાણી સુજીની મારાં મકાનમાં આશ્રો શોધતી આવી-છે. હવે એને હું કેમ બચાવીશ?" આ વાતથી પોતાના નોકરોને જાણીતા કરવામાં ઇવિન્સે ડહાપણ જોયું નહિ, કેમકે તેઓ સઘળા ફ્રેંચ હતા, અને શાહાનશાહાત સામે જબરો અણગમો ધરાવતા હતા, માટે તેઓ જો જાણે કે ડૉકટરનાં મકાનમાં નાઠેલી રાણી છે તો તેઓ પોતાના ધણીની થતી ખરાબીની દરકાર વિના ઉશ્કેરાયલાં લોકને ખબર આપી ડૉકટર-નું ઘર ભંજાવે. એક બીજી મુસ્કેલી એ હતી કે ડૉકટર ઇવિન્સે તેજ સાંજે પોતાનાં મકાનમાં કેટલાક ફ્રેંચ મિત્રોને આણું આપ્યું હતું, જે વેળા પ્રમુખસ્થાને બિરાજવા માટે તેણે ત્યાં હાજર રહેવું જોઇએ. પણ એ મુસ્કેલીનો તોડ તો એમ શોધી કહાડયો કે તુફાની લોકો ડૉકટરનું દવાખાનાનું મકાન—જેમાં કીમતી સંગ્રહસ્થાન હતું તે—ભાંગી નાખશે એવી દર પળે બીક રખાતી હોવાથી, ઇવન્સે પોતાને બદલે ડૉ૦ ક્રેનને પ્રમુખસ્થાને બેસવા મોકલ્યો. આમ થયું, અને સઘળા મિત્રો ભોજન લઈ કશાબી શક વિના વિદાય થયા.

હવે ઇવન્સના ફ્રેંચ નોકરોને એવું સમજાવવામાં આવ્યું કે તેનાં મકાનમાં બે બાઇઓ પરોણી આવીછે, જેઓ એ તબીબ તથા તેની બાનુ સાથ સગાઇનું નાતું ધરાવેછે; તેઓ આજની રાત અતરે રહીને સહવારમાં તો ઉપડી જશે, કેમકે પેરિસમાં ફેસાદ બરપા થયેછે તેથી રાત્રે ત્રેનો ફરતી નથી. આ ગોઠવણ ફતેહમંદ ઉતરી; કોઇને શક ગયો નહિ, અને રાત શાંતિમાં પસાર થઇ. બીજી સહવારે પહો ફાટે તે આગમજ સુજીની, મેડમ લિ બ્રિટન, અને ડૉકટરો ઇવન્સ અને ક્રેન પેહલા ડૉકટરની ખાનગી ગાડીમાં બેસીને પેરિસ છોડી ગયાં. તેઓ શેહરની ભાગોળ-માંથી—શેહરના બચાવ માટેનાં બાંધેલાં નવાં બાંધકામો વચ્ચેથી—પસાર થઇ ગયાં. તેઓ અમેરિકનો છે એમ જણાયાથી કોઇબી અમલદારે તેમને રોકયાં નહિ. મેન્ટીસ ખાતે ઝડપથી જઇ પુગ્યા પછી ડૉકટરની ખાલી ગાડીને પેરિસ ખાતે પાછી રવાના કીધી, અને સઘળાં ચારે જણ એક ભાડુતી ગાડીમાં બેસીને ૨૦ મૈલ આગળ વધી ચાલ્યાં. આ રીતે માર્ગમાં મળતાં ગામેગામ તેઓ ગાડાં બદલતાં આગળ વધ્યાં. કેટલીક વાર તો ગામ-ડાંમાં શોધેલું ગાડુંબી મળતું ન હતું, અને જે મળતાં તે એવાં ખડખડિયાં કે અધવચ રસ્તે ભાંગી જાય. વળી કોઇના તો ઘોડા એવા ડાબા કે ચાલતાં ચાલે નહિ. આવી આવી મુસ્કેલીઓનો ફ્રાન્સની શેહનશાહબાનુએ કદી સ્વપ્ને પણ ખયાલ કીધેલો નહિ, પણ તે સર્વ તેને આ વખતે મુગે મોહડે ભોગવવી પડી.

તા૦ ૫ મી સપ્ટેમ્બરનો દિવસ આ રીતની હેરાનગતીમાં ગુજારીને રાત્રે ૯ કલાકે સઘળાં ચારે જણ લા રિવિયે ડિ ચિબુવિલ નામે મોટાં નામવાળાં ગામમાં આવી પુગ્યાં. અહીં

રાતતો ગુજારવી જોઈયે, કેમકે સઘળાં મુશ્કેલ મુસાફરીથી થાકી ગયાં હતાં. પણ ગામમાં એકપણ સારૂં પહોંચખાનું હતું નહિ. એક ધૂળ જેવું મળી ગયું, પણ તેમાં મુસાફરો માટે બિછાણા ખાલી હતાં નહિ! હવે? ત્યાં રાતે સુવાની ગોઠવણ આગમજથી થોડાક બદમાશ જેવા દેખાવના, રાચેડી, વિકરાળ ચિથડિયાઓએ કરી રાખેલી હતી. એ ધણીઓને બંને ડૉકટરોએ સ્ત્રીજાત તરફ માન ધરાવવા બાબે બોધ દેવાથી નહિ પણ સોનાના ચળકતા સિક્કાઓની થેલી દેખાડવાથી તેઓએ ચાર બિછાણા ખાલી કરી આપ્યાં, અને એ રીતે આ બીજી રાત પણ શાંત ગુજરી. બીજી સહવારે ભાડેની ગાડીની શોધાશોધ ચાલી પણ એકે મળી શકી નહિ; જે ઉપરથી સઘળાંઓ રેલવે સ્ટેશન તરફ ચાલી ગયાં, જ્યાં તરતજ ટ્રેન આવી પુગી, જેમાં એક ગાડી ખાલી જોઇ તેઓ તેમાં બેસી ગયાં. એક કલાકમાં તો તેઓ લિઝયો નામે સ્ટેશન ઉપર ઉતરી પડયાં, જે વેળા મારમારનો વર્સાદ પડતો હતો. પણ એ કુદરતી મુશ્કેલીની દરકાર જીવ બચાવવા માટે નાસતી યુજીની યા તેણીના વિશ્વાસુ મિત્રોને મુદ્દલ હતી નહિ. એક બબ્બડી રહેલાં દેવળના આશ્રા હેઠળ બંને બાનુઓને રાખીને બંને તબીબો ભાડેની ગાડી શોધવા નિકળ્યા. મોટી મુશ્કેલીથી તેમને ઘોડા મળ્યા, જે ઉપર લાંબી મંજલ કાપીને તેઓ દરિયાની સરીલ ઉપર આવેલાં ડયુવિલ નામે ગામ ખાતે જઈ પુગ્યાં અને મિશિસ ઇવન્સનાં મકાનમાં આશ્રો લીધો. અહીં તેમને ખબર મળી કે સર જૉન બર્ગોઇન નામે ગૃહસ્થ પોતાની બાનુ જોડ પોતાની યૉટમાં સવાર થઈ ઇંગ્લંડથી ત્યાં સેલ કરવા આવેલો હતો. આ ઉપરથી તબીબોએ દોડી પહોંચીને તેની મુલાકાત લીધી; પણ બર્ગોઇન સાહેબે ખરી બિના જાણી ત્યારે ... તેનું બચાવી ઇંગ્લંડ પુગાડવાનો જોખમ ... રાણી ... સાથે લેવાની ના પાડી. તે બીધો ... માટે માથે કોઇ તરફથી ... કીધા ... પડશે. અને લેડી બર્ગોઇનના ... આવી ... સાથી તે

... ખાવંદ સમજ્યો અને એવી ગોઠવણ કીધી કે ચારે જણે મધરાતે યૉટ ઉપર આવવું.

આ ઉપરથી બંને તબીબો ખુશી થતાં રાણીને મળ્યા, ઉપડી જવાની સઘળી ગોઠવણ કીધી; અને જ્યારે મધરાત થઇ ત્યારે ગાડીમાં બેસીને ગોદીમાં જવાથી મબાદા પકડાઇ અવાશે, એવો ડર ખાઇને સઘળાંઓએ ખેતરમાંથી પોતાનો રસ્તો પગે ચાલીને લીધો. પણ તરતનો જબરો વર્સાદ પડેલો હોવાથી આપણાં નાસભાગમાં પડેલાં મુસાફરોને બહુ ખમવું પડયું. ડૉ૦ ઇવન્સે પોતાનો મદદનો હાથ યુજીનીને આપ્યો હતો, જેણીનાં કમર સુધીનાં કપડાં કીચળમાં ખરડાઇ ગયાં હતાં, એટલુંજ નહિ પણ ચાલવાનું એટલું દિકટ હતું કે વખ્તેવખ્ત તેણી ફસડાઇને બેસી પડતી હતી. મેડમ લિ બ્રિટનની હાલત પણ ડૉ૦ ક્રેનની મદદ છતાં એવીજ ખરાબ હતી. અંતે તેઓ યૉટ ઉપર જઈ પુગ્યાં, પણ દરિયામાં જબરૂં તુફાન હતું તે સમી ગયું નહિ ત્યાંસુધી આ નાનકડું બારકસ ઇંગ્લંડ જવા માટે ઉપડી શક્યું નહિ.

ટુંકમાં, સઘળાં ડોવર અને ત્યાંથી લંડન જઇ પુગ્યાં. ઇવન્સે ખુબ બજાવી. મહારાણી વિકટોરિયાએ પદભ્રષ્ટ રાણી યુજીનીને લાયક આવકાર દીધો, ચિઝલહર્સ્ટ ખાતે તેણીને વસવાની પરવાનગી માયાળુ લાગણીથી બક્ષી, જ્યાં પાછળથી શેહેનશાહ નેપોલ્યનની અને શાહજાદા પ્રિન્સ ઇમ્પીરિયલની લાશને સુપ્રદ કરવામાં આવી હતી. ફ્રાન્સનો આ તખ્ત વારેસ જ્યારે લડાઇમાંથી બચવા પામ્યો ત્યારે પાછળથી રાણી વિક્ટોરિયાની લશ્કરી નોકરીમાં દક્ષિણ આફ્રિકા ખાતે ઝુલુઓ સામે લડવા ગયો ત્યાં માર્યો ગયો હતો, જેની લાશને આ રાણીએ ત્યાંથી મંગાવી પોતાનાં મકાનમાં તેના પિતાની જોડમાંજ દટાવીછે. યુજીની હજુ જીવેછે, પણ કેવળ એકાંત જીંદગી તે ગુજારેછે. વખ્તે તેને એકવાર ઘણી ચહડાવી, અને આજે ૨૭ વરસ થયાં વખ્તેજ તેને એવી તોડી પાડીછે કે કોઇની જાણમાં પણ તેણી રહી નથી.

# બે નામીચા પાર્સી પાદશાહોની વાર્તા.

"અરેબ્યન ટેલ્સ" નાં નવાં દફતરમાં વિલી "અરેબ્યન નૈટસ" નાં અસલ બાબતની રસીલી તકરારથી અમારાં વંચનારાઓને જાણીતા કીધા પછી, મી૦ . ખ. દેસાઇની એ નવી કેતાબમાંથી ઇરાનના સાસાની તબકાના બે નામીચા પાર્સી પાદશાહોની ટુકી વાર્તાઓ અમારા વાંચનારાઓનું મન રંજન કરવા માટે અમો નીચે ઉતારી લેવાની રજા લઇયે છિયે, જે માત્ર પાર્સીઓજ નહિ પણ સર્વ કોમના વાંચનારાઓને નવી તેમજ રસીલી લાગશે.

### નોશીરવાન અદલ અને એક અકલમંદ નાજનીનનું દાસ્તાન.

અદલ પાદશાહ ખુસરો અનુશેહરવાન સાસાની ટોળાના મોટા પાર્સી પાદશાહોમાં પ્રખ્યાત હતો. તેનું નામ તો ખુસરો હતું, પણ તેણે કરેલાં અદલ ઇનસાફનાં કામોને થકી તેને "અનુશેહરવાન" (યાને અમર જીવનો—જાવેદાનની કીર્તિનો) એવું ઉપનામ મળ્યુંછે, જે આજ સુધી કાયમ રહ્યુંછે, અને તેજ નામે તે ઓળખાયછે. મહમદિયાન લખનારાઓ એ પાદશાહ ઉપર બહુ ફિદા જણાયછે, અને જ્યારેબી દાદ અને ઇનસાફ વીશે દાખલો આપવો હોય, ત્યારે તઓ નોશીરવાન આદેલનું નામ પોતાના તમામ ઇસ્લામી પાદશાહો કરતાં પણ પેહલું આગળ ધરેછે. તેના અદલ ઇનસાફની જેટલી વાર્તાઓ મહમદિયાન ગ્રંથકારોમાંથી મળી આવેછે તેટલી બીજા કોઇ લખનારાઓમાંથી મળતી નથી, એ પાદશાહનો જમાનો દરેક રીતે ફતેહમંદ અને યાદગાર હતો. ઇરાનની હદ ઘણી વધી ગઇ હતી; પાદશાહની દરબારમાં દેશ પરદેશના એલચીઓ આવતા જતા હતા; દેશ પરદેશના સાહિત્યોની જબરી ખીલવણી ચાલી હતી; ઇરાની સાહિત્યોના પારકી ભાષાઓમાં તરજુમાઓ થતા હતા; ઇરાનમાં કેળવણી, વિદ્યા હુનર અને બીજા રાજસુધારાઓ દાખલ થવાથી દેશ આબાદ હાલતમાં આવી ગયો હતો: અને એ સર્વ કારણોને થકી નોશીરવાનનો અમલ "સોનાના જમાના" (Golden Age) ને નામે ઓળખાયોછે. એ પાદશાહે ઇસ્વી ૫૩૧ થી ૫૭૯ સુધી રાજ્ય ભોગવ્યું હતું. એ આદેલ પાદશાહના વખ્તમાંજ હજરત મોહમદનો જન્મ થયો હતો, જે માટે તે સાહેબ સદા મગરૂરી બતાવતો હતો.

આ પાદશાહ એક દહાડે શિકારે ગયો હતો ત્યાં એક ગોરખરની પુઠે દોડતાં પોતાનાં લશ્કરથી છુટો પડી ગયો. તેની પુઠે દોડતાં તેને એક ખેતર જણાયું. આ વેળા તેને બહુ તરસ લાગી હતી અને થાક ચહડી હતી, તેથી તે પેલા ખેતર તરફ ચાલ્યો અને એક ઘરના દરવાજા આગળ જઇ પુગ્યો. તેણે સાદ મારીને થોડુંક પાણી પીવા માટે માંગ્યું. તેનો આવાજ સાંભળતાં તે મકાનમાંથી એક નાજનીન બહાર નિકળી આવી, અને નોશીરવાન તરફ જોઇને તેણી પાછી ઘરમાં ગઇ અને એકજ શેરડી પીલીને તેનો રસ કહાડી તેમાં થોડુંક પાણી ભેળ્યું, અને પછી તે સઘળાને એક જામમાં રેડીને તેમાં કોઇ ખુશબોઇની ભુકી નાખી. આ જામ લાવીને તેણીએ પેલા અજાણ્યા સવારને આપી. નોશીરવાને જામમાં કંઇ ભુકી જેવું જોયું, જેથી તેણે તેમાંનો પ્રવાહી ધીમે ધીમે પીધો અને પુરો કીધો. પછી તેણે પેલી નાજનીનને કહ્યું કે "અએ મેહબુબ, તેં આપેલું પાણી ઘણુંજ નાદર હતું, અને તેની સપાટી ઉપર જો કંઇ ભુકી તરતી નહિ હોત તો તે કેવું લેઝતદાર લાગત! એ કચરાથી પાણી ગદળું થયું હતું."

પેલી નાજનીન બોલી કે "અએ સવાર; તારી જામમાં મેં ખાંખખા પેલી ભુકી નાખી હતી કે જેથી પાણી મેલું થયું હતું."

નોશિરવાને પુછ્યું કે "એમ કરવાનું શું કારણ?"

પેલીએ જવાબ દીધો કે "કારણ એ કે મેં તને અત્યંત થાકેલો તરસ્યો બનેલો દિઠો;

તેથી હું બિધી, કે જે પાણી હું તને આપીશ તે તું એક ગોટે પી જશે. જો પેલી ભુકી તેની સપાટી ઉપર ન હોત તો તું ખચીત એકજ સપાટે સઘળું પાણી પી જાત. તેમ જો તેં કીધું હોત તો તેથી તને નુકશાન થાત."

તે નાજનીનના આ સખુનીથી તથા તેની ખબરદારી અને સમજશક્તિ જોઇને અદલ પાદશાહ નોશીરવાન અચરત થયો, અને બોલ્યો:—"કેટલી શેરડી પીલીને તેં આ રસ કહાડયો હતો?"

પેલીએ કહ્યું કે "ફક્ત એકજ."

નોશીરવાન ફરીથી અચરત થયો, અને તે છોડી જે ગામમાં વસતી હતી તે ગામ સરકારમાં કેટલો છાપો ભરેછે તે જાણવા માગ્યું. તપાસ કરતાં જણાયું કે તે ગામને માથે નાખેલો છાપો ઘણોજ થોડો હતો. આ ઊપરથી તેણે મનમાં ઠરાવ્યું કે "પાયતખ્ત ખાતે પાછો ફર્યા પછી હું આ ગામના છાપામાં વધારો કરીશ; કાંએકે જે ગામમાં એકજ શેરડીમાંથી આટલોબધો રસ પેદા થાય તે ગામ કનેથી આટલો થોડો છાપો શા માટે લેવો જોઇએ?"

એમ ઠરાવ કરીને તે તે ગામ છોડી પાછો શિકારે વળગ્યો. સાંજે તે પાછો તેજ ગામમાં પેલીજ નાજનીનનાં ઘર આગળ આવી ઉભો, અને તેજ મેહબુથે દેખાવ દીધો, અને નોશીરવાનને જોઇને તેણી પાછી પોતાનાં મકાનમાં પાણી લેવા ગઈ. પણ આ વેળા પાણી લાવતાં તેણીને બહુ વખત લાગ્યો, જેથી નોશીરવાને તેણીને ઉતાવળે લાવવા તાકીદ કીધી અને બોલ્યો કે "એટલી ઢીલ કેમ થઇ?"

પેલીએ જવાબ આપ્યો કે "તારે વાસ્તે જેટલો જોઇયે એટલો રસ એક શેરડીમાંથી નિકળી શકયો નહિ, તેથી મને ત્રણ શેરડી દાબીને રસ કહાડવો પડયો."

નોશીરવાને પુછ્યું કે "એનું કારણ શું?"

તે નાજનીને ઉત્તર દીધો કે "કારણ એ કે આપણા પાદશાહની દાનત બદલાઇ ગઇછે."

પાદશાહે પાછો સવાલ કીધો કે "એ વાત તેં કેમ જાણી?"

પેલીએ કહ્યું કે "ડાહ્યા માણસોથી અમે સાંભળેલુંછે કે જ્યારે પાદશાહની દાનત ગામના રહેવાસીઓ તરફ બદ થાયછે ત્યારે તેમની આબાદાનીનું શેવટ આવેછે, અને તેમ તેઓના આશીર્વાદ પણ ઓછા થાયછે."

આ વાત સાંભળીને નોશીરવાન હસ્યો, અને ગામના લોકોને માથેનો છાપો વધારવાની વાત પોતાનાં મનમાંથી કહાડી નાખી. તરત તે જાહેર થયો અને પેલી નાજનીનની ખબરદારી અને બારીકખીની તથા તેણીની જવાબ કરવાની હુશિયારીથી ખુશ થઇને એકદમ તેની જોડ પરણ્યો અને તેને પોતાની એક રાણી બનાવી.

## ખુસરો પર્વીઝ, તેની રાણી શીરીન અને એક મછીમાર.

ઇરાનનો પાદશાહ ખુસરો નોશીરવાન આદેલનો નબીરો થતો હતો, અને સાસાની મોટા પાદશાહોમાં તે સર્વથી છેલો હતો. તેના પછી પચીસ વરસની અંદર ઇરાન આરબોના હાથ ઉપર પાયમાલ થયું હતું. આ બહુ જાહોજલાલ પાદશાહ હતો. તેણે ઇરાનની નામદારી અતિઘણી વધારી દીધી હતી, પણ પછી તેની નામોસીખી એની હયાતીમાંજ શરૂ થઇ હતી. તેણે ઇસ્વી ૫૯૦ થી ૬૨૮ સુધી રાજ્ય ચલાવ્યું હતું. તે જેમ બાહદુર તેમ મોજીલો મહાન પાદશાહ હતો. એ પાદશાહ માછલીનો બહુ શોકીન હતો. એક દાહડે તે પોતાની રાણી શીરીન જોડે મેહેલમાં બેઠો હતો. ખુસરોની અનેક રાણીઓમાં શીરીન સર્વથી ખુબસુર્ત અને તેની માનિતી હતી. કેટલાકો કહેછે કે તેણી રૂમના કએસર મૉરિસની બેટી ઇરીન (Irene) હતી, જેનું નામ ઇરાનીઓએ "શીરીન"માં બદલી નાખ્યું હતું, કેમકે એ શબ્દનો અર્થ "મીઠી" થાયછે અને શીરીન બહુ ખુબસુર્ત અને દિલકશ બાનુ હતી. કહેછે કે ખુસરોને તેના બાપ પાદશાહ હોરમજની હયાતીમાંજ બલવાખોરોએ દેશનિકાળ કહાડયો ત્યારે તે મજકુર સુનાની શેહનશાહ મૉરિસની મદદ માંગવા ગયો હતો, અને ત્યાંજ તેની ઉપલી બેટી સાથ પરણ્યો હતો. પાછળથી

આ લશ્કરની મદદથી તેણે બલવાખોરોને [illegible] કહાડી તખ્ત પોતાને હાથ કર્યું હતું. મુસરોનાં તખ્તની બહુ વખાણ થાયછે. કહેછે કે તે બહુ મોટું હતું, અને તેને રૂપાંના ૪૦૦૦૦ ટેકા ઉપર ઉભું કરેલું હતું. તેના ઘુંમટમાં ૧૦૦૦ ગોળા લટકાવેલા હતા, અને કોઇ કરામતથી તેઓ ગોયા આકાશી ગ્રહો અને સેતારાઓ હોય તેમ પોતપોતાની નેમી આપેલી ચાલે ફરતા હતા. અસલી ઇરાનીઓ ખગોળ વિદ્યાનું ગ્યાન ધરાવતા હોવા જોઇયે તે આ ઉપરથી જણાયછે.

ઉપર લખ્યા મુજબ શીરીન જોડે તે મેહેલમાં બેઠેલો હતો તે વેળા એક માછી એક મોટી માછી લઇને ત્યાં આવ્યો અને પાદશાહ આગળ તે નજર કીધી. પાદશાહ માછલી જોઇ ખુશ થયો અને હુકમ કીધો કે માછીને ૪૦૦૦ રૂપાંના સિકા બક્ષેશ આપે. પણ શીરીન તેના આ હુકમની સામે થઇ અને બોલી કે "આ શું કામ તું કરેછે?"

પાદશાહે પુછ્યું કે "કાંય શું છે?"

શીરીન બોલી કે "હવે પછી તું તારા કોઇ સેવકને એટલીજ રકમની બક્ષેશ કરશે ત્યારે તે તેને પસંદ આવશે નહિ. તે તેને ધિકારીને કહેશે કે 'એટલી રકમ તો પાદશાહે માછીમારને આપી હતી, અને તેટલીજ તે મનેબી આપેછે!' અને જો તું એ કરતાં ઓછું ઇનામ તેને આપશે તો તે કહેશે કે "પાદશાહ મને ધિકારેછે, કેમકે એક માછીને આપી તે કરતાંબી ઓછી રકમ તેણે મને આપીછે!"

ખુસરોએ જવાબ દીધો કે "તું સાચું કહેછે; પણ પાદશાહો એક વખત આપેલી રકમ પાછી લે એ શરમભરેલું છે, અને તેમ આ માછીને ઇનામ આપવાનું હું બોલી ચુકયોછું."

શીરીને કહ્યું કે "એ રકમ પાછી મેળવવાને યુક્તિ મને આવડેછે."

"તે કેમ? પાદશાહે પુછ્યું.

"તે આ રીતે," શીરીને ખોલાસો કીધો. "તું જો એ યુક્તિ પસંદ કરતો હોય તો પેલા માછીને પાછો બોલાવ. અને પુછ કે 'આ માછલી કઇ જાતની છે?' જો તે કહે કે એ ફલાણી જાતની છે તો તું તેને પાછું કહેજે કે, 'અમને એજ જાતની એક બીજી જોઇયે છે.' આ જાતની બીજી માછલી મળવી મુશ્કેલ છે, અને તેથી તે નહિ લાવે તો તેની બક્ષેશની આ રકમ તેને આપવીજ નહિ."

પાદશાહે માછીને પાછો બોલાવ્યો, કે જે ઘણો ખબરદાર અને ચાલાક હતો. ખુસરોએ તેને પુછ્યું કે "આ માછલી કઇ જાતની છે?"

માછીએ જમીનને બોસ્સો દઇને ઉત્તર દીધો કે "એ માછલી ભેળસેળ જાતની છે; તે કોઇ ચોકસ જાતની નથી."

પાદશાહ આ સખુનો સાંભળીને હસ્યો, અને હુકમ આપ્યો કે માછીને ચારને બદલે આઠ હજાર સિક્કાનું ઇનામ બક્ષવું.

માછી ખજાનચી પાસે ગયો અને તેની કનેથી ૮૦૦૦ દીનારનું ઇનામ ગણી લીધું, અને તે પોતાની કનેના એક ચામડાંના કોથળામાં મુક્યું. પછી તે કોથળો તેણે પોતાની પીઠ ઉપર ઉઠાવ્યો અને મેહેલમાંથી બહાર નિકળવાની તૈયારીમાં હતો એટલામાં એક સિક્કો પડી ગયો. તેણે પોતાનો કોથળો ઉતારી નીચે મુક્યો અને વાંકો વળીને પેલો પડી ગયલો સિક્કો લીધો. હવે પાદશાહ ખુસરો અને શીરીન તે માછીની આ વર્તણુંક જોતાં હતાં, જે ઉપરથી શીરીને પોતાના ખાવંદને કહ્યું કે "અએ જેહાંપનાહ, આ માણસ કેવો કંગાલ અને નીચ છે તે તેં તારી નજરે જોયુંછે. એક સિક્કો પડી ગયો તે છતાં તેણે તે ઉપાડી લીધો, પણ મેહેલના ખિદમતગારોનાં નસીબને થકી તેણે તે પડેલો રેહેવા દીધો નહિ!"

પાદશાહ આ શબ્દો સાંભળીને માછી ઉપર ગુસ્સે થયો અને બોલ્યો કે "અએ શીરીન, તું ખરું બોલી છે."

તેણે હુકમ કરીને પેલા માછીને પાછો બોલાવી મંગાવ્યો, અને જ્યારે તે આવ્યો ત્યારે તેને કહ્યું કે "અએ કમીના! તું કાંઇ આદમજાદ નથી! એક સિક્કો પડી ગયો તે પાછો લેવા માટે તારો કોથળો ખાંધેથી નીચે ઉતારી તું વાંકો વળ્યો અને તે સિક્કાને તેન

જગાએ પડેલો રહેવા દીધો નહિ, એ તારો કેવો લાભ કહેવાય?"

માછીએ પ્રથમ જમીનને બોસ્સો દીધો અને પછી જવાબ દીધો કે "ખોદાતાલા તારી જીંદગી લાંબી કરો, અએ બદશાહ! મેં પેલા સિક્કાને તેની કીમતને ગણત્રીમાં લઈને ઉપાડી લીધો ન હતો; મેં તે એટલામાટે ઉપાડી લીધો કે તેની એક બાજુ ઉપર પાદશાહની મુબારક તસ્વીર કોતરેલીછે, અને બીજી બાજુ ઉપર તુ નામદારનું નામ કોતરેલું છે. એ જોઈને મને બિક લાગી કે જો આ સિક્કો રસ્તા વચે પડયો રહેશે તો કોઇ ધણીનો પગ તેના ઉપર અજાણતાં પડશે, અને તેથી જેહાંપનાહનાં નામને તથા તેની તસ્વીરને હિણું લાગશે, અને એ તકસીરને થકી મનેબી લાંહાંજામાં આવવું પડશે. એ કારણને થકી મેં તે સિક્કો ઉપાડી લીધો હતો."

પાદશાહ ખુસરો માછીના આ સખુન સાંભળીને અજબ થયો; તેણે જે બચાવ કીધો તે પોતે મંજુર રાખ્યો; અને હુકમ આપ્યો કે તેને બીજા ચાર હજાર સિક્કા ભેટ આપે. વળી તે નામદારે ફરમાવ્યું કે એવી મતલબનો ઢંઢેરો ફેરવવો કે "કોઈ પણ મર્દે ઓરતની સલાહ મુજબ અમલ કરવો લાયક નથી; જે કોઇ તેણીની સલાહ મુજબ કામ કરશે તેને જો એક સિક્કો ખોવો પડતો હશે તો બીજા બે વધારે ખોવા પડશે."

---

# "આકાશી આરબો:"

## પૃથ્વીના નવા પરોણાઓ વીશે થોડીક વાતો.

"આરબ" એટલે ભટકતો: તે ઉપરથી અરબસ્તાનના લોકોને તેમની ભટકતી જીંદગીને લીધે આરબનું નામ આપવામાં આવ્યુંછે; અને એજ કારણથી આકાશમાંથી આપણને કોઈ કોઈ વેળા નજરે પડતા ચળકતા પથરાઓ—જેમને સાધારણ રીતે પણ ભૂલથી "ખડતા તારા" ને નામે ઓળખવામાં આવેછે, કેમકે તેઓ કાંઇ ખરેખરા તારા નથી—ને "આકાશી આરબો" નું નામ મળ્યુંછે, કે જેઓ આકાશમાં ભટકતા ફરતા સાબેત થયાછે.

આ ચળકતા પથરાઓને આકાશમાંથી જમીન તરફ આવવાની ચોકસ મોસમ આવેછે, ત્યારે તેમનો દેખાવ બહુ રમણ્ય થઇ પડેછે. આતશબાજી વેળા એક બાણ આકાશમાં ઉડયા પછી ફાટીને તેમાંથી જેવા સુશોભિત તારાઓના ઝુમખા વેરાઇ પડતા આપણ જોઇયે છિયે, અને તે વેળા જેવો સુંદર દેખાવ નજરે પડેછે તેવોજ દેખાવ આ પથરાઓ પડતી વેળા થઇ પડેછે. નવેમ્બર મહિનામાં આ પથરાઓ મસ મોટી સંખ્યામાં વેરાઇ પડતા જણાયાછે. ગોયા તે વેળા આવા પથરાઓનો વર્શાદ જમીન ઉપર વર્સેછે. અંધારી રાતે આ ગંજાવર ચળકતાં કડાંનો વર્શાદ જોઇને આપણા ખગોળવેત્તાઓ બહુ સ્તુતિ ગાયછે. ગયાં સાલના નવેમ્બર માસની અધવચે તા૦ ૧૪ મી, ૧૫ મી અને ૧૬ મીએ આ "તારા" ઓનો વર્શાદ વરસ્યો હતો, અને આવતા નવેમ્બર માસની અધવચે પણ તેવોજ વર્શાદ વર્સવાની આપણને મુજકુર વેત્તાઓ તરફથી આગાહી મળીછે. કુદ્રતી આતશબાજીનો એ તમાશો મધરાત પછી જોવામાં આવેછે. નવેમ્બર માસમાં દેખાતા આ ચળકતા પથરાઓને "લિયોનિડ" (Leonids) નું નામ મળ્યું છે, જેમની મુખ્ય ખુબી એ છે કે ચળકતા પથરાના ગેબ થઇ ગયા પછી આકાશમાં રોશનીનો એક લાંબો લીટો જે રસ્તેથી પેલા પથરો પસાર થયો હોય તે રસ્તા ઉપર થોડોક વખત સુધી પડી રહેછે. ૧૮૯૯, ૧૯૦૦ અને ૧૯૦૧ નાં સાલનો નવેમ્બર માસમાં આ "આકાશી આરબો" નાં જબરદસ્ત લશ્કરોની પૃથ્વી તરફની ભપકાદાર કુચનો આગમજથી વર્તારો નિકળી ચુકયોછે. ચાલુ ૧૮૯૮ નાં સાલના નવેમ્બર માસની તા૦ ૨૩ મીએ અથવા આવતાં ૧૮૯૯ નાં સાલમાં ખાપલાના ધૂમ-

કેતુ સાથ સંબંધ ધરાવનારા ચળકતા પથરાઓ પણ પૃથ્વી તરફનો રસ્તો લેનાર છે, માટે આ વરસમાં યા આવતાં વરસના નવેમ્બર માસમાં વાર્ષિક લિયોનિડ પથરાઓનાં લશ્કર ઉપરાંત એક બીજી મોટી ફોજનો તમાશો પણ જોવામાં આવશે એમ ગણતરી થઇછે.

લિયોનિડ પથરાઓ દર ૩૩ા વરસે આપણી પૃથ્વીના સૂર્યની આસપાસનો મુકરર થયલો માર્ગ કાપી પોતાનો રસ્તો લેછે, અને તે મુજબ ૧૮૩૩ નાં સાલમાં તેઓ આમ આપણી ભૂમિનો રસ્તો કાપી કુચ કરી ગયા તે વેળાનો દેખાવ બહુજ ભપકાર હતો એમ આગળા ખગોળશાસ્ત્રીઓ નોંધી ગયાછે. આ ચળકતા પથરાઓની ઉત્પત્તિનું કારણ એક ધૂમકેતૂ જણાયછે, કે જે ૧૮૬૫ ની આખરીએ દેખાયો હતો, જે પછી તેનાં પૂછડાં દાખલ બીજે વરસે ઉપલા પથરાઓનું લશ્કર દેખાયું હતું. ૧૮૯૯ ની વસંતરૂતુમાં તે કેતૂ પાછો દેખાશે એવી વકી છે.

નવેમ્બરની અધવચે આ પથરાઓ દર એકશો વરસમાં ત્રણ મરતબે દેખાયછે, અને એ બનાવની નોંધ આજ કાલની નહિ પણ આજ ૧૦૦૦ વરસો થયાં રખાતી આવીછે. નામીચો ઇટાલ્યન ખગોળશાસ્ત્રી આ ચળકતા "આરબો" નાં અવલોકન ઉપરથી એવો અભિપ્રાય ધરાવેછે કે તેઓને અને ધૂમકેતૂઓને સંબંધ હોયછે. તેણે સાબિત કીધુંછે કે "ટેમ્પલના ધૂમકેતૂ" ને નામે ઓળખાતો પૂછડિયો તારો નવેમ્બરમાં દેખાતા ચળકતા પથરાઓને જન્મ આપેછે. હવે આ અનુમાન ઉપર આવવાનું તેને મુખ્ય કારણ મળ્યુ છે, અને તે વિદ્વાનોએ અત્યાર આગમજનો મુકરર કરેલો આ તર્ક છે કે ધૂમકેતૂઓની રચના ઉપર જણાવ્યા જેવા ચળકતા પથરાઓથીજ થયલી છે. ઉપલા લિયોનિડ પથરાઓ ભારી ઝડપ ધરાવેછે; તેઓ દર સેકંડે ૪૪ મૈલની મંજલ કાપેછે. તેઓ જ્યારે આપણી પૃથ્વીની આસપાસ ફરી વળેલી વાતાવરણમાં દાખલ થાયછે, ત્યારેજ આપણી નજરે પડેછે, કે જેનું પંડ ૧૫૦ મૈલ જેટલું જાડું છે. એવી ગણતરી થઇછે કે આ પથરાઓમોના ઓછામાં ઓછા ૨૦૦૦૦૦૦૦ દરરોજ આપણી વાતાવરણમાંથી પોતાનો માર્ગ લેછે. આમ માર્ગ લેનારા સઘળાજ આપણને દેખાતા નથી, કેમકે તેઓ બહુ દૂર હોયછે; અને વળી સઘળાજ પૃથ્વી ઉપર આવી પડતા પણ નથી, કેમકે તેઓ દૂર હોવાથી પૃથ્વી તેમને એંચી લઈ શકતી નથી.

આ પથરાઓના બે વર્ગ કરેલાછે. ૧ લો તે કે જેમાં પથરાઓ તીરની માફક આકાશમાં આડાતીડા રસ્તો લેછે; ૨ જો તે કે જેમાં તેઓ ચોકસ મુદતે એકજ ચોકસ બાજુએ વાતાવરણમાં દાખલ થઈ વર્સાદ પેઠે વર્સેછે. આ છેલા વર્ગવાળા આપણી તરફ આવેછે, પણ એ વેળા આપણી વાતાવરણમાં તેમને માર્ગ લેતાં એટલીબધી હરકત નડેછે કે તે અટકાવથી સામસામી ઘસારો થયાથી ગર્મી પેદા થાયછે. આ ગર્મી એટલીબધી જોરાવર હોયછે કે તેવી આપણાં કારખાનાઓમાંની ગમે એવી ગરમાગરમ ભઠીમાં પણ કદાચજ પેદા થઇ શકતી હશે. ડૉ૦ સ્ટોની નામે વિદ્વાનના બતાવ્યા મુજબ આ બેશુમાર ગર્મીથી પેલા પથરાઓ પ્રથમ પીગળી જાયછે, અને પછી તેઓ વરાળરૂપે ઉડી જઇ ત્યાંના ત્યાંજ ફના થઇ જાયછે. તેઓના જે ભાગો બચી જવા પામેછે તેઓજ વારેઘડીએ આપણી પૃથ્વી ઉપર આવી પડેછે; અને કોઈ કોઇ વાર ભાગેલા ખડકરૂપી મોટા પથરના ટુકડાઓ પૃથ્વીના કોઇકોઇ ભાગો ખાતે પડેલા આપણા જાણવામાં આવેછે તે આ ગર્મીમાં પીગળી જતાં અને વાયુરૂપ લેતાં બચી ગયલા ટુકડાઓજ છે.

હવે નવેમ્બર માસમાં જે પથરાઓનું લશ્કર કુચ કરતું નજરે પડેછે તેમાં કેટલા પથરાઓની સંખ્યા તમે અટકળી શકોછો? અગણિત. અબજો અબજ. આ લશ્કરના ઝુમખાનો વચલો ભાગ માત્ર પહોળાઇમાંજ ૧૦૦૦૦૦ મૈલ જેટલો માલુમ પડયોછે, અને તેની લંબાઇ તો અગાધ યાને નહિ મપાય એટલી હોયછે. ત્યારે એવડા મોટા વિસ્તારમાં

કેટલા અસંખ્યાત પથરા હોવા જોઈયે ? આવાં ગંજાવર લશ્કરો દર ૧૦૦ વરસમાં ત્રણવાર ૩૩ વરસની મુદતે પસાર થતાં જણાયાંછે. આખર થતી ચાલુ સદીમાં પહેલીવાર તે ૧૮૩૩ નાં સાલમાં જણાયું હતું; ત્યાર બાદ ૧૮૬૬ માં બીજીવાર દેખાયું હતું અને તે ૧૮૬૯ સુધીનાં ત્રણથી ચાર વરસો સુધી દર નવેમ્બર માસમાં દેખાયા કીધું હતું. આ લશ્કર આપણી પૃથ્વીના નેમેલા માર્ગની લીટી જે બિંદુ આગળથી કાપીને પસાર થાયછે ત્યાં પૃથ્વી જઇ પુગતાં લશ્કરની કુચ આપણા દીઠામાં આવેછે, અને તે રીતે જોતાં ૧૮૬૬ નાં વરસમાં આ લશ્કરને પસાર થતાં પાંચ કલાક લાગ્યા હતા. એ પછી પૃથ્વી તો પોતાના માર્ગમાં આગળ વધી ચાલી એટલે ત્યાર બાદ કેટલી ગંજાવર સંખ્યામાં યા કેટલા જબરા વિસ્તારમાં આ લશ્કરી કુચ ચાલુ રહી હશે તે કહેવાઇ શકાતું નથી; પણ ૧૮૬૭ નાં વરસમાં પૃથ્વી પોતાના માર્ગમાં ફરતી ફરતી ઉપલાંજ બિંદુ આગળ પાછી ઇ પુગી, ત્યારે પેલુંજ લશ્કર પસાર થઇ જતું પાછું જણાયું. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આ કોઇ નવું લશ્કર નવેમ્બરની અધવચમાં દેખાયું હતું. ના, તેમ નહિ. એતો પેલુંજ આગળા નવેમ્બરમાં દેખાયલાં લશ્કરનું પૂછડું હતું, અને ૧૮૬૮ તથા ૧૮૬૯ નાં સાલમાં પણ એજ પૂછડું ચાલુ રહેલું જણાયું હતું. ત્યાર પછીનાં વરસોમાં આ લશ્કર દેખાતું બંધ પડયું હતું, માટે એમ સિદ્ધ થયુંછે કે ત્રણથી ચાર વરસો સુધી પેલા ચળકતા પથરાઓ પેલાંજ બિંદુ ઉપરથી પસાર થવા ચાલુજ રહ્યા હતા ! હવે કહો કે કેટલા બધા પથરાઓ હોવા જોઇયે ?

હવે ગયાં નવેમ્બર માસની અધવચથી એજ લશ્કર ૩૩ વરસની મુદત બાદ પાછું દેખાવાનો જોગ આવ્યોછે, અને તે મુજબ આવતા નવેમ્બરની અધવચે પણ તે દેખાવાનું, એટલુંજ નહિ પણ ઉપરે કહી ગયા તેમ ૧૮૯૯ થી ૧૯૦૧ સુધી દર સાલના નવેમ્બરમાં તે દેખાયા કરવાનું. નવેમ્બરમાંજ દેખાવાનું કારણ ઉપર સમજાવ્યું તેમ એજ માસની અધવચમાં પૃથ્વી સૂર્યની આસપાસનો પોતાનો ચક્રાવો લેતી વેળા તે બિંદુ તરફ જઈ પુગેછે કે જે બિંદુ આગળથી ઉપલું પથરાઓનું લશ્કર પોતાનું સૂર્યની આસપાસનું જબરદસ્ત ચક્ર લેતું પસાર થઇ જાયછે.

આ બાબતના સંબંધમાં એક બીજી વાત ધ્યાનમાં લેવાજોગ છે. જોકે દર સદીમાં પથરાઓનું લશ્કર પૃથ્વીનો ચક્રાવો ત્રણ મરતબે (યાને ૩૩ વરસની ચોકસ મુદતે) કાપેછે, તોપણ એ મુદત કાંઇ હમેશાં નેમી આપેલી સાબેત થઇ નથી. ઇસુ ખ્રીસ્ટ પછીનાં ૧૨૬ માં વરસમાં જ્યારે આ લશ્કરે જે માર્ગ લીધો હતો તે ૧૮૬૬ થી ૧૮૬૯ સુધીનાં વરસમાં તેણે લીધેલા માર્ગ કરતાં જુદોજ હતો. આમ થવાનું કારણ આપણા વેત્તાઓએ એવું શોધી કાઢયુંછે કે માર્ગ લેતી વેળા જેમ પૃથ્વી આ લશ્કરને પોતાની તરફ ખેંચેછે તેમ શનિ, ભૃસ્પતિ અને યુરેનસ નામના ગ્રહો પણ તેને પોતપોતાની તરફ ખેંચેછે, અને તેથી તેમનો ૧૨૬ નાં સાલ વાળો માર્ગ આજે બદલાઈ ગયોછે. આ ઉપરથી એવું અનુમાન થાયછે કે આ લશ્કરનો અસલ માર્ગ આપણાં સૂર્યમંડળનાં ચક્રાવાની બહાર હશે ત્યાંથી ગ્રહોનાં ખેંચાણને લીધે તે આપણાં એ મંડળ તરફ ઘસડાઈ આવ્યો હશે. ગયાં વરસમાં યુરેનસ ગ્રહે આ લશ્કરને પોતાના ચક્રાવામાં આવેલું જોઇને પોતાની તરફ ખેંચવાથી તેમનો આગળો માર્ગ ફેરવાઈ જવા પામ્યોછે અને તેથી સૂર્યની આસપાસના પોતાના માર્ગનું ચક્ર એ લશ્કરને હાલ બદલવું પડયુંછે.

આ લશ્કરમાંના સિપાહીઓ યાને પથરાઓની બનાટના સંબંધમાં સર નોર્મન-લોકયર જેવા કાબેલ ખગોળવેત્તાનું એવું મત છે કે તેઓ સેતારાઓ અને તેમને બનાવવાનાં કારખાનાંઓ માટે જોઇતી વસ્તુ પુરી પાડનાર વસ્તુઓ છે; એટલેજે આ જાતના પથરાઓ ભેગા થવાથી સેતારાઓ બનેછે. એવું અનુમાન થયુંછે કે બહુ બહુ પુરાણા જમાનાંમાં—

અબજો વરસોની આગમજ.—આપણા સૂર્ય અને સેતારાઓ ઉપર જબરદસ્ત તુફાનો થયાં હશે અને વરાળરૂપી વસ્તુઓ ભેગી થઇને એઓમાંથી પૂછડિયા તારાઓ બન્યા હશે, અને તેમની સાથ જોડાયલો વરાળ થંડો પડી ગયા પછી તેણે આ અબજો અબજ પથરાઓનું રૂપ લીધું હશે.

ડૉ૦ સ્ટોની એવું વર્તેછે કે હવે પછીની ૧૭ સદીઓમાં ઉપલા નવેમ્બર માસમાં દેખાતા પથરાઓવાળાં ધૂમકેતુનું પૂછડું હાલ કરતાં બેવડું લાંબુ થશે, અને એ રીતે વખત જતાં એ પૂછડાંનો સૂર્યની આસપાસનો જે માર્ગ છે તે આખો માર્ગ એજ પથરાથી ચીકાર થઇ જશે, અને તે માર્ગ પથરાઓનાં ચકરડાંનું રૂપ લેશે!

ખરૂં ખોટું ઇશ્વર જાણે.

# પાદશાહોની દોલત.

એક લખનારે નીચલી ટીપ ઉપજાવી કાઠીછે, જે ઉપરથી જણાશે કે જુદા જુદા દેશના પાદશાહોને તેમના મુલકોના ખજાના ખાતેથી કેટલી મોટી રકમ દર સાલ મળેછે:—

| | | | પૌંડ. |
|---|---|---|---|
| રશિયાના ઝારની | વાર્સિક | આવક. | ૨૫૦૦૦૦૦ |
| ટર્કીના સુલતાનની | ,, | ,, | ૧૫૦૦૦૦૦ |
| ઑસ્ટ્રિયાના શેહેનશાહ | ,, | ,, | ૯૩૦૦૦૦ |
| જર્મનીના કએસર | ,, | ,, | ૭૩૦૦૦૦ |
| ઇટાલીના પાદશાહ | ,, | ,, | ૫૮૫૦૦૦ |
| ઇરાનના શાહ | ,, | ,, | ૪૯૦૦૦૦ |
| મહારાણી વિક્ટોરિયા | ,, | ,, | ૩૮૫૦૦૦ |
| બેલ્જીયમના રાજા | ,, | ,, | ૧૩૨૦૦૦ |
| સ્પેઇનના રાજા | ,, | ,, | ૧૨૫૦૦૦ |
| હૉલેંડની રાણી | ,, | ,, | ૬૦૦૦૦ |
| ગ્રીસના રાજા | ,, | ,, | ૫૨૦૦૦ |
| ફ્રાન્સના પ્રેસિડંટ | ,, | ,, | ૪૬૦૦૦ |
| યુનૈટેડ સ્ટેટસના પ્રેસિડંટ | ,, | ,, | ૧૦૦૦૦ |
| સ્વિટઝરલેંડના પ્રેસિડંટ | ,, | ,, | ૬૦૦ |

ઉપલા આંકડાઓ ઉપરથી એક જાણુવા-જોગ વાત એ જોવાની છે કે બ્રિટિશ શેહેન-શાહાતની રાણીને પાંચ બીજા પાદશાહો કરતાં ઓછી રકમ મળેછે, તો જોકે તે નામદારનો મુલક સર્વથી મોટો અને સર્વથી માતબર ગણાયછે. હવે રાણીસાહેબને મળતી ઉપલી ૩૮૫૦૦૦ પૌંડની રકમમાંથી ૯૬૦૦૦ પૌંડ સિવાય બાકીની સઘળી રકમ તે નામદારના ઘરખટલાના નિભાવ માટેના ત્રણ મોટા જોખમદાર અધિકારીઓ લૉર્ડ ચેમ્બરલેન, માસ્ટર ઑવ ધી હૌર્સ અને લૉર્ડ ટ્રેઝરર ખર્ચી નાખેછે. તેઓના ખર્ચ ઉપરાંત બાકી રહેતી ઉપર કહેલી ૯૬૦૦૦ પૌંડની રકમમાંથી ૩૬૦૦૦ પૌંડ તો વળી ભવિષના કોઇ અડીબીડીના દિવસને વકી અનામત સલામત રાખવામાં આવેછે; જેથી કરીને રાણી-સાહેબના પોતાના હાથમાં તો વરસ દહાડે માત્ર ૬૦૦૦૦ પૌંડની રકમ જાયછે, અને એજ રકમ પાર્લામેંટ સભાએ તેમના અંગત ખર્ચને માટે મુકરર કરેલીછે.

હવે રાણી વિક્ટોરિયાની બહોળી શેહેન-શાહાતમાં વસતા કરોડો રહેવાસીઓમાંના કેટલાક જણની વાર્સિક આવક સાથ સર-ખાવતાં ઉપલી રકમ કુછ નથી. વળી બીજા હાથ ઉપર આગળાં કોઇ પણ બ્રિટિશ રાજા યા રાણીને મળેલા વાર્સિક લવાજમ કરતાં આપણાં મહારાણીને ઓછો લવાજમ મળેછે. એ નામદારના ઘણાખરા સઘળા નેપાગાનો જેઓ તખ્ત ભોગવી ગયછે તેઓમાંના દરેકને વરસ દહાડે ૮૦૦૦૦૦ પૌંડ મળતા હતા. પણ જ્યારે શાહજાદી વિક્ટોરિયા તખ્તનશીન થઇ ત્યારે બ્રિટિશ પ્રજાએ એ નામદારના કબજા-માંથી તાજને લગતી જમીનો લઇ મુકીને તેના બદલામાં હાલ અપાયછે તે ૬૦૦૦૦ પૌંડની વાર્સિક રકમ ઠરાવી આપી, અને તે નામદારનો કરાવી આપેલો ખર્ચ આપવાનું માથે લીધું. હવે જો રાણીસાહેબને તેમની પ્રજાના એકાદ બે આસામીઓ તરફથી વાર્સા મળ્યાછે તે જો મળ્યા ન હોત તો આટલ

રકમમાં તેમનાથી પોતાની દરબારનો ખર્ચ હાલની માફક ખર્ચી શકત નહિ અને તેમાં કેટલેક દરજ્જે ઘટાડો કરવો પડત. પણ જોન કેમ્ડન નીલ્ડ નામે એક ધણી એ નામદારને ૫૦૦૦૦૦ પૈંડ કરતાં વધારે કીમતની પોતાની તમામ મિલ્કત વારસામાં આપી ગયેછે, તથા મી૦ ન્યુ હૌસ નામે એક ધણી વારિસ વિના મરણ પામ્યાથી તે નામદારને ૧૦૦૦૦ પૈંડની રકમ આપી ગયેછે તેથી રાણીસાહેબનો અંગત ખર્ચ હાલ મુજબ નીભી શકયોછે.

તોપણ એ ખર્ચમાં રાણી વિક્ટોરિયાએ આસ્તે આસ્તે ઘણોએક ઘટાડો કીધોછે. આમ ખર્ચ ઘટાડીને બચાવેલાં નાણાંમાંથી એ નામદારે ઇંગ્લંડ અને સ્કૉટલૅંડમાં ૩૭૦૦૦ એકર જમીન ખરીદ કીધીછે, જેના તેમને દર સાલ આશરે ૨૧૦૦૦ પૈંડ ભાડાં અને સાંથના ઊપજેછે. વળી જર્મની ખાતે પણ રાણી સાહેબની કેટલીક મિલકતો છે, જે ઉપરાંત ન્યુયૉર્ક ખાતે તેમજ મનીટોબા વગેરે ઠેકાણે હજારો એકર જમીન તેઓએ હાથ કરેલી છે.

ક્લેરમોંટ હૌસ, ઑસ્બર્ન અને બેલ્મોરલના જાણીતા મેહેલો અને તેમને લગતા વજીફાઓ રાણી વિક્ટોરિયાની ખાનગી મિરાસ છે. પહેલો વજીફો એ નામદારે ૭૪૦૦૦ પૈંડે ખરીદ કર્યો હતો, જેનો વિસ્તાર ૪૬૦ એકરનો છે; પણ અસલ લૉર્ડ કર્ઝનના વખતમાં એજ વજીફાની કીમત ૧૫૦૦૦૦ પેંડ અપાઈ હતી, માટે આજે તેથી અર્ધે મૂલે એ જગા રાણીજીના હાથમાં આવી તેમાં એઓ જીતેલાં સાબિત થાયછે. બેલ્મોરલ અને ઑસ્બર્નવાળા વજીફાઓ ૫૦૦૦૦૦ પૈંડની કીમતના ગણાયછે. જર્મનીમાં કોબર્ગ ખાતેની પોતાની મિલ્કત ઉપરાંત રાણી વિક્ટોરિયાનો એક વજીફો બેડન ખાતે છે, કે જે એમને હોહેનલોહિની શાહજાદી તરફથી વારસામાં મળ્યો હતો.

રાણીસાહેબ ઉપરાંત તેમનાં પાદશાહી કુટુંબને પાર્લામેંટ તરફથી પ્રજાને નામે જુદો લવાજમ મળેછે; પણ એ સઘળા લવાજમની રકમ બીજાં રાજ્યો સાથ સરખાવતાં બ[illegible]નાની છે. રાણીને ૩૮૫૦૦૦ પૈંડ ઉપરાં[illegible] રાજકુટુંબીઓને બીજા ૧૬૫૦૦૦ પૈંડ મળેછે, જેથી એકંદર ૫૮૦૦૦૦ પૈંડનો લવાજમ થાયછે. પણ રાણી કનેથી રાજ્યાભિષેક વખ્તે તાજની જે જમીનો લઇ લેવામાં આવી હતી તેના ૪૧૫૦૦૦ પૈંડ ઉપજેછે.

આવી રીતે ઇંગ્લંડની પ્રજાને તેમનાં મહારાણી અને કુટુંબનો ખર્ચ કોઈબી રીતે ભારી પડતો નથી. બીજા હાથ ઉપર યુરોપના લગભગ સઘળા પાદશાહોને મળતો વાર્ષિક લવાજમ રાણી કરતાં ઘણો વધારે છે. રશિયાના શેહનશાહનો તમામ કાબુ દેશના ખજાના ઉપર છે, તોપણ તે તેમાંથી દર સાલ ૨૫૦૦૦૦ પૈંડ ઉપાડેછે; અને તેની ખાનગી મિલકત પણ રાણી વિક્ટોરિયા કરતાં મોટી છે, એટલુંજ નહિ પણ બીજા સઘળા પાદશાહો કરતાં મોટી છે. ઉપર મુજબ ૨ા લાખ પૈંડની મોટી રકમ વરસ દહાડે ઉપાડયા ઉપરાંત રુશિયાના ઝારને રોમાનૉફનાં ખાનદાનના વડા દાખલ રશિયાના જુદા જુદા ભાગો ખાતે ૨૧૦૦૦૦૦૦ એકર જેટલી જમીન મળેલીછે, જેના દર સાલ ૨૦૦૦૦૦૦ પૈંડ ઉપજેછે. આમાંથી ૪૬ ડયુકો અને ડચેસોને ૫૦૦૦૦૦ પૈંડની રકમ વેહેંચી આપવામાં આવેછે, અને બાકીની ઝારના કબજામાં રેહેછે, જેથી તેની એકંદર આવક ૩૫૦૦૦૦૦ પૈંડની એટલે ૬ રકલાકે ૪૦૦ પૈંડની થવા જાયછે !

આ સઘળી દોલત જાણે થોડી હોય તેમ દુનિયાના જુદા જુદા ભાગો ખાતે ઝાર કીમતી મિલ્કતો ધરાવેછે, જેમાં સૌથી વધારે યુનૈટેડ સ્ટેટસ ખાતે છે. વળી ઝારની વડી શાહજાદી આખી દુનિયામાં સૌથી દોલતમંદ રાજકુંવરી ગણાયછે. તેણીનું નામ ગ્રાંડ ડચેસ ઓલ્ગા છે, જેણી બે વરસની વાત ઉપર જન્મી તેવીજ તેણીનાં નામ ઉપર ૧૦૦૦૦૦૦ પૈંડની રકમ મુકરર કરવામાં આવી હતી. એ રકમ બ્રિટિશ, ફ્રેંચ અને બીજી પરદેશી સરકારોનાં પુરજાઓમાં રોકવામાં આવીછે, એવી દૂરઅંદેશીથી કે ભવિષમાં રશિયામાં જો રાજક[illegible] સામે

ઑસ્ટ્રિયાનું પાદશાહી ખાનદાન હેપ્સબર્ગને નામે ઓળખાયછે, અને તે રશિયન ખાનદાન કરતાં ઓછું દોલતમંદ નથી. ઑસ્ટ્રિયન શેહનશાહને ઉપર જણાવ્યા મુજબ દર સાલ ૯૩૦૦૦૦ પૌંડ મળેછે તે ઉપરાંત રાજકુટુંબ કને વજીફાઓ અને બીજી મિલકતો ઘણી છે, એટલુંજ નહિ પણ તેમને અનેક મોટા ખાનગી વારસાઓ પણ મળેલાછે. રાજ્યના ખજાના ખાતેથી મળતા વાર્સિક લવાજમ ઉપરાંત ઑસ્ટ્રિયન રાજકુટુંબની વાર્સિક આવક ૧૫૦૦૦૦૦ પૌંડની ગણાયછે.

હોહેનઝોલર્ન એ જર્મન રાજકુટુંબનું નામ છે, જેની ખાનગી આવક વરસ દહાડે ૧૦૦૦૦૦૦ પૌંડની છે.

ઇટાલીનાં પાદશાહી કુટુંબની વાર્સિક ખાનગી આવક ૬૦૦૦૦૦ પૌંડની છે.

ટર્કીના સુલતાનના હાથમાં રાજ્યનો તમામ ખજાનો છે, જેમાંથી દર સાલ તે ૬૦૦૦૦૦૦ પૌંડ ખર્ચ કરતો કહેવાયછે. આ રકમમાંથી ૧૫૦૦૦૦૦ પૌંડની રકમ સુલતાનની રાણીઓ વગેરેના પોશાક પાછળ ખર્ચાયછે. તેના પોતાના પોશાકનો ખર્ચ ૮૦૦૦૦ પૌંડનો થાયછે; ૧૫૦૦૦૦૦ પૌંડ સુલતાન ભેટ સોગાદ પાછળ ખર્ચેછે; ૧૦૦૦૦૦૦ પૌંડ પોતાના ગજવાં ખર્ચ માટે રાખેછે; અને બીજી એટલીજ રકમ જીયાફતો અને ખાનપાન પાછળ રોકેછે. કોઇને એમ લાગશે કે યુરોપનો બીજો એકે નહિ ને આજ પાદશાહ આટલીબધી રકમ કેવી રીતે ખર્ચતો હશે? પણ જનાનખાનામાં ૧૫૦૦ માણસો વસેછે તેમના ખાનપાન, પોશાક, વગેરે માટે લખલૂટ ખર્ચમાં આવડો મોટો ખજાનો ખર્ચાઇ જાય એમાં નવાઇ નથી.

---

# બાળકોના પોશાક અને શરીરની સફાઈ.

આ વાત તો સરવેને માહીત હશે કે ગરમીની રૂતુમાં અને હરવા ફરવામાં આવે ત્યારે પરસેવો વધારે પડેછે. મુત્રપીંડમાંથી પેશાબ ઓછો આવેછે અને દમ જલદીથી લેવાયછે, ઠંડી અગર સિયાળામાં ચામડીમાંથી ઓછો પરસેવો પડેછે, ફેફસાંમાંથી વધારે વરાળ નીકળેછે, મુત્રપીંડમાંથી પેશાબ વધારે આવેછે અને દમ જોરથી લેવાયછે. જો આખી ચામડીનું કામ બંધ પાડીએ તો પ્રાણનો પણ જલદીથી અંત આવશે અને જો કોઈ મોટી ચામડીનો ભાગ બગડી જાય (એટલે બહુ દાઝવાથી અગર તો બીજાં કોઈ કારણથી) જીંદગી જોખમમાં આવી પડેછે. આ વાત સિદ્ધ કરવા માટે આનો પ્રયોગ ફ્લોડબરડ કેટલાંક સસલાને વારનીશ લગાડી કર્યો, ત્યારે તેઓ થોડા વખતમાં મરી ગયાં. આ ઉપરનાં બયાનપરથી એમ સમજવું કે ચામડી, ફેફસાં અને મુત્રપીંડ વચે નીકટ સંબંધ રહેલો છે, અને તન્દુરસ્તી રાખવા ખાતર એકમેકને વધારે વખત સુધી વધારે મેહેનત ન પડે અને પોતપોતાનું કામ સમતોલ રીતે ચલાવે તેની જરૂર છે. આ કામ કેટલેક દરજ્જે બરોબર ચાલે તેને વાસ્તે વસ્ત્ર અને સ્નાન વિષે ધ્યાન આપવાની જરૂર છે.

જો એમ હોય તો નાના બાળક અને છોકરાંઓને સારૂં તો વધારે ધ્યાન આપવુંજ જોઇએ, કારણકે તેમનાં નાજુકપણાને લીધે ઠંડા મુલકમાં તો વીશેશ કરીને તેની અંદર હવામાં લગીર ફેરફાર થવાથી તેમનાં શરીરમાં જલદી જણાઈ આવેછે અને તેથી તેમની તબીઅત બગડી આવેછે. એવું નકી થયુંછે કે રોગ પેદા કરવાનાં સર્વે કારણોમાં શરદી ઘણું કરીને મુખ્ય ભાગ લેછે.

તમારે આ વાત ખાસ ધ્યાનમાં રાખવી કે બચ્ચાંઓને શરદી ન લાગે તેવાં ઉપાયો લેવા. કેટલાંક માબાપ એમ માનેછે કે તેમનું લોહી વધારે ફરેછે તેથી તેમને શરદી નહી લાગે પણ તેમ તેમનું ધારવું તે ભૂલભરેલું અને જોખમવાળું છે. ગરમ લોહીવાળાં પ્રાણીઓમાં જન્મે ત્યારે ગરમી પેદા કરવાની શક્તી થોડી

હોયછે તે તરૂણાવસ્થા થાય ત્યાંસુધી રહેતે રહેતે વધતી જાયછે અને વુરૂદ્ધાવસ્થા થતી જાયછે તેમ તેમ તેમની શકતી પણ ઘટતી જાય છે અને જ્યારે ઘણી ટાઢ પડેછે અને ઞકળ પડેછે ત્યારે બાળકો અને ઘરડા માણસોનાં મરણની સંખ્યા વધતી જોવામાં આવેછે. તેટલામાટે વસ્ત્ર વિષે જાણવાની જરૂર છે.

બચ્ચાંને ગરમ કપડાં પહેરાવવાં તેનો અર્થ એમ નહી સમજવો કે બહુજ કપડાં ઉપરા ઉપરી પહેરાવવાં, જેમ બને તેમ બચ્ચું તન્દુરસ્ત રહે અને સુખમાં રહે તેવાં કપડાં પહેરાવવાં. હાલના વખતમાં ફેશન વધી જવાથી જુદા જુદા આકારનાં કપડાં પહેરાવવાનો ચાલ છે, તે બહુ પસંદ કરવા લાયક નથી. ડાકટર બેરેટ લખેછે કે વિલાયતમાં આઠ આઠ કપડાં સુધી બચ્ચાંઓને પહેરાવેલાં જોવામાં આવ્યાં છે. સારાં ભાગ્યે આપણો મુલક ઠંડો નથી તેથી તેની બહુ જરૂર પડતી નથી. જે જે કપડાં વારેઘડીએ બદલવાં પડે અને ધોવાં પડે તે થોડાં ગરમ, થોડી કીમતનાં અને સાદાં હોવાં જોઇએ.

બાલકને કમર હોતી નથી તેમ તેનો ખાસ આકાર હોતો નથી વાસ્તે મોટાં બાળકોની માફક તેનાં કપડાં ખાસ કાપનાં નહી બનાવવાં જોઇએ. કપડાંના લુગડાં તેની ગરમી લેઇ જવાની શકતી પ્રમાણે પસંદ કરવાં. શરીર ઉપર બચ્ચાંને ફલાટીનનું કપડું પહેરાવાની જરૂર છે. તે ઘણી સુંવાળી અને સફાઇદાર હોવી જોઇએ કે જેથી બચ્ચાંને ખુચશે નહી અને ચામડીપર ઝીણી ઝીણી ફોલ્લીઓ થશે નહી તે કપડું છેક ગરદનથી તે ધડના નીચલા ભાગ સુધી લાંબુ હોવું જોઇએ કે જેથી ફેફસાં, હૃદય, જઠરાગ્નીની ઇન્દ્રીઓ મુત્રપીંડ અને મુત્રાશયનો સારો બચાવ થઇને બાલક તન્દુરસ્ત રહેશે.

કુમળાં બાલકની ચામડી ઘણીજ નાજુક હોવાને લીધે તેમનાં કપડાં ઘણાજ હલકાં (વજનમાં) અને ગરમ હોવાં જોઇએ. અને તેને વાસ્તે સારા કુમાસની સારી ફલાટીન; છીટ અને મલમલ, લાંગકલાથ લીનનનાં કપડાં બનાવવાં. પણ જેમ જેમ બાળક ઉમરમાં મોટું થતું જાય તેમ તેમ શરીરપર પહેલું કપડું ફલાટીનનુંજ પહેરાવવું. જેથી શરીરમાં ગરમી રહી શરીર તન્દુરસ્ત રહેશે. બાળકના જન્મ પછી ચાર છ મહીના સુધી ફલાટીનનાં કપડાંની નીચે સારી મલમલનું ઝભલું પહેરાવવું. જેથી તેને ખુચશે નહી અને ચામડીપર બારીક ફોલ્લીઓ નહી થઇ આવે.

જ્યારે બાળકને ઘણા ઝાડા આવતા હોય ત્યારે ફલાટીન પહેરાવ્યા વગર રહેવું નહી. ચાલતાં સુધી બાળકને ટોપી પહેરાવવી નહી કારણ કે માથું, ટોપી પહેરાવ્યાથી ગરમ રહેશે પણ ઠંડુ રાખવામાં ફાયદો છે વાસ્તે જો જરૂર પડે તોજ છીટની કે મજલીન કે બારીક ફલાટીનની ટોપી પહેરાવવી.

આપણા લોકોમાં ઇંગરેજની માફક બુટ પહેરાવવાનો ચાલ નથી પણ જેનાથી બની શકે તેમને વજનમાં હલકા નરમ સૂવાળાં અને પગનાં આંગલાં સારી રીતે મોકળા રહી શકે તેવાં બુટ સ્લીપાટ પહેરાવવાં જેથી તેમનો પથરા ટાંચણી સોયઆદી પદાર્થોથી બચાવ થશે.

કયાં લુગડાંના કેટલાં કપડાં પહેરાવવાં તેનો ખ્યાલ માબાપે ગરમ ઠંડ રૂતુનાં પ્રમાણમાં અને બાળક નાજુક છે કે શકતીવાળું છે તેનો વીચાર કરીને પહેરાવવાં. મારે તમને કહેવું જોઇએ કે જન્મેલા બચ્ચાંઓનો નવ મહીનાની અંદર બચાવ થાયછે, અને ઉછરી આવેછે. તેનું મુખ્ય કારણ ગરમ કપડાં શીવાય બીજું કાંઇ નથી. કેટલાક મુલકમાં ઠંડ રૂતુમાં ગરદન, છાતીનો ઉપરનો ભાગ અને બાળકના હાથ ઉઘાડા રાખવાનો જે ચાલ છે તેમાં કાંઇ પણ શાણપણ નથી. પણ તે નિરદય વીચાર છે. અને નાજુક બાળકોને હાનીકારક છે.

બાળકને કાંઇ શરદી ન થઇ જાય તેને વાસ્તે વધારે કાળજી રાખીને બાળકોને વધારે કપડાં ઓજારૂપ કરી, રાત દીવસ ગરમ અને હવા ન આવે એવા ઓરડામાં રાખી મુકેછે તે મોટી ભુલ છે.

બાળકોને બરોબર રૂતુસર કપડાં પહેરાવવાનો જે વિચાર છે તે માત્ર એવા વિચારથી કે બાહારની હવાના ફેરફાર ક્રમળું બાળક ખમી શકે? વળી જ્યારે હવા સારી લાગે, ખુલ્લું હોય ત્યારે બાલકને સારી હવામાં ફેરવવા લઇ જવાથી તેમનું લોહી સાફ થશે. મોઢા પરની પીળાશ જઇ રતાશ અને ગુલાબી ગાલ થશે. પાચનશકતીમાં વધારો થશે અને ફેફસાંમાં સારી હવા જશે તેથી બાળકોને ઘરમાં ગંધાતા અંધારા ઓરડામાં ગોંધી નહી રાખતાં સારી હવામાં ફેરવવાની ખાસ જરૂર છે.

બાળકોના રૂના અને ફલાલીનના કપડાં ચોવીશ કલાકમાં ઓછામાં ઓછો એક વખત બદલવાં જોઇએ, અને તેમાં નાનાં બાળકોને વાસ્તે તો ખાસ બદલવાં જોઇએ કારણ કે તેમને વધારે ધાવણ અગર દુધ આપવાથી ઉલટીથી અગર અરધુ પચેલાં દુધની ખરાસથી તેમજ વારે ઘડીએ મુતરવાથી અને દસ્ત આવવાથી તેમનાં કપડાં કેટલાં બગડી જઇ દૂરગંધ મારેછે, તેનો ખ્યાલ સરવે જણા સારી રીતે કરી શકતા હશે. વાસ્તે ટુંકમાં લખવાનું કે જેમ વધારે સફાઇ તેમ વધારે તન્દુરસ્તી.

વળી બાળકનાં કપડાં જેવાં જોઇએ તેવાં મોકળાં અને બરોબર બેસતા અને સ્રામ આપતાં હોવાં જોઇએ, એવાં કપડાં નહી કરાવવા કે જેથી બાળકના હાથ પગ શરીર કાંઇ પણ હાલી ચાલી નહી શકે.

જેમ માબાપનાં કપડાં ઘણા તંગ હોયછે અને બરોબર બેસતાં નહી હોવાને લીધે જેટલું દુઃખ તેમને પડેછે. તેના કરતાં પણ બાળકને વધારે પડતું હોવું જોઇએ. એમ માબાપે ધારવું કારણકે તેમને તેમનાં દુઃખની ફરીયાદ કરવાની કાંઇ પણ વાચા હોતી નથી.

બાળકનાં કપડાં એવાં મોકળાં હોવાં જોઇએ કે તેમના હાથપગ સારી રીતે હાલ ફરી શકે, લોહી શરીરમાં સારી રીતે ફરી શકે, અદશ્ય પરસેવો બહાર નીકળી શકે એટલે કહેતાં કે પરસેવો કપડાંમાં નહી રહી શકે અગર કપડાં ચુસી નલે અને છેલી વારે મારે લખવું જોઇએ કે નાનું બાળક દીનપર દીન ઉછરતું જાયછે, તેને વાસ્તે મોકળાં કપડાંની ખાસ જરૂર છે.

બાળક જેમ જેમ ઉમરમાં વધતું જાય તેમ તેમ કેટલાંક માબાપનો એવો વિચાર છે કે જેમ જેમ બાળક કપડાં વગર અગર થોડાં કપડાં પહેરી ફરે અને સરવે રૂતુ ખમી શકે તેવી ટેવ પાડવી કે જેથી બાલક શકતીવાળું થાય પણ આવા વીચારવાળાંના દશ બચ્ચાં-માંથી માત્ર એકજ બચ્ચું ઉછરી આવેછે અને બાકીના નવ ફતેહમંદ નિવડતા નથી એટલે કેટલાક તો આજારી પડેછે અગર બરોબર મૃત્યુ પામેછે અને તે બદલામાં તે દુખમાં નાખી જાયછે.

બાલકને ઘણું નાજુક રીતે રાખવાથી ભવિષ્યના સ્ત્રિ પુરૂષ તરીકે તેમનું તન મન નબળું પડી જાયછે.

બાલકનાં કપડાં જેમ બને તેમ સ્વચ્છ અને સાદાં હોવાં જોઇએ, વધારે શોભાદાર કપડાં પહેરાવાથી બાલક કાંઇ ખુબસુરતીમાં વધવાનો નથી જેમ ઇંગરેજ લોકોમાં અને તેવા ઉંચા વર્ગમાં બાલકોનાં ખભાં, હાથ, પગ અને છાતી ઉઘાડી રાખવાનો જે હાની-કારક ચાલ છે તે સારાં ભાગ્યે આપણા લોકોમાં જોવામાં આવતો નથી તેથી ખુશી થવાનું છે.

આ ભાગો ઉઘાડા રાખવાથી કાંતો તાવ અગર છાતીનાં દરદો થઈ આવેછે અને ભવિષ્યને વાસ્તે રોગના બીજ રોપાયછે જેનાં માઠાં ફળ કોઇ વખતે ચાખવાં પડેછે.

શિયાળે અને ચોમાસામાં કે જે વખતે હવામાં વારેઘડીએ ફેરફાર થઇ જાયછે તે વખતે જેમ બને તેમ ગરમ કપડાં પહેરાવવાનો રીવાજ રાખશો તો બાળકોને કદી પણ શરદી નહી લાગે, ખાંસી, ઝાડો, અને સસણી નહી થાય. ઘણીજ શરદી નહી હોય ત્યાંસુધી બાળકને બાહાર હવામાં લઈ જતી વખતે કમફરટરથી ગળું, ગરદન ખુબ ઢાંકી રાખવાનો જે રીવાજ છે તે ગેરફાયદાકારક છે કારણ કે તેથી કરીને શરદી નહી થતી હોય તોપણ વધારે થાય તેવી

આદત પડી જાયછે, વાસ્તે ગળું ગરદન ખુલ્લું ઢાંકવાં નહી. માત્ર ઘણીજ સરદ હવા હોય તોજ થોડા વખતસર ઢાંકવા.

ગળુ ગરદન ઉઘાડાં રાખી બાળકને સુખત થવાની ટેવ પાડવાની રીત ઘણીજ અકલમંદ અને તન્દુરસ્તી આપનારી છે.

બાળકનાં શરીરપર ગમે તેવા કપડાં પહેરાવો તોપણ શરદ હવામાં પગ તમારે કદી પણ ગરમ રાખ્યા વગર રહેવું નહી, કારણ કે તેમ નહી રાખવાથી બાળકને ફેફસાંના અને જઠરાગ્નીનાં દરદો થઇ આવેછે. આપણો મુલક સારા ભાગ્યે કરીને વિલાયતના જેવો ઠંડો નહી હોવાને લીધે બાળકના બુટના તળીઆં ઘણા જાડા અગર તળી ઉપર ઉન અને બુચના લાકડાના તળીઆની જરૂર પડતી નથી. શિયાળામાં અગર ચોમાસામાં જે માબાપથી બની શકે તેમણે બાળકોને ઉનનાં લાલ મોજાં પહેરાવવા.

જો બાળકને તમો બરોબર કપડાં સરખી રીતે પહેરાવશો તો તેમનાં શરીરની બાહારની ગરમી સરખી રહેશે કે જેથી લોહી તેમનાં શરીરમાં સારી રીતે ફરતું રહી શરીર અંદરની સરવે ઇન્દ્રિઓ પોત પોતાનું કામ બરોબર બજાવી તાબે રહેશે.

રાતના સુતી વખતે બાળકોને જે ફલાલીનનું કપડું દિવસના પહેરાવ્યું હોય તે બદલાવવું જોઇએ.

સરવે રંગના કપડામાં સરસ રંગ સફેત ગણવામાં આવેલોછે.

("શમશેર બાહદુર" ઉપરથી.)

---

# માસિક.

## વિદ્યા હુનરને લગતી નવી જાણવાજોગ બાબતો.

રંગબેરંગીન વરસાદ—લાલ અને પીળા વરસાદ વિશે અમે આગળ લખ્યુંછે. હાલ કાળા વરસાદ થવાના બનાવ બન્યાછે. જે જે શેહેરોમાં મોટાં અને સંખ્યાબંધ કારખાનાઓ હોય, અને તેમનાં ધુમાડિઆંમાંથી ધુમાડો નિકળતી વેળા જો સમુદ્ર તરફથી તુફાની પવન ફુંકતો હોય, ત્યારે તે પવન આ કાળા ધુમાડાને બીજાં ગામો તરફ ઘસડી લઇ જાયછે, અને ત્યાં બાજેલા વરાળ સાથ ભળી ગયા પછી જ્યારે વરસાદ રૂપે પાણી પડેછે ત્યારે તે કાળું પડેછે. આવા કાળા વરસાદ વેળા આકાશ તદન કાળો થઇ જઇને રાત પડી હોય એવો દેખાવ થઇ પડેછે, જેથી બાપડાં પક્ષિઓ ઠગાઇને પોતાના માળાઓમાં ભરાઇ જાયછે. ગયા માર્ચ માસની આખરીએ આયરલાંડ દેશનાં મુલિન્ગર નામે ગામમાં એવોજ કાળો વરસાદ પડયો હતો, જે વેળા જોકે મધ બપોર હતા, તોપણ ઘરો અને દુકાનોમાં દીવા સળગાવવા પડયા હતા.

વરસાદનું પાણી સ્વચ્છ નથી—કેટલાકો એમ માનેછે કે કુવા, તળાવ, નદી, ઝરા વગેરેનાં પાણીઓ કરતાં નિર્મળ પાણી વરસાદનું છે, અને આમ સમજીને તેઓ એ પાણી એમનું એમ પીવામાં લેછે. પણ એ પાણીને સ્વચ્છ સમજવામાં ભૂલ છે, તે રંગબેરંગીન વરસાદ વરસેછે તે ઉપરથી સમજાયછે. લાલ, પીળી, કાળી વગેરે બારીક વસ્તુઓ અથવા રજકણો હવામાં ઉડી જઇ પાણીનાં બનેલાં વાદળાં સાથ ભળી જાયછે તેથી વરસાદનાં પાણીને રંગ મળેછે, અને એ રંગનાં પ્રમાણમાં પાણી વધતું ઓછું રંગીન હોયછે. હવે આવી રંગીન વસ્તુઓ જે જાતની ખુબી ખામી ધરાવતી હોય તે મુજબ તેવા વરસાદનું પાણી આપણને ઇજા કરેછે. રાતું કે કાળું પાણી તો દેખતી આંખે આપણ પીતા નથી, પણ સાધારણ વરસાદનું પાણી તો નિર્મળ [illegible] પીયે છિયે. તેમ છતાં એ પાણીથી એક [illegible] અલેપ્પમ થઇ આવેછે, અને બીજી [illegible] થવાના દાખલા બનેલાછે. એટલામાટે સા

રેણ વર્ષાદનાં પાણીને પણ ગાળીનેજ વાપરવામાં લેવું જોઇયે.

*

ખઈ રોગનાં કારણો—આ બાબતમાં તપાસ ચલાવતાં ઇંગ્લંડની સરકારે નેમેલાં પાદશાહી કમિશનના બાહોશ તબીબોને એવું જણાયુંછે કે ખરાબ ગોસ્ત, અસ્વચ્છ દુધ, અને નહિ ખાવા લાયક યા બિગડેલો ખોરાક ખઈ રોગનાં જંતુઓની પેદાયશનાં મુળ કારણો છે. એટલામાટે કમિશને સરકારને ભલામણ કીધીછે કે ખોરાક તરીકે કપાતાં જાનવરો દર્દી છે કે તનદરસ્ત તે બાબે જોઇતી ચોકાસી રાખવી, અને ગોસ્ત પાડવા માટે મોટાં શેહેરોમાં કસાઈખાનાં બાંધેલાં હોયછે તેમ ગામડાંઓમાં પણ બાંધવાં, અને તનદુરસ્ત જાનવરોજ કાપવા દેવાં. એજ રીતે દુધાળાં જાનવરો દર્દી નહિ હોય તેની તપાસ રાખવી, તેમજ તેમનાં સ્તનો રોગિષ્ટ નથી તેની ચોકાસી રાખવી.

*

કાણાએ ભૂત જોયો!—જો કાણો માણસ એમ કહે કે મેં ભૂત જોયોછે તો ભૂતની હસ્તી ખરી માનનાર ધણીએ પણ પેલાની વાત ખોટી જાણવી. વિદ્વાનોએ એવું જાહેર કીધું છે કે કાણા તેમજ વધતા ઓછા આંધળા માણસોની આંખમાં ચોકસ ખામીઓને લીધે તેઓ પોતાની સામે કેટલીક વાર પ્રાણીઓ તેમજ માણસોને દેખેછે, અને તેમને ભૂત માનેછે. તનદરસ્ત આંખવાળાને દેખાડવા છતાં તે જે આકારો નથી જોઇ શકતો, તે પેલો કાણો જોઇ કહેછે કે મેં ભૂત જોયો!

*

વાસી પાણીના અવગુણ—ગર્મીના દિવસો ઉપર થંડું પાણી ઇનસાનને માટે એક આશીર્વાદ સમાન છે અને તેટલામાટે એકાદ દિવસ આગમજનું ભરી રાખેલું પાણી થંડું પડેલું હોવાથી તાજાં પાણી કરતાં ઘણીજ રાહત આપેછે, પણ હાલ એવું જાહેર થયુંછે કે તાજું પાણી ખાનપાનમાં વાપર્યાથી હવામાં ઉડતાં ઝેરી જંતુઓ તેમાં જેટલાં દાખલ થવા પામતાં નથી તેટલાં આગમજથી ભરીને થંડું પાડેલાં પાણીમાં દાખલ થવા પામેછે. થંડાં પાણીમાં હવામાંની નઠારી રજો તેમાં તાજાં પાણી કરતાં વધારે સેહેલથી દાખલ થઇ શકેછે, અને તેથીજ ઉપલી સલાહ આપવામાં આવેછે. વળી જે ઘરોના નળો જાહેરની પડોશમાં હોય તેમના સંબંધમાં એવી સલાહ અપાયછે કે એ નળોમાં અસ્વચ્છ અને ગંદી હવા ભરાઇ રહેલી હોવાથી મોડી રાતે યા સહવારે નળમાંથી પાણી ભરતી વેળા પ્રથમ થોડુંક પાણી મોરી ઉપર ધોળાઈ જવા દેવું, અને ત્યાર બાદ તાજું પાણી ભરી વાપરવું.

*

૭૫૦૦ રૂપિયાની કીમતનો ગ્રંથ!—વાંચનાર માનશે! આવડી મોટી કીમતનું દફતર આગળ કદી પ્રગટ થયું નથી. પણ અમેરિકાની ભૂમિ આજ કાલ સર્વ બડીબડી વાતોને થકીજ પ્રખ્યાત થયલીછે, તેમ ઉપલા ગ્રંથની વાત પણ ત્યાંથીજ આવીછે. મી૦ હ્યુબર્ટ હાઉ બેનક્રાફ્ટ નામે એક ધણીએ આખી દુનિયામાં અસલથી તે આજ સુધી થઇ ગયલા મોટા મોટા લક્ષાપતિ અને કરોડપતિઓનાં ચિત્રો અને ચરિત્રો સાથનો ઉપલો ગ્રંથ લખી પ્રગટ કરવાનું માથે લીધુ છે, જેમાં ૨૫૦૦ ચિત્રો આપવામાં આવનાર છે. વળી ફોટોગ્રાફી અને બીજી ઉત્તમ કળાથી લીધેલી તસ્વીરો તો જુદી છે. આ સર્વ ભપકા અને કીમત મુજબ ગ્રંથનું પુઠું પણ એવું ઉમદા લેવા ધાર્યું છે કે આ સાડા સાત હજાર રૂપિયાનો ગ્રંથ લક્ષાપતિઓજ લઇ શકે.

*

સહેલા ઇલાજો—ચામડી છોલાઇ ગઇ હોય તેપર યા નાના જખમ ઉપર ચોખાનો આટો દાબવાથી લોહી નિકળતું તરત બંધ થઈ જાયછે.

મેલાં કપડાં સાફ કરવા માટે સાબુ કરતાં પેરટાનો રસ વધારે અકસીર જણાયોછે.

*

વનસ્પતિની વિચિત્રતા—ઉતર ધ્રુવ તરફ સઘળાં મળીને સાડી સાતસોથી વધારે કિસમનાં ફુલો ઊગેછે, જેમના સંબંધમાં નવાઇ જેવું એ છે કે તેઓ સઘળાં સફેદ યા પિળા

રંગનાંજ હોયછે. બીજો રંગ ત્યાં જણાયોજ નથી.

ન્યુબ્યા દેશનું એક ઝાડ પવનથી હાલેછે ત્યારે તેમાંથી સીસોડીના નાદ નિકળેછે જે કાનને બહુ ખુશ લાગેછે.

*

સમુદ્રનાં તળિયાંનું પાણી—કેટલાક જાણકારોનો એવો અભિપ્રાય છે કે સમુદ્રને તળિયે સપાટીપર હોયછે તેવું નહિ પણ બહુ ઘાડું પાણી હોયછે, અને તેથી ડુબી ગયલી મનવારો જેવી ભારે વજનની ચીજો પણ છેક તળિયે જઇ બેસવા પામતી નથી.

## શેત્રંજની બાજી ૩૩૧ મો.

કાળાં.



સફેદ.

પહેલ સફેદની ચાલણ છે અને ત્રણ ચાલે બીજે હાથે માત આપે.

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

**શેત્રંજની બાજી ૩૩૦ મીનો:—**

૧—૬૩ મે ઘરના સફેદ ઘોડાને ૪૬ મે ઘર બેસો કાળો પાદશાહ એ ઘોડાને મારી લેશે;

૨—૩૯ મે ઘરનાં સફેદ પ્યાદાંને ૩૧ મે ઘર ચઢી બેસો,
૨૯ મે ઘરનું કાળું પ્યાદું ૩૭ મે ઘર જઈ બેસશે;

૩—સફેદ વજીરને ૪૮ મે ઘર બેસી શેહ અને **માઆત.**

મુંબઇ, દફતર આશકારા કેરોસીન ઑઇલ એનજીન પ્રેસમાં એદલજી માણેકજી પારેખાએ છાપ્યુંછે.

પુસ્તક ૨૮ મું. | આંક ૧૦ મો.

# નુરે એલમ

અકટોબર ૧૮૯૮.



# સાંકળિયું.

પાનું.



બે પાદશાહોની મુલાકાત—



# નૂરે એલમ.

અકટોબર ૧૮૯૮.

## ગુલાંના ગુલામ:

અથવા

## બાવફા અને બેવફા.

(પારસી સંસારની એક નીતિબોધક વાર્તા.)

### પ્રકરણ ૭૭ મું.

### બાવફા અને બેવફા.

ઓરતનો પ્યાર બોલતો નથી, પણ કરી બતાવેછે. મર્દ મીઠા મીઠા સખુનોનો ઝરો વહેતો કરવામાં બહાદર છે, પણ તે મુજબ કરી બતાવવામાં ઘણો પછાત છે. પણ કહેવા કરતાં કરી બતાવવું હજાર દરજ્જે બેહતર છે. બોલતાં તો સૌને આવડેછે, પણ બજાવતાં આવડે તે અડકો. મીઠું પિરસનાર મીઠું પકાવી જાણતો નથી. મોટી મોટી કબૂલતો આપવામાં પૈસા બેસતા નથી; પણ એકજ અછું કામ બજાવવામાં જે મેહેનત પડેછે તેનો લાખ રૂપિયાથી પણ બંગ વળી શકતો નથી. ટુકમાં—જે કામ મુગે મોઢે ભોળી માહબુબ બજાવેછે તે બોલીદરાજ મર્દના સુભાષિત અને સ્વાદિષ્ટ એક લાખ સુવચનો બજાવી શકતા નથી.

આપણી વાર્તાની નાયિકા ગુલાંના સંબંધમાં અમારો આ સારાંશ બોલેબોલ ખરો છે. તેના ભર્તાર ચાનજીભાઈ રામજીભાઈ કાંદા પેટાવાળા——જેને તેણીતો માત્ર "વહાલા હોરમજ" ને નામેજ ઓળખતી અને બોલાવતી હતી તે—નોકરીથી બેકાર થયા પછી, અને તેનીજ પાપી વર્તણુકને લીધે બાપડી ગુલાં જે કંઈ પેદા કરી શકતી હતી તેનું શૈયટ આવ્યા પછી, તથા એ સુંદર અને સંતોષી નાજનીનની ઘરેણાની [?] એક વાર ફરીને તે મોહેલી માયાપુંજી સાથ ચોરાઇ ગયા પછી, ગુલાંની હાલત બહુજ તંગ થઇ પડી હતી. તેણીને માથે ઘરનો તમામ ખર્ચ આવી પડયો હતો. જો ચાનજી ચહાતતો લોકોની અરજીફરજી લખી આપીને, તથા દર દસ્તાવેજ ઘડી આપીને તે પાંચ પૈસા કુટી કહાડત એવી તેની બુદ્ધિ હતી. પણ અનીતિમાં ફસેલા આદમીને કંઈ સુઝ પડતું નથી. તેની આંખે ગોયા પાટા બંધાયા હોય તેમ તે પોતાની બદીમાંજ સદા ગર્કાવ થઈ રહેછે; તેને બીજું કંઇ સુઝતુંજ નથી; તેને બીજી કોઇ વાતની દરકાર રહેતીજ નથી.

એટલામાટે આ નરોજીયો નર—ખરેખરો તો બેવફા, બદ હવસી ખર—બાયડીને માથે પડયો, અને ગરીબ ગુલાંને સર તેનું પેટ ભરવાનું આવી પડયું. પણ તેથી શું થયું? એટલામાટે કાંઇ તેણી ડરી જાય કે? તે પોતાના આ બેશુ-માર પતિ ઉપર એટલીબધી ફિદા હતી, તેની મોહબતમાં એટલીબધી ચકચુર હતી કે તેને કાજે ગમે તે સેવા ઉઠાવવાને તેણી મોજ સમજતી હતી. માલબર માત પિતાની બેટી હોવાથી મોજમજાહમાં ઉછરેલી હતી, તોપણ હવે જ્યારે પોતાનો વખ્ત ગરી-

ખાઈનો આવ્યો ત્યારે તેણીએ પોતાની થોડી ઘણી નજીવી મોજ પણ તર્ક કીધી, અને તેમ છતાં તેણી સુખી જણાઇ.

એક નોકર હતો તેનેબી રજા આપી. રોટલી થાપવાવાળી બૈરીનેબી તેનું નિકળતું ચુકવી આપીને બીજે દિને આવતી અટકાવી. ઘરનો સઘળો કારોબાર તો તેણી ચલાવતીજ હતી, પણ હવે તો ઘરનો ઘસડબોડો માથે પડયો. રાંધવું સીવવું, કચરો પુંજો, વાસણ કુસણ, પાણીછાણી, વગેરે સર્વ જંજાલ તેને માથે આવી પડી અને એ સઘળું તેણીએ હસતે ચેહરે માથે એંચી લીધું, એટલુંજ નહિ પણ ઘર ચલાવવા માટે જોઇતાં નાણાંબી પેદા કરવાનું તેણીનેજ માથે હતું માટે તેને થકી ફુરસતનો વખ્ત જોઇયે. એ વખ્ત મોડી રાતે સુવા અને પાછલી રાતે ઉઠવાથી મળી શકે, માટે એ રીત સંતોષી ગુલાંએ એખ્તિયાર કીધી. આડોશીપાડોશીઓનાં કપડાં સીવવા, ભરવા ગુંથવા વગેરે હુનરથી જે કંઇ મળે તે ઉપર તેણી પોતાનો ગુજારો કરવા લાગી, એટલુંજ નહિ પણ પોતાના નરોજીવા, માથે પડેલા, લફંગા, બદખ્ખસલતી, બદમાશ ખાવંદનું પણ પોતેજ પુરું કરવા લાગી !

આ બદમાશ આ સઘળો વખ્ત શું કરતો હતો ? તે પોતાની બાયડીને ઉધુંચતું સમજાવી, ઉલથાપ અને હાથતાલી આપીને, પેલી ગુણકાને ઘર જતો અને તેના સંગમાં દિવસ પુરો કરતો. થોડાક દિવસ તો તેણીએ તેને આવતો જતો રાખ્યો; પછી એક દિને પૈસાની માંગણી કીધી. પેલી દસ્કોત્રી માંહેલી સર્વ વસ્તુઓ તો આનજીએ આ ગુણકાનેજ લાવી આપી હતી; પણ હવે તેણીને પૈસા જોઇતા હતા. તેહવારના દિવસો આવ્યા હતા માટે તેણીને નાણાં જોઇયે: આનજીએ તે લાવી આપવાં જોઇયે. પણ તે તે લાવે કયાં ગુલાંમાંથી ? હવે ચોરી કરવાનુંબી ઘરમાં કંઇ હતું નહિ. જો ગુણકા કબુલ રાખતી હોય તો ગુલાંની સાડીઓ પણ આ બદમાશ તેણીને લઇ જંઇ આપે; પણ તેવી સાડીઓ ગુણકાઓ પહેરતી નથી. એટલામાટે પૈસા વિના આનજી નાચાર થયો; તેણે પોતાની નાચારી જણાવી, પણ ગુણકાઓને દયા હોતી નથી. પેલીએ આનજીને પોતાનાં મકાનમાં આવતો અટકાવ્યો. પણ તેણીથી એક દિવસબી દૂર રહે તો આનજીનો જીવ જાય. એટલામાટે તે પાછલાં બારની દિવાલ કુદાવીને ગુણકાનાં ઘરમાં દાખલ થયો. આથી તે નીચ ઓરતને ચીડ ચહી. ધકા મારીને બહાર કહાડતાં પણ આનજી ગયો નહિ. આનું શેવટ કરૂણારસિક આવ્યું. ગુણકાએ ગુસ્સાના આવેશમાં એક બુકી છરી આનજીનાં પેટમાં ભોશી દીધી !

રાત પડી ગઈ તોપણ પોતાના ખાવંદને પાછો ફરેલો નહિ જોઇને ગુલાંને બહુ ચિંતા થઇ. તેણી તેની શોધમાં જાયબી કયાં? વિચારમાં બેઠેલી હતી, એટલાંમાં બે માણસો એક જણને લગભગ ઘસડતા ત્યાં લાવ્યા. આ ઘણી કોઇજ નહિ પણ આનજી હતો.

ગુલાં તેને લોહીલુહાણ હાલતમાં દેખીને ચીસ પાડી ઉઠી. તેણીએ તેને પોતાની બાથમાં લીધો. આનજી લોહી ગયાથી બહુ નબળો પડી ગયો હતો, તોપણ તે આ હેતવંતી ઓરત આગળ સાચી વાત બોલ્યો નહિ. તેણે કહ્યું કે "ઘેર આવતો હતો એટલાંમાં કોઇ બદમાશ મોઢાં ઉપર કીકું કપડું વિટાળેલા સામો આવ્યો અને પેટમાં છરી મારીને નાસી ગયો. જો આ બે માણસો તરતજ મદદે આવી પુગ્યા ન હોત તો ત્યાંજ મરણ નિપજત !"

ગુલાં રડી. તેને પોતાના ખાવંદ ઉપર વધારે ને વધારે હેત ઉત્પંન થયું. તેણીએ તરત તર્ક બાંધી કે આ કામ પેલા બાબુ મેંજીસોરે પોતે અથવા તો કોઇ ખૂની પાસે કરાવેલું હોવું જોઇયે. તેણીને શક ગયો કે આનજીને માર્ગમાંથી ખડતો કરીને બાબુએ તેણી ઉપર દાવ લેવાની મતલબ રાખેલી હોવી જોઇયે.

તરતજ તબીબની સલાહ લેવામાં આવી. તેણે મત આપ્યું કે જો જખમ એકજ આગળ ઉંડો ગયો હોત તો જરૂર મરણ નિપજત. ગુલાંને માથે આ વળી મહિ ધારેલી

નવી જંજાલ આવી પડી. પણ એ હિંમતવાન નારે સઘળું દુઃખ બહાદુરીથી સહન કીધું. તે આ નવા ફટકાથી પણ બીધી નહિ. તેણી આખી રાત વચે ત્રણ ચાર કલાક ઉંઘતી હતી; પણ હવે આખા દિવસની એટલી આસાયશ પણ તેણીએ ખાવંદના જાન ઉપર કુર્બાન કીધી. આ કંઈ જેવો તેવો ભોગ ન હતો; કેમકે હવે તેણીની તનદુરસ્તીમાં જબરો બિગાડો થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. પણ એક વફાદાર ઓરતને માટે ખાવંદના જાન કરતાં બીજી કઇ ચીજ વધારે કીમતી છે? કોઇજ નહિ.

ગુલાં આખી રાત ચાનજીનાં બિછાણાં આગળ તેની સેવામાં ગુજારવા લાગી. તે પોતાના પેદા કરનારને અરજ કરતી કે તેનું દુઃખ તેણીને આપી દેવું; તેને બદલે તેણીનો જાન લેવો. તેણીએ કરગરીને અરજ કીધી કે હવેથી ચાનજીના શત્રુઓને દયાળું બનાવવા અને તેને વધારે દુઃખી નહિ કરવો. ચાનજી વિરૂ જમાદાર ફતેહઅલીએ અને ત્યારબાદ બાપુ બાનરજીએ જે જે વિરૂધ વિચારો ગુલાંને કહેલા અને તેણીને ચેતવણી આપેલી, તે સર્વ વાતો આ વેળા ગુલાંને યાદ આવી, અને તેઓના તે સર્વ વચનોને તેણી નીચમાં નીચ જુઠાણું તથા ઘાતકીમાં ઘાતકી નાલેશી ગણવા લાગી.

ચાનજીની માંદગીને દરમયાન એક દિને મી૦ બાનરજી મળવા આવ્યો. ગુલાંને તેના ઉપર શક હોવા છતાં પોતાના ભર્તાર ઉપર વિટેલી સર્વ વાતોથી તેને વાકેફ કીધો, અને તેમ કરીને પોતાના શકને કંઇ મજબુતી મળે છે કે નહિ તે બારીકીથી તપાસ્યું. પણ બાનરજી તો આ હકીકતને દરમયાન ચાનજીએ કહેલી હિંમતવાળો ભાગ સાંભળીને હસી પડયો, અને તેની યા ગુલાંની તરફ કશી પણ દિલસોજી દેખાડી નહિ. આથી એ ભલી ઓરતને બહુ દુઃખ લાગ્યું.

એમ કરતાં દહાડા વહી ગયા, અને ચાનજી સુધરતો ચાલ્યો. જખમ રૂઝાયો અને હવે તે ધીરે ધીરે ઘરની બાહેર નિકળવા અને ફરવા હરવા લાગ્યો. અંતે તેણે આગળા સરેસ્તા મુજબ પોતાનો વખ્ત ઘરની બાહેર ગુજારવા માંડયો—અને તે બાહેર તે કયાં? અલબત પેલીજ ગુણકાને ત્યાં!

તે બીતો બીતો તેને ઘર ગયો, અને પોતાને થયલા જખમનો ડાગ તેણીને દેખાડયો, પોતે કેવી રીતે તેણીને બચાવી લીધી, તથા કેવી તાલગેલથી પોતાની ભલી બાયડીને ઠગી, તે સર્વ હકીકત તેણે તેણીને કહી. ગુણકાને દયા આવી અને તેણી તેના ઉપર મેહરબાની કરી. ઘરમાં તેને બેસવા દીધો, અને બચાવ કીધો કે છરી વડે જખમી કીધો તે વેળા હું છાકટી હતી.

ચાનજીની આવી હાલતમાં ગુણકાએ તેની કને પૈસાની માંગણી કીધી નહિ—માંગણી તેણીએ કરવી એ તરત વેળા હલકાઈ જેવું તેને લાગ્યું. પણ એમ તે તેણી કેટલાક દિવસ તેને આશ્રો આપે? પેસા તો જોઇયેજ; માટે તેણી અસેમસે પૈસાની તંગીની વાતો કહાડી બેઠી. જરૂરિયાતની ચીજો તો ઘણીબી હતી, કે જેમને થકી નાણું જોઇતું હતું. પણ તે હલકી ઓરતને સર્વથી વધારે જરૂરિયાત તો તેણીને લાયકની સાડી અને ચોલીની હતી.

એ જીનસો તેણીને અપાવવી તો જોઇયેજ, એમ ચાનજીને લાગ્યું—પણ અપાવે કયાંથી? પૈસા જોઇયે તે? "પૈસા આપરે સેહેલથી મેળવશું," ચાનજીએ મનમાં વિચાર કીધો. કયાંથી? વળી ખોટી સહીનો ચેક લખીને! કેટલી રકમનો? હાલ તરત તો ૨૦૦ રૂપિયા પુરતા છે. પણ કોણને નામનો? જમાદાર ફતેહઅલીને નામનો લખાય તો કેમ? પણ એ ધણીનાં કંઇ નાણાં મધરાજ બેંકમાં નહિ હશે ત્યારે? નહિ નહિ, જે વકીલને ત્યાં પોતે પચાશ રૂપિયે નોકરી રહ્યો હતો, અને જેણે પોતાને રજા આપી હતી, તે વકીલ ઉપર ચાનજીને દાંત હતો; માટે તે વકીલને નામનોજ ચેક લખાય તો કેમ? ખોટી સહી કરવામાં ચાનજી જેવો હુનરબાજ બીજો કોઇ હતો નહિ. ભલો ઊસ્તાદ કાં નહિ આવે, પણ તેણી પિછાની નહિ શકે કે ચેકપરની સહી ખોટી છે.

હવે ત્યારે રૂ૨૦૦) ની ટુંક રકમનો ચેક લખવાનું તો ચાનજીએ મનમાં નકી કીધું,

પણ એ રકમ કોણને આપવા થકી મહિ લખવું ? પોતાનું નામ તો કાંઇ લખાય નહિ. અરે હા ; એ સવાલનોખી ઝટ નિર્ણય થઇ ગયો. ગુલાં હમેશાં કહેતી તે ખરૂંજ હતું કે તેણીનો "વહાલો હોરમજ" નવી નવી યુક્તિઓ શોધી કાઢવામાં ભલા ઘણેતર વકીલ કે વિદ્વાનને વિસરાવે એવો હતો. વકીલ સાહેબનાં સંરક્ષણ હેઠલ એક હિંદુ જવાન વિધવા બાઇ નામે મહાલસાબાઈ હતી. અગરજો ખોટી સહી જલદીથી પકડાઈ આવે તોપણ આ બાઇનાં નામવાળા ચેક બાબે વકીલ સાહેબ લાંબી દોડધામ કરે એવું આનજીને લાગ્યું નહિ, કેમકે એ બાઈ સાથના તેના વહેવાર બાબે ઉલટપાલટ સવાલો પુછાય તે વકીલને કદી પસંદ પડશે નહિ, એવી આનજીની ખાતરી હતી.

ટુકમાં સબાપથી વકીલની ખોટી સહી સાથ મહાલસાબાઇ વિધવાને નામનો ચેક બેંકમાં રજુ થયો, અને બાઇને અથવા ચેક લાવનારને નાણાં પગાર કરવાનું લખેલું હોવાથી, વકીલ સાહેબની આબાદ સહી જોઇને બેંકે તરત નાણાં ગણી આપ્યાં.

ગુણકાને સાડી તથા ચોળી અને ફકડ સપાટનો સરપાવ મળ્યો, જેથી તેણી રાજી થઇ, અને બાકીનાં નાણાં આનજી શેઠે પોતાના ખાનગી ઉપયોગને માટે રાખ્યાં. ગુણકાએ પુછવાની દરકાર કીધી નહિ, અને આનજીએ તેણીને જણાવવાની જરૂર જોઈ નહિ, કે આ નાણાં તેના જેવો મુફલેસ કયાંથી મેળવવા પામ્યો હતો. એ રીતે ચેકની ચોરી ઢંકાઇ રહી.

## પ્રકરણ ૩૮ મું.

## બર વખ્તની મદદ.

થોડાક દિવસ પછી એક દિને ગુણકાનાં ઘરમાંથી આનજીએ એક ચીઠી લખીને પોતાની મોહરદાર ઉપર રવાના કીધી, જેમાં આ મુજબનાં ગહેર વેરાયલાં હતાં :—

"વાલી ઓરટ ગુળાં,—આજે શાંહને બાણરજી માજીસ્ટરસાએબને બંગલે રાતના આપરે જમવા જાવાનું છે. ઉંતો આએ આલેઓ, કેમજે મને તો શાકરેથી તેરેલો છે. પણ તું ચેઆર વાગે નીકરી પરજે. ઝી બરાબર ચેઆરને તરોકે આપરે ઘેર આવી પુગસે. વાલી તું જરાક ટીરપટરાક થઇનેજ આવજે હં કે; ચીથરે હવાલ આવેચ તે મને જોવા નઇ ગમસે. ગોરાવારાને બંગલે ખબર છે, તે તુંને ચેકાને પોચારસે. લખતણ તારો અમેસનો વાલો ઓરમજ."

આ પત્રથી સુંદર ગુલાં ગભરાટમાં પડી. બાબુ બાનરજી ઉપર તેણીને મુદલ વિશ્વાસ ન હતો. એક વખ્તે એ પાપી હવસના અમલદારનાં મકાનમાંથી પોતે કેવાં સંકટો વચે અર્ધી રાતે એકલી નિકળી આવી હતી તે વાત તેણી ભૂલી ગઇ ન હતી; માટે આજે ફરીથી તેજ ધણીને બંગલે—અને તેબી વળી એક અજાણ્યા ઘોડાવાળાની સંભાળ હેઠલ જવાનું તેણીને કેમ ભાવે ?

વાંચનાર વાજબી સવાલ કરશે કે "વહાલા હોરમજ"ને પોતાને પોતાની મોહરદારને સાથે લઇ જતાં શું હતું ? પણ એ વાતની તો ગુલાંએ તેને તરત છુટ મુકી. હશે, કંઇ કામ હશે, તેથી ઘેર આવી, મહોડ મહોડું મને વાત કહેવા અને પોતાની સાથે લઇ જવાને તેવણને બન્યું નહિજ હશે. થોડાક વાર વિચાર કરીને પોતાની બિલકુલ મરજી નહિ છતાં ગુલાંએ સકાળેથી તૈયાર થઈ ગાડીની વાટ જોવાને ઠરાવ રાખ્યો ; કેમકે જો પોતે નહિ જાય તો તેથી પોતાનો વહાલો ખાવંદ નાખુશ થશે, એમ તેણીએ ફિકર કીધી. અને ખાવંદને નાખુશ રાખવાનો તો પોતાનો ધર્મજ નથી એમ વફાદાર ગુલાં ચોકસ સમજતી હતી.

હવે વખ્ત થયો : ગુલાંએ પોતાની કને જે કંઇ ઠેરાલાયક હતું તે પહેરી લીધું, કેમકે તેમ કરવાનો તેણીને ખાસ હુકમ હતો. ગાડી દરવાજા આગળ આવી ઉભી, અને ગુલાં નિમવાક થઇને પોતાની નાનકડી બંગલીનાં બારી બારણાં બંધ કરવા લાગી.

એજ વખ્તે દરવાજા આગળ એક નવોજ પરોણો આવી ચઢયો. તે કોઇજ નહિ પણ જમાદાર ફતેહઅલી હતો. તેણીનો રાહબર ભોમિયો તે હતો, જે આ બરાબર વખ્તેજ

તેણીની મદદગારીમાં આવી લાગ્યો હતો. જમાદાર પોતાના ઘોડા ઉપર સ્વાર થયલો હતો, અને તેની જોડે તેની "શીરીન" નામની ઘોડી ઊપર એક ખુબસુર્ત નાજનીન સ્વાર થયલી હતી, જેને તેણે હુકમ કીધો કે "ઉતરી પડ, વહાલી સકીના; આ મારાં બાઈસાહેબનું મકાન. આજ તને અંદર લઇ જઇ તેવણ સાથ મુલાકાત કરાવું અને તારે વિશે તેવણ કેવો વિચાર આપેછે તે જાણી લઉં."

આમ બોલી જમાદારે પોતે પ્રથમ ઉતરી પડીને પછી સકીનાને ઘોડા ઉપરથી ઉતરવામાં મદદ આપી. હજુતો તેઓ અંદર જાય તે આગમજ સુંદર ગુલાં ઠઠેરો કરીને બાહેરના દરવાજાને તાળું મારવા થકી નિકળી આવી. દરવાજા ઉપર કંઇક ગડબડ સાંભળી ડોકું ઉંચું કરી તેણી જુએછે તો જમાદાર!

"અરે ફતેઅલી! તમે કાંહાંથી? મેં તો સાંભળ્યું કે તમે તો આજ બે મહિના થયા દુખી મુઆ હતા!" ગુલાંએ અચરતી અને ખુશહાલીથી પુછયું.

"નહિ, ગુલબાનુબાઇ, હજુ મરવાને તો વિલંબ છે. પણ તમે કેમ છો? ખુશ? તનદુરસ્ત?" જમાદારે તેણીના ચેહેરા ઉપર નજર કરીને જાણવા માંગ્યું.

આહા, બાઈ! તમને જીવતા જોઇને મને કેવી મોટી ખુશી પેદા થઇછે! ભલે, ભલે જીવતા રહ્યા! વારૂં આ કોણ?" ગુલાં તેઓને અંદર લઇ જઈ, બેસાડી, સકીના તરફ જોઇને બોલી.

"શું કરૂં બાઇ? મારી તો મરજી નહિ હતી, પણ થઇ; અને તેથી આ જવાન છોકરીને મારી ખાતુન દાખલ શોધી કહાડી. હું આવતી ઇદને નેક રૂજે એની સાથે નિકા કરનાર છું. શું ધાર્યું, ગુલાંબાઇ? હું લુછાઓને બંદીવાન બનાવનાર, તે નાજનીનના હાથ ઉપર લુછો બની એનો બંદીવાન થઇ પડયો! કેવો પાપી જમાનો આવ્યોછે, બાઇ, તે હવે તમેજ જુઓ"

"ભલે, ભલે!" ગુલાં હરખથી બોલી.

"એનું નામ સકીના. બુઢા મેજર સાહાબની નોકરીમાં હતી ત્યાંથી એંચી લાવ્યોછું. કેમ, લાકડે માકડું મલે એવીજ દેખાયછેની? બલી છે, હો! ૧૦૧ ટચનાં સોનાં જેવી નિર્મળ, હં કે. ખરૂં કે સકીના?" જમાદાર સકીના તરફ મીઠે ચેહેરે જોઇ બોલ્યો.

"અરે પણ આ તમારો ચેહેરો એટલો શામળો કેમ થઇ ગયો, જમાદાર? ને વળી સોહરાઇ સુકાઇબી કેવા ગયાછ? એમ કાંય વારૂં?" ગુલાંએ ઇંતેજારીથી પુછયું, અને પછી બાહેર ઉભેલી ગાડી તરફ જોયું, એવી મતલબથી કે ગાડીવાન અધીરો પડેછે કે કેમ તે જુએ.

"અરે બાઇ, તમને મારી ફિકર કરતાં જોઇ મને ઘણું લાગેછે. તમે એમ ના બોલો. મને તમારી ફિકર આજ બબે મહિના થયા લાગી રહેલીછે. કહો કે તમે સુખી છો. મારો તો ધંધોજ લુછાઓની પુઠે ફરી તેમને શોધી કાહડવા અને તેમને પકડી લાવવાનો, એટલે પછી કાળો મારી જાઉં તેમાં નવાઇ નથી. બે મહિનામાં મને બહુ ખમતું પડયું, પણ તેના બદલામાં બબે મોટાં ઇનામો મળી ગયાછે. એક તો સરકાર તરફનું, ને બીજું તો આ મારી સકીનાનું. કેમ, ખરૂં કની પ્યારી! પણ બાઇ, એ સર્વ વાતો વિસ્તારીને હું તમને હવે પછી કહીશ. સરકાર પાસે રજા લઇ હું શાદી કરીને થોડીક આસાયશ લેવા ધારૂંછું, તે વખ્તે તમારા રૂસ્તમ પેહલવાન જેવી જંગો મને કરવી પડેલીછે તેનું બયાન તમને કહી સંભળાવીશ. પણ વારૂં શેઠ કયાં છે? દેખાતા કેમ નથી?"

"વહાલા હોરમજ તો મી૦ ખાનરજી મેજીસ્ત્રેટને બંગલે જમવા ગયાછ, ને મનેબી તાંહાંજ બોલાવીછ;" ગુલાં આમ બોલતી વેળા જમાદાર તરફ જોવા લાગી. "મને ભય લાગેછ કે તાંહાં જઇ પુગતાં મને મોડું થશે. જમાદાર, કાલે આપણે વાતો કરિયે તો કેમ?"

ફતેહઅલીને દેખાઇતી રીતે આ છેલા સખુનો પસંદ આવ્યા નહિ. તે પોતાની બેઠક ઉપરથી ઊઠયો, અને એકજ નજરે ગુલાંને માથાંથી પગ સુધી નિહાળીને જોઇ લીધી. પછી

બારણે ઉભેલી ગાડી તરફ આંગળી બતાવીને તેણે પુછ્યું કે "આ બાનરજીનીજ ગાડી છે, કેમ? એ ગાડી હું ઓળખુંછ."

"હા, એ બાબુનીજ છે; તેણે એ મારે થકી મોકલાવીછ. એમાં બેસીને હું તને બંગલે જઇશ."

"એમ કે? કેવો ભલો માજીસ્ટ્રેટ! વારૂ ગુલબાનુ, તમને ને એને પિછાન કેમ પડી?" જમાદાર વધારે ને વધારે શકમંદ થતો ગયો.

ગુલાંએ પિછાન થવાની સર્વ વાત ટુકમાં કહી, અને પછી ખબર આપી કે એક વાર આગળથી વહાલો હોરમજ અને તેણી બાનરજીને બંગલે જમવા ગયાં હતાં, અને ત્યારથી તેઓને તે મળતો બેઠતો રહ્યોછે.

"પણ તે તમારી પરવાનગીથી—તમારી રાજીખુશીથી અહીં આવેછે કે પોતાને ગમે ત્યારે, ગમે તેમ આવેછે?" જમાદારે એકવાર ફરીને શકમંદ થઇ પુછ્યું.

"ભાઇ કાસમ," ગુલાંને જમાદાર ઉપર એટલીબધી વિશ્વાસ બેસી ગયો હતો કે તેણે તાકીદ આપ્યા છતાં તેનાં અસલ નામથી તેણી બોલાવીને બોલી: "ભાઇ કાસમ, તમારાથી ખરી વાત છુપાવવા મને ગમતું નથી: એનું કારણ શું તે હું જાણતી નથી. ખરી વાત એ છે કે મને આ ધણીની હાજરી મુદલ ભાવતી નથી. એ ગમે એવો મોટો સરકારી હોદ્દેદાર છે તો શું થયું—મારા વહાલા હોરમજને એ મેજીસ્ટ્રેટની દોસ્તી ગમે એટલી વહાલી છે તો શું થયું—પણ એ બાબુ મારાં મકાનમાં આવે તે મને ગમતું નથી; અને તેથી વધારે નાખુશ તો હું તેને મકાને જવામાટે છું. હું કંઇ તેને તેડાવતી નથી; તે મારી મરજી પુછાવતો નથી; પણ મારા ખાવંદ સાથની દોસ્તીના હકમાં અહીં ગમે ત્યારે ઉતરી પડેછે. મારાથી તેને ના પડાતી નથી, કેમકે તેને નાખુશ કરવા કરતાં મારા ધણીને નારાજ કરવાને હું ચાહાતી નથી. તે આવેછ એટલે મને કુદરતી અભાવ પેદા થાયછ. વળી જલદીથી પટતો નથી. તેની હાજરીથી મારાં શરીરમાં સુયા ભોકાયછ. આજે તેને મકાને કેવાં બાગાં તુટાં મનથી હું જાઉંછ તે તો મારો પરવરદેગારજ જાણેછ. મને મુદલ ગમતું નથી; તોપણ મને મારા ગરીબ ખાવંદની હાલત જોઇને આવી રીતે ગળે છરી ફેરવવી પડેછ. બાનરજી મેજીસ્ટ્રેટ પડયો એટલે તેને છેડીને અમે કાંહ જઇયે?" આમ બોલીને ગુલાં કલપાઇ પડી, જેથી જમાદારનો પિત્તો ઉસ્કેરાયો.

"અં હં, એમ છે કે? ચાલો ત્યારે આજે તમે ત્યાં ના જાઓ: તમારાં મકાનમાંજ રેહો: આ સુંદર પોશાક બદલી નાખો; અને પછી શું થાયછે તે જોયા કરો. બેફિકર રેહો, ને હું કહુંછ તેમ એકદમ કરો." જમાદાર જુસ્સાથી બોલ્યો, અને એવા આગ્નારૂપી આવાજે બોલ્યો કે ગોયા બાપના ફરમાનને માથે ચડાવતી હોય તેમ ગુલાં એકદમ તેને તાબે થઇ. હજુ તેણીએ બાનરજીની પાપી વર્તણુકની વાત તો જમાદાર આગળ કીધીજ ન હતી; તે વાત તો તેણીએ જેમ પોતાના ખાવંદથી તેમ ફતેહઅલીથી પણ છુપાવી હતી.

ગુલાંને એક ચીજનો અનુભવ હતો. જયારે તેણીના માયાળુ પીતાજી હોમજી શેઠ ગુસ્સામાં આવતા અને જેવા જુસ્સાથી હુકમ ફરમાવતા તેવીજ ઢબછબ તેણીએ ફતેહઅલીમાં દીઠી; અને તેથી જેવી ધાક તેણી પોતાના પિતાની માનીને અમલ કરતી, તેવીજ ધાક આ વખ્તે જમાદારની પણ માનીને તેના ફરમાવ્યા મુજબનો અમલ વગર આંચકીએ તેણે કીધો. આ વેળા તેણીને "વહાલો હોરમજ" યા તે નારાજી થશે એવો કશો વિચાર આવ્યોજ નહિ.

આણી તરફથી ઉપલો હુકમ જાણે પોતાની બેટી યા બહેનને ફરમાવતો હોય તેમ ખાલેસ દિલથી અને ભલું કરવાના ઇરાદાથી ફરમાવતાં જમાદારનું હૈડું એટલું બધુ પિગળતું જણાયું કે તેના હોઠ ફડફડ ઉડવા અને ધ્રુજવા લાગ્યા. એટલુંજ નહિ પણ તેનું ગળું એટલા થોડાં ગુપ્તુન બોલતાં એટલું તણાયું કે તે ઉપરની નેસો ખેંચાઇ આવી અને લોહીથી યા પવનથી નહિ પણ પાક ગુસ્સાથી જાડી થઇ આવી. તેની આંખમાં એટલું બધુ ઝનુન પેદા થયું કે તેના ડોળામાંથી ગોયા આતશ વરસતો જણાયો.

આવો દેખાવ જોઇને બાવડી જવાને સકીના પણ ગભરાઇ.

"બાનુને બંગલે કેવું જવાનું ? ના, બાઇ, તમારૂં ત્યાં કામજ નથી. એ ધણી-ધરણેલી કયાં છે? એનાં છોકરાં બચ્ચાં કોણ સુઆંછ? કોઇજ નહિ. ત્યારે તેવા છડા મર્દને બંગલે તમારાં સરખી અબળાએ કેવું જવાનું હોય? બાનુને હું ઓળખું છ, ને બીજી બધી રીતે તે મને પસંદ છે; પણ જેબી ઓરતજાત તરફ મને માન હોય તેની નજદીક તેને અગર એક-વારબી હું વગર પુછે આવેલા જોઉં તો સઉથી પહેલાં હું તેનું ગળું કાપું! આહા, બદમાશ! હવેજ હું સમજ્યો ! એ મને મધ-રાજથી બાહેર મોકલવાને એટલોબધો ખંતી કાં હતો, તેનું કારણ હવે મને સમજાયું. ચંડાળ! પાપી! પણ ફિકર નહિ: અલ્લાહતાલાના શુક્ર હોજો હજારો હજાર, કે હું બરાબર કટોકટ વખ્તે પાછો ફર્યો છું; ને હવે એ નીચ પોતાની હેરૈમ દીબરેલી ઉમેદમાં નિરાશ થશે તેથી મને પેટ ભરીને ઉંઘ આવશે. બચા સુજી ! આવ મારી સામે જો તારામાં હિમત હોય તો ! ને પછી જો જમાદારના સપાટા ! કેમ, ગુલાં, હું કહું છું તે હજુ તમારી ખાતરમાં ઉતરતું નથી કે ! તમારો પોશાક કહાડી નાખો; તમને હું તેને બંગલે જવા દેનાર નથી. પણ—પણ—જરા સબુર ! હા, મને એક વિચાર સુઝ પડેછ. તમારો પેલો ખાવંદનાં નામને એબ લગાડનાર ધોંચો અને એ મુંજી તમારી વાટ જોતા હશે તેની તમને ચિંતા થતી હશે. હા; ત્યારે તમારે બદલે તેની ગાડીમાં બેસીને હુંજ જાઇશ તેને મકાને, અને તમે કાં નથી આવી શકયાં તેનું ખરેખરૂં કારણ હું પોતેજ તેને મોઢેમોઢું સમજાવીશ."

આ લાંબાં બાષણથી ગુલાં ઉપર બહુજ ઉંડી અસર થઈ. તે અબળ નાજનીનથી કશું બોલી શકાયું નહિ. તે એટલાજ હર્ફ ઓચરી કે, "ફતેહઅલી, યાદ રાખજો કે બાનુ મેજીસ્ટ્રેટ છે."

"તો તેની અહીં કોને પરવા છે ! હું તેના સપાટોમાં ચોડાજ છું."

"પણ વહાલા હોરમજ છેની !"

"ના, ના, તે મૂર્ખોબી નથી." જમાદારે હાવકેપણે ઉત્તર દીધો. "હું જાઇને એ બદ નજરના પાપીનું થોબડુંજ રંગી નાખીશ. હું તેના સપાટામાં તો નથીજ, પણ એ મુજી મારા કાબુમાં છે."

આમ બોલીને ફતેહઅલી ઝડપમાં ઘરની બાહેર નિકળ્યો, ઉભા રહેતાં કંટાલી ગયલા ઘોડાવાળાને ફરમાવ્યું કે "તારૂં ખડખડિયું એકદમ હંકારી જા, અને તારા શેઠને કહે કે એની કશી જરૂર નથી."

પછી ગુલાં આગળ પાછો ફરી તે બોલ્યો કે "લોકો કહેછે કે ખ્વાબમાં દીઠેલી વાતો ખોટી છે; પણ એમ કહેનારા ખોટા છે. બાનુ, જે ખ્વાબ મેં તમારે થકી એક મહિનાની વાત ઉપર જોયલો તે આજે હું મારી નજરે નજર ખરો પડેલો જોઉંછું. ચાલો, હું એકાદ બે કલાકમાં પાછો ફરૂં એટલો વાર તમે મારી સકીનાને તમારી આગળ રાખવાની મેહેરબાની કરો, અને મનમાંથી સંધો ખોટો વિચાર કાઢી નાખો. સેવક રજા લેછે."

આમ બોલી જવાબની વાટ જોયા વિના તે પોતાના ઘોડા ઉપર ચઢી બેઠો અને એક સેકંડમાં બેમાલુમ થઇ ગયો.

સકીના બોલકણી હતી. તેણીએ પોતાના ભવિષના ખાવંદની બજાવેલી બહાદુરીની વાતો લબાવી, પણ ગુલાંનાં મનમાં એકજ વિચાર ઘોળાયા કરતો હતો તેથી તેણીને મીઠી સકી-નાની સુંદર વાતો સાંભળવા ગમી નહિ.

"વહાલા હોરમજનું હવે શું થશે !" એજ વિચાર ગુલાંને પંજવવા માંડી. જમાદારના આવી પુગવાથી તેણી દિલોજાનથી ખુશી થઈ; તેની હાજરીમાં તેણીએ પોતાને એક જાતની નચિંતાઈ મળેલી જોઇ; તેના ગુસ્સાભર્યો દેખાવ જોઇ તેણીને પોતાના બાવાજી યાદ આવ્યા, અને આપણી મીઠી, માનિતી, સંતોષી, સુંદર પણ ભોળી ગુલાં તડતડ આંસુ ખેરવીને ગુપચુપ રડી પડી.

## પ્રકરણ ૩૯ મું.

## ખોલંપટાઈની સજા.

ઘોડો એટલા જોશમાં પવન ઊપર સ્વાર થઈ દોડયો કે થોડા વખતમાં બાનરજીની વાડીમાં જમાદાર જઈ પુગ્યો. ત્યાં સઘળું શાંત હતું, તે જોઈને બહાદુર જમાદારનાં દિલમાં કંપારી છુટી.

મેજીસ્ટ્રેટના અનેક નોકરોમાંનો એકબી ત્યાં જણાયો નહિ. બાનરજી પોતે તો ત્યાં હાજર હતોજ, કે જે પોતાની ગાડીને આવી પુગવાની કાગને ડોળે વાટ જોતો હતો. પણ ગાડીને બદલે તેણે ઘોડાનાં પગળાં સાંભળ્યાં. એ બનાવ નવાઈ જેવો હતો, માટે એ કોણ છે તે જલદીથી જાણી લેવા બાબુ બંગલાની બાહેર વરંડા ઉપર દોડી આવ્યો.

પણ જ્યારે તેણે પોતાના ઘોડાને બદલે જમાદારને સ્વાર થઈ આવેલો જોયો ત્યારે તેના ટાંટિયાં ઢીલા થઈ ગયા. તેનું કારણ એ કે તે પોતે બીજા સર્વ ભેગો એમજ માનતો હતો કે ફતેહઅલી તો છાકટો થઈ નદી પસાર કરતાં ડુબી મુઓ હતો.

"એ કોણ? જમાદાર ફતેહઅલી કે તેનો ભૂત?" મેજીસ્ટ્રેટે અર્ધી ટકોર અને અર્ધી અજાયબીમાં પુછ્યું.

"ભૂત ડાકણના વેહમો તો હિંદુઓને લખી આપેલા; એ તો હું જમાદાર પોતે! વારૂ, મારા ઘોડાને ઘાસ પાણી આપનારો કોઈ મુઓ જીવતો નોકર નફર બી નહિ મળે કે?" જમાદારે લગાર તોરમાંજ વાતો ચલાવી.

"અરે ભાઈ, કોઈ નથી. ચંડાળો બધાજ તેહવાર છે તે વગર પુછયે ચાલી ગયા."

"ફિકર નહિ; હુંજ મારા રક્ષનો નોકર થઈશ." આમ કહી ફતેહઅલી ઘોડા ઉપરથી ઉતર્યો, અને લગામ બંગલાના કઠેરા સાથે બાંધી. પછી પોતાના બુંને હાથો પોતાની પીઠ પાછળ ભેળવી, ખુબ અકડમાં સીડી ચડી વરંડા ઉપર આવ્યો, અને તોરમાંજ બાનરજીની નજદીક જઈ, તેને માથાંથી પગસુધી ખૂન ભરેલી આંખોથી તપાસીને બોલ્યો કે—

"હે બાબુ, શું તું એક હિચકારો ચંડાળ નથી?"

"એ શું બકેછ તું?" બાબુ ગભરાટમાં બોલ્યો.

"હું શું બકુંછ તે તો અબઘડી તું જોશે. પણ મારા સખુનો સાંભળતાંજ તું ફીકો કેમ પડી ગયો, પાપી? તારા હાથ કેમ ધ્રુજેછ? શું મેં તને બાધી કે આવડો થરથરેછ? તું એકલોજ સુઓછ તો ઠીકછે, બચાજી! આજે તને હું છોડનાર નથી. મરી જશે તોપણ તારી મદદે કોઈ આવનાર નથી. બદમાશ તું અહીં એકલો શું કરેછ? તારા નોકરો કાંહાં ગયા? તેઓ નથી અને તું એકલો છે તેની મતલબ હું પુરેપુરી સમજી ચુકોછ, નાપાક! તું આ વખતે અંહી એક બકલિયાંને આવી પુગવાની ભારી હોંશ અને ઉલટમાં, ઊમેદ અને ઉમંગમાં હતો; પણ તેને બદલે મને વાઘને જોઈને તું ધ્રુજેછ. ખરૂં કે, હે ફાડી ખાનારાં વરૂ? ચાલ ત્યારે જો તારી સામે ત્રાપ મારવાને તૈયાર જમાદાર જેવા શીરને!"

આમ બોલીને જમાદારે પેલા હિચકારા બદમાશના બંને હાથો પકડી તેને દિવાલ સાથ ચાંપ્યો અને પોતાના હાથોનું એટલુંબધું દબાણ ચલાવ્યું કે બાનરજીના ડોળા ઉપર આવી ગયા, તથા તેની આંખમાંથી આંસુ, નાકમાંથી નીટ, અને મોઢાંમાંથી થુક ધડધડ નિકળી પડી!

આ ખરેખરી બદબખ્તી ભરેલી હાલતમાંથી તે બાબુ કાલાવાલા કરવા લાગ્યો—"મને છોડો, જમાદાર!"

"મુજી, તું જાણતો નથી કે જેને તું ફસાવવા માંગતો હતો તે તો ખાનદાની બાનુ છે! તું જાણેછ કે તેના બદમાશ ખાવંદની મોહબતમાં તેણી નાહક શીકાર થઈ પડેલીછે. એવા નીચમાં નીચ માણસને કોણ ચાહે—કોણ વળગી રહે—કોણ જાન કુર્બાન કરે? કોઈજ નહિ; પણ એ બાનુ તેમ કરેછે. એટલામાટે તેની હાલત દયાને લાયક છે. તેના તરફ તો તારે દિલસોજી બતાવવી જોઈયે—તેણીને જોઈતી

મદદ આપવી જોઇયે—તેણીને ધીરજ અને હિમત આપવી જોઇયે. પણ તેને બદલે તેં શું કીધું ? તેં ઉલટુંજ કીધું. તેં તેને ફસાવવા માંગી—તેં તેની પાક દામાનને દાગ લગાડવા માંગ્યો—તેં તેની આબરૂ લુટવા માંગી. બદબખ્ત ! અગરજો તે આજે અહીં આવી હોતતો જરૂર ફસી હોત. પણ પછી તેનું પરિણામ શું આવત, તે તું જાણેછ ? લાજ લુટાયલી જોઇને તેણીએ જીવપર કીધું હોત ! અને તોપણ——"

"જમાદાર સાહેબ, મને છોડો ! મારો દમ બંધાઈ જાયછ—મારૂં પેટ ફુટી જાયછ—મને છોડો !"

"ચૂપ ! મુગો મરી રહે, નહિતો અબઘડી ગળું દાબી તને પુરો કરી મુકીશ. હવે સાંભળ, હું તને કેવી સજા કરવા માંગુંછ તે. હું તને જીવતો રાખીશ, પણ તારી બેઇજતી કરીશ. આજથી ત્રણ મહિનાની અંદર તું મધરાજ શેહેરની ગલી કુચીમાં ચીથરેહાલ હાલતમાં ભીખ માંગતો ફરશે; તારાં કપડાં અને જોડામાંથી તારાં શરીરની બદબખ્ત ચામડી ખુલી દેખાશે. તું ભુખે મરતો રખડશે, અને હું ચવલી પાવલી ફેંકીશ તે તું મોટા હરખથી ઉપાડી લેશે. ટુંકમાં એક કુત્રાનાં જેવો તારો હાલ થશે. એક કુત્રો હાડકાંને માટે જીવપર આવી, બીજા હરીફ સાથ લડેછે તેમ તું બીજા ભીખારીઓ સાથ બુકબાચક ધાનને થકી લડશે. સરકાર તને તારા ઓહ્દા ઉપરથી કાઢી મુકશે, અને મધરાજમાં ફરીથી પગ નહિ મુકવા ફરમાવશે. તેમ છતાં તું ચોરી છુપાઇથી આવશે ને તારા મિત્રોની મદદ માંગશે તો એકબી જણ એવો નજર નહિ આવશે કે જે તને મદદ આપે. યાદ રાખજે મારા આ સાચા સખુનો, ઓ પાપી, સુજી, બદહવસી બાબુ ! આહા, મને એવું થાયછે કે તે બાનુની ઇજતને ખાતર હું તારૂં લોહી પિઉં. પણ નહિ. મેં જે કહ્યુંછે તે કરી બજાવવા, અને તે મારી નજરે જોવા, અને જોઇને તારી ઉપર થુકવાને થકી હું તારી ઉપર હાથ ઉઠાવનાર નથી.—ચાલો, હવે સાહેબજી, બાબુ મી૦ મી૦ બાનરજી, મેજીસ્ટ્રેટ બહાદર !"

આમ બોલી, છેલી વાર તે બાબુને એક જબરા આંચકાથી દિવાલમાં દાબીને જમાદાર ઊતરી પડયો, ઘોડા છોડી તે ઊપર સવાર થયો અને જેવો ઉચાઉચ આવ્યો હતો તેવોજ એકાએક ગેબ થઇ ગયો. તેના જબરા આંચકાથી દબાઇ, કળ ખાઇ, બાબુ વરંડા ઉપર એક કારમી ચીસ પાડીને પડયો તેનીબા તેણે દરકાર કીધી નહિ.

---

**લોક રેવાજની વિચિત્રતા**—આગળા જમાનાઓમા નિર્દોષપણું સાબિત કરવા માટે તકસીરવારોને તપાવેલાં લોખંડ ઉપર ચલાવતા હતા. આજે સિયામ દેશમાં એવો રેવાજ છે કે બે લડનારાઓમાંનો જે ઘણો પાણીમાં વધુ વખત રહી શકે તે સાચો—બાજી જુઓ !

ચીન દેશમાં ભીખારીઓને ભીખ માંગવાનાં ગોયા લાઇસંસ આપાયછે. તેઓ કને મુસ્તાવાળાઓ કર લેછે, અને તેના બદલામાં તેમને ભીખ માંગવા માટે ચોકસ લત્તાઓ વેંહચી આપવામાં આવેછે.

જપાનમાં વસ્તીની ગણત્રી કરવાની રીત બહુજ સહેલી છે. ફક્ત વસ્તીવાળા ઘરો ગણી જવામાં આવેછે, અને દર ઘર દીઠ પાંચ માણસની રાસ ગણીને તે મુજબ વસ્તી મુકરર કરવામાં આવેછે ?

ઓસ્ટ્રિયા અને હંગેરી દેશોમાં અત્યાર સુધી એવો રેવાજ હતો કે નિશાળિયાઓએ ઘરે જતી વેળા પોતાના ઉસ્તાદના હાથ ઉપર ચુમી લેતા જવું. હાલ એ રસમ બંધ પાડવામાં આવેછે, કેમકે આમ ચુમી લેવાથી તનદુરસ્તીના બિગાડ થવાનો સંભવ છે.

જપાન દેશના ચોકસ ભાગો ખાતે લોકો દાઢી રાખેછે તેઓ કનેથી કર લેવામાં આવેછે.

નોર્વે દેશમાં પરણેલાં જોડાંને રેલવેની મુસાફરી કરતી વેળા બેને બદલે ૧।। ટિકિટનુંજ દામ આપવું પડેછે.

ઇરાનમાં વીધવાઓ પોતાના ખાવંદનો શોક ૧૫ દિવસથી વધુ મુદત પાળતી નથી.

સ્પેનમાં એવો રેવાજ છે કે રેલવેની ગાડીમાં નવા દાખલ થનાર યા પાછા ઉતરી જનાર ઉતારૂઓ જેઓ બેસી ચુક્યાં હોય તેમને નમીને સલામ કરવી. વળી બજારમાં સોદો વસાવની વેળા દુકાનમાં દાખલ થતાંજ દુકાનવાળાને સલામ કરવી. આમ નહિ કરે તે અવિવેકી ઠરેછે.

# ઉડતા રોગોના ફેલાવો અને નાશ કર્તા દાખલ માખ અને મછર.

### ચટકો મારનારાં જંતુઓની ખુબી.

લિપઝીગ શેહેરમાં માર્પમાન નામે એક વિદ્વાન પોતાના અનેક અખતરાઓ ઉપરથી એવા સાર ઉપર આવ્યોછે કે

૧—માખી, મછર અને માકડ ચાંચડ જ્યાં જ્યાં સંખ્યાબંધ હોય ત્યાં ત્યાંથી ઉડતા રોગો નાપેદા થયલા જણાશે; અને

૨—માખી, મછર તથા માકડ ચાંચડ આપણુને ચટકા મારીને શરીરમાં ઉડતા રોગો સામે મજબૂત થવાની રસી પેવશ કરેછે.

જો આ વાત ખરી ઠરેતો ઉપલાં જંતુઓ માણસજાતની જબરી અને બેમૂળી સેવા બજાવનારાં ઠરે; જો એ વાત ખરી ઠરેતો તેઓના ચટકા ખમવાને આપણ ખુશીથી તૈયાર થઇયે; આપણી કુર્ટનીઓ કાઢી નાખિયે; આપણા બિછાણાઓને માકડનાં ભંડાર બનાવિયે, આપણા ઓરડાઓમાં માખીઓને ભણભણતી કરિયે !

પણ આ બિના છેક રમુજ કરવા જેવી ઉપલો વિદ્વાન માનતો નથી. આવાં જંતુઓની મારફતે રોગોનો ફેલાવો થવાની વાત છેક ખોટી કે હશી કાઢવા જોગ નથી. આ વાત અનુભવસિદ્ધ છેકે જે ઓરડામાં બઇ રોગનો એક દર્દી સુતો હોય તેજ દર્દીનાં બિછાણા ઉપર જો બીજી વેળા એક કેવળ તનદોરસ્ત માણસ સુવું કરેતો તેને બઇ રોગ લાગુ પડેછે. આમ કેમ બનું ? જવાબ મળેછે કે બઇના દર્દીનું લોહી ચુશનાર માકડના ચટકાની મારફતે તનદોરસ્ત માણસનાં લોહીમાં બઇનું જેહર પેવશ થાયછે.

કેટલાક ગરમ મુલકોમાં ચોકસ ઉડતા રોગો હોતા નથી, પણ તેમને બદલે ત્યાં મછરોનો ભારી જુલમાત હોયછે; પણ જ્યાં મછરોનો કંટાળો નથી હોતો ત્યાં ઉડતા રોગોનો ઉપદ્રવ હોયછે. આ બનાવ પણ અનુભવથી ખરા પડેલાછે. એનું કારણ એવું સમજાવવામાં આવેછે કે ઉડતા રોગનું જેહર પોતાના ચટકા વડે માણસનાં શરીરમાં પેવશ કરી તેને રોગના હુમલા સામે મજબૂત કરી રાખેલો હોવાથી રોગની હસ્તી હોવા છતાં, માલુમ પડતીજ નથી. પેલા મછરના ચટકાથી રોગનાં જેહરની રસી શરીરમાં પેવશ થઇ લોહીને એક જાતનું એવું કુવત આપેછે કે તે વડે રોગનાં જંતુઓના હુમલા સામે મજબૂતીથી લડી શકાયછે.

મછરોના ઊપલા દાખલાને મળતોજ માખીઓનો દાખલો પણ છે. આજ ૫૦ વરસોની વાત ઉપર ડૉ૦ હોયલશેર નામે એક તબીબ થઇ ગયો તે પોતાનો અને પોતાના ઉસ્તાદનો એવો અભિપ્રાય નોંધી ગયોછે કે જ્યાં જ્યાં માખીઓની સંખ્યા ઘણીજ હોય ત્યાં ત્યાંથી ઉડતા રોગો સદંતર નાબુદ થઇ ગયલા અથવા તો ઘણાંજ નરમ રૂપમાં હસ્તી ભોગવતા જણાયછે. પણ એથી ઉલટું, જ્યાં જ્યાંથી માખીઓ નાપેદા થયલી જણાયછે ત્યાં ત્યાં ઉડતા રોગો ખૂબ જોશમાં ફાટી નિકળેછે.

### માખ મછર વિરૂધ ભમરો અને મધમાખ.

ઉપલી હકીકતોની સચાઇ મજકુર લીપઝીગ વાળો વિદ્વાન માર્પમાન આજે સ્વિકારેછે. તેનો ખાસ અભ્યાસજ માખી અને મછરોની ખુબીખામી આજની વિદ્યાની રોશનીની મદદથી તપાસવાનો છે, અને એ અભ્યાસની રૂએ તે આપણને કેટલીક ઘણીજ અગત્યની બિના જાહેર કરવાને સામર્થવાન થયોછે. તે કબૂલ કરેછે કે માખી અને મછર બહુજ કંટાળો ભરેલાં જંતુઓ છે અને તેમના ચટકા કોહોવાટવાળી જીનસોમાંથી ચુસેલાં જેહરને લીધે એવા તિક્ષ્ણ અને જેહરી હોયછે કે તેથી કોઇ કોઇ વાર લોહી જેહરી બની જાયછે અને મરણ વટીક નિપજેછે. તેઓના ચટકા સાધારણ છે, પણ તેઓથી કોઇ વાર ઉપર મુજબ થતી ખરાબી આગળ ભમરા અને મધમાખી

નો ચટકા નજીવા જેવા છે, કેમકે આ છેલ્લાં જંતુઓના ચટકા ગમે એવા વધારે તિક્ષ્ણ હોવા છતાં તેઓ વડે લોહીમાં તેમનાં પોતાનાં ઝેહેર ઉપરાંત બીજું પારકું ઝેહેર ફેલાતું નથી અને તેથી મરણને કારણ મળતું નથી. આ ફર્ક કોઇને નહિ મનાય એવો લાગશે; પણ ઉપલો વિદ્વાન કારણ સમજાવેછે કે ભમરા અને મધમાખી પોતાનો દાંત મારેછે અને પોતાનું જ સ્વચ્છ ઝેહેર ચામડીમાં પેનશ કરેછે તેથી તેનો ચટકો આપણને જબરો લાગેછે, તોપણ તે મરણ નિપજાવે એવું ઝેહેરી નથી. બીજા હાથ ઉપર માખી અને મછર પોતાના દંખ મારફતે રોગોનાં સુક્ષ્મિક જંતુઓને લોહીમાં દાખલ કરી શકેછે, અને તે જંતુઓ ઓછાં વધતાં ઝેહેરી હોય તે મુજબ લોહીમાં વધતી ઓછી અસર થાયછે. ગોયા તેઓ લોહીમાં ઝેહેરની રસી મુકેછે.

**રોગનો ફેલાવો કરનાર દાખલ માખી.**

આ વિદ્વાન પોતાના અખતરાઓને આધારે એવા સાર ઉપર આવ્યોછે કે માખ અને મછર અને માકડ ચાંચડ સુક્ષ્મિક જંતુઓને એક જગા ઉપરથી બીજી જગા ઉપર લઇ જઇ શકેછે. હવે આપણાં ઘરમાં ઉડતી ફરતી માખીઓ બે જાતની છે. એક જે ઘણીજ સાધારણ છે તે પોતાની સૂંઢ અથવા જીભ બહાર કાઢી તે વડે ખોરાક વગેરે ચુસી લેછે; બીજી દાંત વડે એ કામ બજાવેછે. ચટકો મારનારી માખી કોહેલી વસ્તુઓ અને ગલીચીમાંથી કોહેવાટનાં અને ઉડતા રોગનાં જંતુઓને શરીરમાં દાખલ કરેછે. સૂંઢ વડે ચુસનારી માખી રોગવાળી જગાએથી ઉડતી આવીને આપણી ખોરાકીની વસ્તુઓ ઉપર બેસેછે અને ત્યાં પેલાં રોગવાળાં જંતુઓને આ વસ્તુઓ ઉપર લાવી નાખેછે. તેના પગ, પાંખ અને મોઢાં મારફતે આ જંતુઓ આવવા પામેછે, અને એ રીતે ખોરાકી મારફતે રોગ એક જગાએથી બીજી જગાએ ફેલાયછે.

હવે આ છેલી કિસમની માખીઓને જો બારીકીથી તપાસવામાં આવેછે તો તેઓ ખોરાકી ઉપર બેઠા પછી પોતાનાં મુખમાં ખાધેલી વસ્તુ ગોયા ઓકી કાઢતી હોય તેવું કંઇક તેનાં મુખ આગળ આવી રહેછે. તે નિર્મળ પ્રવાહી જેવું હોયછે, અને તેને જો કાચ ઉપર લઇને સુક્ષ્મિક કાચોથી તપાસ્યું હોય તો તેમાંથી બે જાતનાં જંતુઓ મળી આવેછે. મજકુર વિદ્વાન માર્ચમાનિ કરેલા દરેક અખતરામાં તેને માખનાં મુખમાંના આ ઓકી કાઢેલા પ્રવાહીમાંથી તરેહવાર જંતુઓ મળી આવેલાં તે જણાવેછે. આ તેમજ માખીનાં શરીરમાં પેવસ થઇ તેના મલ મારફતે બહાર આવતાં જંતુઓની તપાસ લેતાં જણાયું છે કે તેઓ રોગનો ફેલાવો કરેછે. માત્ર આ લખ ખોરાકી ઉપર નાખીનેજ નહિ પણ વળી માખી, મછર અને બીજાં ચટકા મારનારાં જંતુઓ રોગનાં બિયાં ખુદ ચટકા મારફતેજ પ્રાણી માત્રનાં લોહીમાં દાખલ કરી તેને રોગને આધીન બનાવેછે, અથવા કોહવાટ પેદા કરેછે. ઉપલી બંને બિના ઉપરથી સિદ્ધ ગાયછે કે માખી, મછર, માકડ, ચાંચડ વગેરે ચટકાભરેલાં જંતુઓ માણસજાતનાં મિત્ર નહિ પણ શત્રુ જેવાં છે.

**ચટકો મારનારાં જંતુઓની ખૂબી ખામીનો સવાળો.**

આ રીતે આ જંતુઓ ખરાબી પાથરનારાં છે, અને એ બિના પારસીઓના બહુજ અસલી નેયાગાનોને સારી પેઠે જાણીતી હતી એવું તેમનાં ધર્મનાં દફતરો ઉપરથી જાહેર થાયછે. પણ આજે વિદ્યા વધારે બળવંત જણાયછે; જે કાંઇ તે બહુજ પુરાણા મજહબનાં પુસ્તકોમાં નથી તે આજે વિદ્યાનાં નવાં નવાં દફતરોમાં જાહેર થતું જાયછે. અને માર્ચમાનની નીચલી શોધ પણ હવે જલદીથી એક ધર્મનાં ફરમાન કરતાં વધારે માઅકુલ, વધારે કીમતી અને વધારે ઉપયોગી સાબિત થશે. તેણે પોતાના બેશુમાર અખતરાઓ ઉપરથી તપાસ ચલાવી કે ઉપર જણાવ્યા મુજબ ચટકા મારી કંટાળોજ આપનારાં નહિ પણ શરીરમાં કાતેલ ઝેહેર પેવશ કરનારાં જંતુઓ રોગનાં જે બિ[illegible] રોગવાળી જગાએથી લાવી

બીજી તનદુરસ્ત જગા ઉપર ફેલાવેછે તે બિયાંઓ કોઇ બીજી રીતે ખરાબી કરતાં અટકે કે નહિ; અને તેમનાં આણેલાં રોગનાં એજ બિયાં માણસને પોતાને બીજી રીતે ઉપયોગી થઈ પડે કે નહિ? બીજા બોલોમાં, માર્પમાને આ વાત નકી કરવા માગી કે—

૧—રોગનાં બિયાં ચટકો મારનારાં જંતુઓનાં પેટમાંથી પસાર થતી વેળાએ પોતાની જેહેરી અસરમાં નબળાં પડેછે કે કેમ?

૨—અગરજો તેઓ નબળાં પડતાં હોય તો એ નબળાં પડેલાં બિયાં માણસનાં શરીરમાં દાખલ થવાથી તેમની માઠી અસરમાંથી માણસને મુક્તિ મળેછે કે નહિ?

૩—અગરજો આ બિયાં જંતુઓના ચટકા મારફતે શરીરમાં ખામખા દાખલ કરવામાં આવે તો તેથી માણસને રોગ સામે રક્ષણ આપવા જેવાં તે થઇ પડે કે નહિ?

૪—ઉપર જણાવેલી ક્રિયાઓમાંની એક યા બીજી મારફતે જેહેરનું બળ ઓછું કરી શકાય કે કેમ?

આ સર્વ સવાલોના જવાબ ખરેખર જાણવાજોગ છે. એ જવાબો મજકુર વિદ્વાન પોતેજ પોતાના પુષ્કળ અખતરાઓનાં પરિણામ દાખલ નીચે મુજબ આપેછે, જેમ કરતાં તે કહેછે કે આ અખતરાઓમાં તેને બહુજ મુશ્કેલી નડી હતી. તે જણાવેછે કે:—

૧—માખી અને બીજાં જંતુઓ પોતાના પગ, સૂંઢ અથવા દંખ દેવાનાં ઓજારોની મારફતે કોહી જતી વસ્તુઓ, માણસ અને હેવાનના મલ, અને એવીજ બીજી ગલીચીઓમાંથી સૂક્ષ્મિક જંતુઓને આપણી ખોરાકીની જીનસો ઉપર લઇ જઇ મૂકેછે, જ્યાં ચોકસ સંજોગો વચે આ જંતુઓનો ઊધરભાવ થાયછે અને તેમના ફેલાવાને કારણ મળેછે.

૨—કોહવાટમાંનાં જંતુઓ માખી વગેરેનાં પેટમાં થઇને બાહેર પડવાથી પોતાનાં જેહેરી બળમાં નબળાં પડી જાયછે; અને તપાસ ઉપરથી જણાયુંછે કે મુએલા ઉંદરો ઉપર ગુજારો કરનારી માખીઓમાંની ૩૦ ટકા જેટલી ૧૨ કલાકની મુદત બાદ રોગિષ્ટ જંતુઓથી તદન મુક્તિ મેળવી શકેછે.

૩—ચટકા મારનારાં જીવજંતુનુ જેહેર સઘળાં માણસોને એકસરખું લાગુ પડતું નથી. નબળાં પોચાં માણસ કરતાં તનદુરસ્ત લોહિયાર માણસ ઉપર એ જેહેરનો સંભવ ઓછો રહેછે. દુબળાં માણસમાં લોહીનાં બારીક સફેદ સૂક્ષ્મો વધારે હોયછે, પણ તેઓ કરતાં રાતા રંગનાં એવાંજ સૂક્ષ્મો રોગનાં જંતુઓનો વધારે મજબૂતીથી નાશ કરી શકેછે.

૪—ચટકા મારનારાં જીવજંતુમાં રોગનાં જંતુઓનો નાશ કરવાનુ મોટું બળ હોયછે; અથવા કોઇ નહિ સમજાય એવી રીતે પોતાના દંખની મારફતે તેઓ રોગનાં જંતુઓની જેહેરી અસરનું બળ કમી કરી નાખેછે. જે મુલુકોમાં મુખ્ય કરીને માખ મછરની વસ્તી ઘણી હોયછે ત્યાં, આ જીવડાઓ વિનાના મુલુકો કરતાં ઉડતા રોગોનો ઉપદ્રવ ઓછો અથવા નહિ સરખો હોયછે.

ટુકમાં આ વિદ્વાનનું કહેવું એમ છે કે માખ, મછર વગેરે રોગનાં બિયાં એકથી બીજી જગાએ લઇ જઇ તેના ઉપદ્રવને કારણ આપેછે ખરાં, પણ માખ મછરના ચટકા મારફતે માણસનાં શરીરમાં તેજ રોગનાં બિયાં રસી દાખલ પેવસ થઇ માણસને રોગના હુમલા સામે બચાવની ઢાલ જેવાં થઇ પડેછે; તોપણ જેઓ તનદુરસ્ત હોય તેઓનેજ આ ક્રિયાથી ઘણો લાભ મળેછે, પણ દુબળાં માણસોને તે જોઇયે એટલો મળતો નથી.

### જંતુ વિદ્યાની અધુરી હાલત.

આ સઘળું છતાં માર્પમાનના આ સખુનો ધ્યાનમાં લેવા જોગ છે. તે શેવટે જણાવેછે કે સૂક્ષ્મિક જંતુઓની વિદ્યા પાછળ આજ ત્રીશ વરસો થયાં વિદ્વાનો લાગાને શોધ ખોળ ચલાવેછે, તેથી જોકે ઘણા લાભો થયાછે અને ઘણી અંધારામાં રહેલી વાતો અજવાળું જોવા પામીછે, તોપણ આ જંતુ વિદ્યા એક પણ ઉડતા રોગનાં કારણનો ખરો ખોલાસો જાહેર પાડવાને શક્તિવાન થઇ નથી, અને દવા દારૂ ત્રીશ ચાલીશ વરસ ઉપર એ રોગોના સંબધમાં જેવી રીતે બિનકારગત હતાં તેવીજ સ્થિતિમાં તે આજે બી છે, શસ્ત્ર વૈદ અને નાડી વૈદ સ્વછ

પાણી, તાજી હવા, સુધરેલી ગટર, ગલીચ અને રોગિષ્ટ ઘરોનો નાશ, નિર્મળ ખોરાકીની સંભાળ, વગેરે બાબતો ઉપર આપણને સાવધ કરેછે અને તેમ કરીને ઊડતા રોગો સામે થવા માટેની સૂચનાઓ આપેછે, અને તેથી જીંદગીની આપણી હાલતમાં મોટો સુધારો થઇ ગયેછે એ વાત ખરી; તોપણ આ અને એવીજ બીજી વાતની માહિતી છતાં આ બંને કિસમના વૈદોએ આ બાબતમાં તો આપણને જેવા ના તેવા અજ્ઞાન રાખેલાછે કે સૂક્ષ્મ જંતુઓ કેવી રીતે લોહીમાં સારી માઠી અસર ચલાવી શકેછે, તથા ઉડતા રોગોને તેઓ કેવી રીતે કારણ આપી તથા ફેલાવી શકેછે.

---

# શાહ નેપોલ્યનના કેદ પડવાની કહાણી.



નેપોલ્યન શરણ થવા જાયછે.

એક સદીની મુદતમાં ફ્રાન્સમાં જેટલી ઉથલ પાથલ થઇછે તેટલી દુનિયાની તવારીખમાં બીજાં કોઇજ દેશમાં થઇ હશે. ગઇ સદીની આખરીએ ત્યાં રાજ્યની મોટી તજે ઉપર થઇ, રાજા રાણી ઉપર પ્રજા કોપાયમાન થઇ, રાજાને ગરદન માર્યો, રાણી નાસી ગઇ, અને રાજ્યનો અંત આવ્યો. એ તકનો લાભ લઇ નેપોલ્યન બોનાપાર્ટે ધીરે ધીરે પોતાનો પગપેસારો કરીને રાજ્ય સત્તા હાથમાં લીધી, અને પ્રજાને તરેહવાર રીતે ભમાવીને પછી ઉચાઉચ પોતે શેહનશાહ થઇ નિકળ્યો! તેણે ધરપર સર રાખ્યું નહિ—આખાં યુરોપને હચમચાવ્યું—આફ્રિકામાં દોડી જઇ ત્યાંથી હિંદુસ્તાન ઉપર ઉતરી પડવા માંડ્યું. પણ ૧૮૧૫ વાળી વૉટર્લુની લડાઇમાં તે કેદ પકડાયો અને કેદી હાલતમાંજ મરણ પામ્યો. ત્યારબાદ તેનો બેટો બીજો નેપોલ્યન થવા પામ્યો, પણ શેહનશાહાતની પડતી પાસે હતી. પાછું રાજાનું રાજ્ય ચાલ્યું, જેનો અમલ થોડાંક વધુ વરસો સુધી ચાલ્યા પછી રાજા લુઇ ફિલિપને રાજ્ય છોડી નાસવું પડ્યું. રાજ્યની આ રીતે બીજી વાર આખરી આવી કે લુઇ નેપોલ્યન પોતાના નેયાગાન બોનાપાર્ટનાં તખ્ત ઉપર ચહડી બેઠો. તેણે આમ કરીને બીજી વારની શાહાનશાહાત ચાલુ કીધી. પણ એ શેહનશાહાતની જીંદગી પણ થોડાંજ વરસની હતી, કેમકે ૧૮૭૦ માં લુઇ નેપોલ્યન જર્મની સાથની લડાઇમાં હાર્યો અને કેદ પકડાયો, તથા તેની રાણી યુજીનાને ઇંગ્લંડ નાસી જવાની ફરજ પડી. આ નાશ ભાગની વિગતો અમે ગયા અંકમાં પ્રગટ કીધી

છે. એ પછી જોશપર ચઢેલા ફ્રેંચ લોકે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું, જે એક વરસ નહિ ચાલ્યું એટલામાં કમ્યુનિસ્ટ બળવાખોરો પેરિસના ધણી થઇ બેઠા અને નવાં રાજ્ય સામે લડાઇઓ ચલાવી. અંતે તેઓને દેશવટો મળ્યો યા તેમનો નાશ થયો, અને ત્યારબાદ આજ સુધી હજારો મુંથણા સાથ પ્રજાસત્તાક રાજ્ય ચાલુ રહ્યું છે: પણ છેલ્લાં ૨૮ વરસોમાં ૨૮૦૦ વિઘ્નબાણાં એ નવાં રાજ્ય ઉપર પડી ચુકયાંછે.

નેપોલ્યન ૩ જાને જર્મની સાથ લડાઇમાં ઉતરવાની કશી જરૂર હતી નહિ. પ્રુશિયાનો રાજા વિલ્યમ ઑસ્ટ્રિયા સાથની લડાઇમાં ધૂમસમથી ફતેહમંદ નિવડયા પછી તેણે નાનાં નાનાં જર્મન રાજ્યો, જેઓ માહોમાહે લડી મરતાં હતાં તેમને જીતીને તાબે કીધાં અને તેમને સમજાવી પટાવીને એક ભેગી પાદશાહાત સ્થાપી, અને પોતે તેનો પહેલો પાદશાહ બન્યો. આ સઘળું લુઇ નેપોલ્યનની અદેખી પ્રજાથી દેખી ખમાયું નહિ. એ વેળા ફ્રેંચ પ્રજા પોતાનું ગુર આસ્માન સાથ લાગતું હોયતો લગાડે ...ક્ષીબધી ગરૂર બની ગઇ હતી. જર્મન .. પોતે અને પ્રુશિયાનાં રાજ્યને તે તુચ્છકારથી જોતી હતી; પણ હવે એ સઘળાં જ્યારે એકદિલ થઇ ગયાં ત્યારે તેમની ચઢતી કળા અદેખાં ફ્રાન્સથી દેખી શકાઇ નહિ. ફ્રેંચો હરકોઈ બહાને વખતે વખ જર્મની સામે લડાઈ ઉઠાવવાનો પોકારો કરવા લાગ્યા. તેમના શેહનશાહની મરજી આવી કોઇબી લડાઇમાં ઉતરવાની ન હતી; પણ પ્રજાનું દબાણ હવે શાહનશાહના પ્રધાનો ઉપર આવી પડયું અને તેઓબી લડાઇમાં ઉતરવાને તૈયાર થયા. ટુકમાં નેપોલ્યનની મરજી વિના તેણે લડાઇનો ઢંઢેરો કહાડયો, નકારાં ઠોકાયાં, ખૂનરેજી ચાલી, અને એક પછી એક લડાઇઓમાં ફ્રેંચોની હાર થવા લાગી. એવું જણાયુંકે ફુકાં કરી રહેલા ફ્રેંચોનું લશ્કર પોતાની જોઇયે તેવી તૈયારીમાં ન હતું; કવાયદનું ઠેકાણું ન હતું; બાહોમ ખર્ચ છતાં તકેદારી તો ધૂળ જેવી હતી. અને એ સઘળાંનાં પરિણામ દાખલ શેહનશાહ પોતે કેદ પકડાયો. ત કદ પકડાયો ત્યારેજ તેણે જાણ્યું કે જે ફ્રેંચ પ્રજા લડાઇમાં ઝીપલાવાની તેને છોય મારતી હતી તે પ્રજા તો કેવી બડાઇ મારનારી, એશઆરામવાળી, બેદરકાર અને બદગુમાની હતી.

સીડન ખાતેની નાશકારક લડાઇમાં નેપોલ્યન વંશની કમબખ્તી આવી. એ લડાઇમાં પોતાના સિપાહીઓ જોડે આ શેહનશાહ પણ લડયો. એજ લડાઇમાં તેનો શૂરો સપેહસાલાર ઘાયલ થઈ જંગ મેદાનમાં પડયો, જેને ત્યાંથી બેહોશ હાલતમાં જ્યારે ઉંચકી લઇ ગયા ત્યારે નેપોલ્યનને ઘણોબી આગ્રહ થવા છતાં તે રણસગ્રામમાંથી ખશ્યો નહિ. તા૦ ૩૧ મી ઑગસ્ટની સાંજ સુધી લડાઇ ચાલી, પણ એ આખા દિવસની જેહમતમાં જ્યારે કંઇજ વળ્યું નહિ ત્યારે નેપોલ્યને સુલેહની માગણી કીધી, તે એવી રીતે કે સીડન શેહેર તે માહેલો ૮૦૦૦૦ રહેવાસીઓ સુધાં ફતેહમંદ જર્મનોને સ્વાધીન કરી દેવું. એ પેગામથી જર્મનો છગી ગયા નહિ, પણ જર્મન રાજા વિલ્યમે પેગામ લાવનાર પાસે સીડનના હાકમને કહેવાડયું કે આવો શરણ થવાનો પેગામ કોઇ મોટા લશ્કરી અમલદાર મારફતે અમને મળવો જોઇયે, અને એ પેગામ એક કલાકમાં નહિ મળશે તો સીડન ઉપરે પાછો તોપોનો મારો રાતોરાત ચાલશે. અને ખરેખર એકજ કલાકમાં જેનરલ રીલ નામે શેહનશાહનો એડજુટંટ જેનરલ સુલેહનો ઉપલોજ પેગામ લઇ આવ્યો, એટલુંજ નહિ પણ તેની જોડે નેપોલ્યન તરફનો એક રૂકો પણ રાજા વિલ્યમ જોગો લેતો આવ્યો.

તે નામામાં એટલુંજ લખેલું હતું કે "જ્યારે હું મારાં લશ્કરની સરદારીને દરમ્યાન લડાઇમાં મારયો ગયો નથી ત્યારે હું મારી શમશીર તું પાદશાહના પાઉં આગળ મુકુંછું." આ તાબેદારીનો પેગામ હતો, જેથી જર્મન રાજા, તેનો બેટો પ્રિન્સ ફ્રેડરિક વિલ્યમ (રાણી વિકટોરિયાનો જમાઈ અને હાલના જર્મન શેહનશાહનો પિતા), પ્રધાન બિસ્માર્ક (જેને તે વેળા હજુ "પ્રિન્સ'

નો એલકાબ મળ્યો ન હતો) અને કાઉંટ મૉલ્ટકી (જર્મન લશ્કરનો સપેહસાલાર) ખાનગી મસલેહત કરવા મંડયા. થોડા વારમાં જર્મન પાદશાહે એક ભાંગેલી ખુર્શી ઉપર એક જેવો તેવો રૂક્કો ફ્રેંચ શેહનશાહ જોગો લખી કાઢયો, જેમાં એવું જણાવ્યું હતું કે મેહરબાની કરીને આવતી સહવારે અને મારાં વેંદ્રે ખાતેનાં મકાનમાં આવી મળવું." વળી લખ્યું કે "તું જેવા શેહનશાહ સાથ આવી રીતની મુલાકાત થાય તેથી હું દિલગીર છું. હવે શરણ થવાના કોલકરાર ઘડી કાઢવા માટે કુલ મુખ્તિયારી સાથ ઠરાવેલો પાદશાહી પેગામી મોકલવાની તું નામદારને અરજ કરૂં છું."

જર્મનોની આ ફતેહ ઉપરથી જ્યારે તેમના પાદશાહ, શાહજાદા, વડા વજીર વગેરેને અનેક તરફથી મુબારકબાદીઓ મળવા લાગી ત્યારે સીડન ખાતે ફ્રેંચ શેહનશાહ અને તેનું લશ્કર કેદીની હાલતમાં પડેલું હતું. સીડન એક નાનું ગામડું છે, જેનાં મેદાનમાં લડાઇમાં માર્યા ગયલા સિપાહીઓનાં મુર્દાઓના ઢગ વચે ફ્રેંચ સિપાહીઓ અને તેમને ઘેરીને ઉભેલા જર્મન સિપાહીઓની પલટણોથી દેખાવ ઘણોજ ભયાનક થઇ પડયો હતો. આવી હાલતમાં બીજો કાંઇ ઇલાજ હતો નહિ. નાસી શકાય એમ તો હતું જ નહિ, અને લડાઇમાં જીત મળવાની તો વકીજ ન હતી. આવા સંજોગો વચે લુઇ નેપોલ્યને ઉપર જણાવ્યા મુજબ સુલેહનો સંદેશો મોકલાવી પોતાના પેગામી જેનરલ રીલને પાછો ફરવાની વાટ જોતો તે જંગ મેદાનમાં ગમગીન બેઠો હતો. હવે જ્યારે ઉપલો પેગામી પાછો ફર્યો અને નેપોલ્યન જોગાં નામા જોડે કઠણ કોલકરારોની શરતો લેતો આવ્યો, જે ઉપરથી તે બહુ નાખુશ થયો અને આખી રાત હાય અફસોસમાં ગુજારી.

બીજી સહવારે, યાને તા૦ ૧ લી સપ્ટેમ્બરને દિને તેણે જ્યારે પોતાના બચાવની બાકી એક બારી જોઇ નહિ ત્યારે પોતાના સીડનનાં જંગ મેદાનવાળા મુખ્ય [illegible] નોની છાવણી તરફ ગાડી હંકારવા ફરમાવ્યું. તેની તે ગમગીન સવારીનું ચિત્ર આ બાબતને મથાળે આપ્યુંછે. નેપોલ્યન પ્રથમ બિસ્માર્ક વજીરને મળવા ગયો, કેમકે તે ધારતો હતો કે પાદશાહ વિલ્યમના કઠણ કોલકરારોમાં જો કાંઇપણ નરમ દોરી મુકાય તો તે બીસ્માર્કની મસ્લેહતથી મુકાય. બિસ્માર્કની છાવણી આ વેળા ડાન્ચેરી ખાતે હતી, જ્યાં હજુતો તે બિછાના ઉપર ઊંઘાતો હતો, એટલામાં તેને નેપોલ્યનના આવી પુગવાની ખબર મળી. જે બનાવની બિસ્માર્કે કદી સ્વપ્ને પણ વકી રાખેલી નહિજ, તે બનાવથી તે અત્યંત અચરત થાય તેમાં નવાઇ નથી. તે ઝડપથી તૈયાર થઇ ગામને સિમાડે નેપોલ્યનને સામો લેવા દોડયો અને ટોપી ઉતારી ઉભો. શેહનશાહે તેને ટોપી પાછી પેહેરવા આગ્રહ કીધો, પણ બિસ્માર્કે કહ્યું કે "જે માન મારી તરફથી મારા પાદશાહને ઘટેછે તે તું નામવરને પણ ઘટેછે." અહીથી નેપોલ્યન ગાડીમાં અને બિસ્માર્ક ઘોડસ્વાર થઇ ગામમાં દાખલ થયા, અને એક વણકરનાં ઘરની બહાર લીલોત્રાવાળી જગામાં બે ખુર્શીઓ મંગાવી બંને વાતે વળગ્યા. નેપોલ્યને વાત છેડી અને પાદશાહ વિલ્યમ સાથ મળવા માંગ્યું. બિસ્માર્કે કશી પણ શરતો થયા વિના પોતાના રાજા સાથ નેપોલ્યનને મેળવવાની ના પાડી. નેપોલ્યને ઉત્તર વાળ્યો કે કોઇપણ જાતના કોલકરાર કરવાનું કે સપેહસાલારોને હુકમ આપવાનો એખ્તિયાર મારો નહિ પણ મારી રાણી અને પ્રધાનોનો છે. હું તો એક લશ્કરી અમલદાર. દાખલ લડાઇમાં ઉતરેલો છું." આવા સંજોગો વચે કશું શેવટ આવ્યું નહિ, અને બંને છુટા પડયા. બિસ્માર્ક પોતાના પાદશાહને જઇ મળ્યો અને નેપોલ્યન સીડન પાછો ફર્યો, જ્યાં સઘળા ફ્રેંચ સરદારો અને સિપાહીઓ કશી પણ નામુસીભરેલી સુલેહ કરવાની સામે ઉશ્કેરાયલા હતા.

પણ સુલેહ તો તા૦ ૨ જીને દિને નકી થઇ. નેપોલ્યન તરફથી જેનરલ વિમ્પફન અને જર્મનો તરફથી કૌંટ મોલ્ટકી વચે આ કરારો [illegible] નકી થયા. મૉલ્ટકી દુનિયાનો બાહેલો

રાખવું કે એ ધાતુ કંઇ આજ કાલની જાણીતી નથી, પણ આજ નજદીક પોણાશે વરસની વાત ઉપર તેની પહેલવહેલી શોધ થઈ હતી, પણ તે વેળા તેના ઉપયોગનું કોઇને ગ્નાન ન હોવાથી આ શોધ ગમે એટલી કીમતી હોવા છતાં પડતી નખાઈ હતી. પાછલથી તેના ઉપયોગે નજર આવતા ગયા તેમ એ ધાતુ ઓદાતી ચાલી. પણ આજ પાંચ છ વરસ થયાંજ એ ધાતુને મોટા ખપ અને બ્હોળા ઉપયોગમાં લેવાનું કારખાનાવાળાઓને સુઝ પડયુંછે, અને ત્યારથીજ જે એક વાર ચળકતી ચાઇચાઇ જેવીજ માત્ર મનાતી હતી તે કીમતી અને ઉપયોગી થઇ પડેલી મનાવા લાગીછે.

દિલગીરીની વાત છે કે આ ધાતુ એશિયાખંડમાંથી મળી આવે કે નહિ તે બાબે ખાતરી પૂર્વક તપાસ થઇ નથી; પણ આ બિના નોધવા જોગ છે કે મુંબઇનાં "વિકટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટીટયુટ" ના પ્રિન્સિપલ મી૦ એચ. મોનીએ પોતાના ચેલાઓ આગળ આ ધાતુના સંબંધમાં એક વિદ્વતાભરેલું ભાષણ આપતાં એવું જાહેર કીધુંછે કે એલ્યુમિન્યમ ધાતુ હિંદુસ્તાનમાંથી મળી શકે એમ છે. એ ધાતુનાં વાસણો વગેરેનો ખપ વૃદ્ધ જતાં આપણા દેશમાં બહોળો થવાનું ભવિષ વર્તાયછે તેવા વખતમાં તપાસ થવી જોઇયે કે આ ધાતુ આપણા દેશમાંથી મળશે કે નહિ, અને તે કયાંથી મળશે?

આ નવી ધાતુની થોડીક ખુબીઓ આ મુજબની છે:—તેનો સ્વાદ નથી, તેનો વાસ નથી, હવાની તેના ઉપર અસર થતી નથી, તેને જેહેર ચડતું નથી, તે નરમ અને વળાય એવીછે, સહેલથી દબાઇ અને કઠણ બની શકેછે, ચળકાટ લઇ શકેછે, ચોકસ કામોમાં બીજી ધાતુઓ સાથ ભેળાઇને તેમને સુધારી શકેછે, થંડી નૈત્રિક એસિડમાં પિગળતી નથી, ગંધકના તેજાબની તેના ઉપર અસર થતી નથી, પણ હૈદ્રોકલોરિક એસિડ તથા આલકલીમાં તે પિગળી જાયછે. આ ધાતુ સફેદ રંગની છે, પણ તેને અપાતી ગર્મી મુજબ તેના રંગમાં ફર્ક પડેછે. એલ્યુમિન્યમને બીજી લગભગ સઘળી ધાતુઓ કરતાં ઓછી ગર્મી જોઇયેછે તે નીચલી ટીપ ઉપરથી જણાશે. એલ્યુમિન્યમ બરાબર ૬૬૦ ડીગ્રી (સેંટિગ્રેડ) જેટલી ગર્માથી પિગળેછે ત્યારે સ્ટીલ ૧૪૫૦ ડીગ્રી, લોખંડ ૧૨૦૦ થી ૧૬૦૦ ડીગ્રી, ત્રાંબું ૧૦૫૫ ડીગ્રી, પિત્તળ ૧૦૩૦ ડીગ્રી, રૂપું ૯૪૫ ડીગ્રી અને શીશું માત્ર ૩૨૫ ડીગ્રી જેટલી ગર્મીથી પિગળેછે.

એલ્યુમિન્મનાં જાડાં કે પતળાં પત્રાં બનાવેછે, અથવા તાર બનાવેછે, અથવા સોના રૂપાંના જેવી લગડી બનાવેછે. બીજી સર્વ ધાતુઓ કરતાં તે વજનમાં હલકું છે. સ્ટીલ કરતાં તે ⅓ જેટલું હલકું છે. નિકલ સિલવરના "રૂપાં" નાં ઘડિયાળોથી આપણ જાણીતા છિયે. આ નિકલ સિલવર દર હંડરવેટે ૨૯૮ ની કીમત પેદા કરેછે, પણ એલ્યુમિન્યમના એટલાજ વજન માટે ૨૧૮૦ પેદા કરી શકાયછે. પણ નિકલ ભારી હોવાથી તેના ઓજારો બનાવતાં એલ્યુમિન્યમ કરતાં ઘણો વધારે ખર્ચ બેસેછે. એલ્યુમિન્યમનાં પત્રાંઓમાં સેંકડે ૬ ટકા જેટલો ત્રાંબાનો ભેળ કરેછે.

હવે આપણુ આ ધાતુનાં બનતાં વાસણો વિષે થોડાક શબ્દો લખીશું. આ વાસણો મધરાજની "આર્ટસ સ્કુલ" ના શિક્ષાગુરૂ મી૦ ઑક્સ્ફર્ડ મોર્ટનની જાતિ દેખરેખ હેઠલ બનાવવામાં આવેછે. વાસણો જાતજાતનાં અને આપણા દેશીઓના સામાન્ય ખપને બરતાં બનેછે. ત્રાંબાનાં વાસણો કરતાં એ, થોડાંક મોઘાં છે, પણ આપણને જણાવવામાં આવેછે કે આ નવી ધાતુનાં વાસણોને કલાઇ કરાવવી પડતી નથી, તથા વળી તે ત્રાંબા કરતાં વધારે ટકાઉ છે, એટલુંજ નહિ પણ વળી ઘણા હલકાં છે. કહેછે કે તે હમેશાં સફેદ રંગનાં ઝળકતાં રહી શકેછે. વળી તે મજબૂત અને શોભાયમાન છે. તેમાં જંગાલની જેહરી અસર ઉત્પંન થવાની સુદલ ધાસ્તી રાખવી નથી. છેલે, આ વાસણો સાંધ વિનાનાં છે.

આ સર્વ ફાયદાઓની વિરૂધમાં એકજ વાંધો રજુ થયોછે, અને તે એ કે આ ધાતુ મોટી ગર્મી ખમી શકતી નથી, અને તેથી

તેમાં ખોરાકી પકાવવા થકી તેનાં બનાવેલાં વાસણોને ચુલે ચડાવી શકાય એમ નથી. વળી કેટલીક તરફથી બીજો વાંધો એ લેવાયોછે કે એલ્યુમિન્યમનાં વાસણોમાં ખોરાકીની વસ્તુઓ સલામત રહી શકે એ શકભરેલું છે. આ અને એવાજ બીજા વાંધાઓના સંબંધમાં મજકુર પ્રોફેસર ચેટર્ટને મધરાજનાં એક પત્રમાં હમણાંજ કેટલીક અગત્યનો ખોલાસો પ્રગટ કરાવ્યોછે; જેનો સાર આ ઠેકાણે ઉતારી લઇ આ વિષય સમાપ્ત કરીશું. તે લખેછે કે

"કેટલેક ઠેકાણે એવું જણાવવામાં આવેછે કે ચોક્સ સંજોગો વચ્ચે, એલ્યુમીન્યમ ધાતુ ઉપર જુદી જુદી જાતના ખાર, આસીડ વગેરેથી કેટલીક અસર થાયછે. એ બીનાથી એલ્યુમીન્યમ ધાતુનાં વાસણોનો ઉપયોગ કરવા ઇચ્છતાં ઘણા લોકો, તેનો લાભ લેતાં અટકી પડે, એ બનવાજોગ છે. ઉપલી જણાવેલી બીના કેટલે દરજ્જે ખરી છે તે તપાસી જોવાનો મને વખત મળ્યો નથી, પણ એ બીના મોટે ભાગે ખરી હોય એમ હું માની લઉંછું. પરંતુ એ ધાતુનાં વાસણોના સંબંધમાં જે બીના ઊપર હું લોકોનું વધુ લક્ષ ખેંચવા માગુંછું તે એ છે કે એ વાસણો ઉપર બાવરચીખાનાના સાધારણ વપરાસથી યાને તેમાં ખોરાક, પાણી વગેરે ભારી રાખવાથી અથવા એ વાસણોને ચુલા ઉપર મેલ્યાથી તેઓ ઉપર કાંઇ પણ માઠી અસર થતી નથી. એલ્યુમીન્યમ ધાતુનાં વાસણો કેટલાંક વરસ થયાં હું વાપરૂંછું અને તેઓમાંના કેટલાંકનો ઉપયોગ મારો બાવરચી પોતાને જેમ ગમે તેમ કરેછે, તેમ છતાં તેઓ હાલ અગાઊતાં જેવાંજ લાગેછે અને તેઓ ઉપર કાંઇ પણ અસર થયલી જણાતી નથી. એ વાસણોને દરરોજ રાખથી માંજીને ધોઇ નાખવામાં આવેછે અને તેઓ લોખંડ ઉપર ઇનેમલનું પડ ચડાવેલાં વાસણો કરતાં બહુ સદીયાતાં માલમ પડયાં છે. કેટલાંક લોકો એ વાસણોને ફક્ત માંજીને ધરાતાં નથી, પણ તેઓને ચળકતાં બનાવવાની ખાએસ રાખેછે. તેઓની એ ખાએસ પાર પાડવાનું કામ પણ બહુ સેહેલું છે, કારણ કે એ વાસણોને ફટકી વતી માંજયાથી તેઓ ઘણા ચકચકતાં બનેછે. આછી રીતે પાલીસ કરેલાં એલ્યુમીન્યમનાં વાસણો લાંબા વપરાસથી ઝાંખાં પડી જાયછે, પણ તેઓને ફટકી વતી માંજયાથી તેઓ તદન નવાં જેવાં ચકચકીત બનેછે. ફટકીને પાણીમાં પળાલવાની કાંઈ જરૂર નથી, પણ લુગડાંના એક ટુકડા ઉપર તેનો બારીક ભુકો મેલીને તે વતી વાસણોને ઘસયાથી તેઓ વધારે સફેદ તેમજ ચળકતાં બનેછે. એલ્યુમીન્યમ ધાતુનાં વાસણોના સંબંધમાં ફટકી વાપરવાની આ એક નવી તેમજ બહુ સસતી શોધ છે, અને તેથી એ ધાતુનાં વાસણોની એક મોટી ખામી દુર થઇછે. એલ્યુમીન્યમ ધાતુનાં જે વાસણો ઘણાં ખરાબ થઈ ગયાં હોય તે વાસણોને સાફ કરવાની રીત એ છે કે પેહલાં તેઓને તેલ તથા બારીક પાલીસનાં કાગલ વતી અને તે પછી ફટકીના ભુકા વતી ઘસવાં.

"એલ્યુમીન્યમનાં વાસણો, પીતળનાં વાસણોની પેઠે, લાંબા વપરાસથી ઘસાઇ જાયછે કે નહી, એવો ઘણેક ઠેકાણેથી સવાલ પુછવામાં આવેછે, પણ એ સવાલનો જવાબ આપવાને હજી અમને પુરતો વખ્ત મળ્યો નથી. તોપણ એ ધાતુનાં એક વાસણને ચરખ ઊપર ચઢાવીને તથા ચરખને જોરમાં ફેરવીને એલ્યુમીન્યમ ઉપર એ ઘસાડાની કેવી અસર થાયછે તે અમોએ તપાસી જોયુંછે. અમારા અખતરા ઉપરથી અમને માલુમ પડયુંછે કે એલ્યુમીન્યમ ધાતુ પીતળ કરતાં વધુ વખત ઘસાડા સામે ટકી શકેછે, જેથી હું કાંઇ પણ આંચકી વગર કહી શકુંછું કે જો એકસરખી જાડાઇનાં પીતળ તથા એલ્યુમીન્યમનાં બે વાસણો એકજ વખ્તે વાપરવાં શરૂ કર્યાં હોય, તો એલ્યુમીન્યમનું વાસણ પીતળનાં વાસણ કરતાં વધારે દિવસ નીભી શકશે. પાણી ભરીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા માટે એલ્યુમીન્યમના હાંડા, તામડી, વગેરે વાસણો, તેઓ વજનમાં હલકાં હોવાથી, બહુ ઉપયોગી

થઇ પડેછે, પણ કુવામાંથી પાણી કહાડવાના બાબમાં તેઓ એટલાં બધાં ઉપયોગી થઇ પડતાં નથી; કેમકે તેઓ વજનમાં હલકાં હોવાથી, સહેલાઇથી પાણીમાં ડુબી શકતાં નથી, જેથી પાણી કહાડવા માટે માટી વગેરેનાં બારી વાસણો તથાં પાણી એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા માટે એલ્યુમીનયમના હલકાં વાસણો વાપરવાં વધારે અનુકુલ થઇ પડશે."

---

## સખાવતના શાહ તે એ!

"અરેબ્યન ટેલ્સ" નાં નવાં દફતરમાં ઘણી-એક દિલકશ વાર્તાઓ છે, પણ તેઓમાં પાર્સીઓને ખાસ હર્ખાવે એવી પાંચ નાની નાની વાર્તાઓનો ઝુમખો વાંચવાજોગ છે. આ પુસ્તકની નુકતેચીની કરનારા ગૃહસ્થોએ પણ એ વાર્તાઓ વખાણીછે,.. અને કર્તા લખેછે કે એ વાર્તાઓ પાર્સીઓ મગરૂરી સાથ વાંચશે. કેમકે તેઓમાં જે બર્મેકી ખાનદાનની સખાવતોની સ્તુતિ ગાઇછે તે અસલ એક પાર્સી ખાનદાન હતું, એટલુંજ નહિ પણ ઇરાનમાં ઘણુંજ નામીસું અને પાદશાહી દરજાનું ખાનદાન હતું. એટલામાટે આ વાર્તાઓ સખાવતના બાબમાં પાર્સી કીર્તિને જેબ દેનારી છે. પાર્સી નામ સાથ સખાવત સદાની જોડાયલીછે, તે આજ કાલની નથી પણ સેંકડો વરસોથી છે, તે નીચલી વાર્તાઓ દર્શિત કરેછે. ઉપલાં બર્મેકી ખાનદાન બાબે અમે હવે પછી જાણવાજોગ વિગતોથી ભરેલા એક વિષય લખવા ધારિયે છિયે, પણ તે આગમજ એ ખાનદાનના સખી દિલગુર્દા અને જાહોજલાલીનું જોઇતું માન નીચલી વાર્તાઓ વાંચનારને પુરૂં પાડશે.

### ૧—વજીર જાફર અલ બર્મેકીનો સખી દિલગુર્દો.

એક દૂરનાં જંગલમાં વસનાર એક બીદાવી આરબ ખલીફ હારૂન અલ રશીદના વજીર જાઅફર અલ બર્મેકી પાસે દર સાલ એક ગજલ તેની તારીફમાં બનાવી લાવતો, અને તે નજર કરવાનાં ઇનામ દાખલ તેને સોનાના ૧૦૦૦ સિક્કા મલતા હતા. આ ઇનામ લઇને તે આરબ તેના મેહેલમાંથી પાછો ફરતો હતો, અને તેમાંથી આખું વરસ પોતાનાં કુટુંબનો ખર્ચ ચલાવતો હતો. એક દિન પોતાના શિરસ્તા મુજબ આરબ ગજલ જોડીને વજીરને માટે લાવ્યો, ત્યારે તેને ખબર મળી કે તે ભલા વજીરને તો ખલીફે ફાંસી દઇ મારી નખાવ્યો છે. આ ઉપરથી પેલો આરબ ફાંસીની જગાએ ગયો અને ત્યાં પોતાની સવારીનાં ઉંટને બેસાડીને પોકેપોક રડયો, અને બહુ આંસુ પાડયાં. પછી તે જે નવી ગજલ બનાવી લાવ્યો હતો તે ગાઇ અને શેવટે ત્યાંજ ઉંઘી ગયો.

ઉંઘમાં પેલા આરબે એક ખ્વાબ દીઠાં, અને તેમાં તેણે વજીર જાઅફરને જોયો. જાઅફરે તેને આમ કહ્યું કે " તું બહુ તસ્દી ઉંચાને આવ્યો ખરો, પણ તેં મને આ હાલતમાં જોયોછે. તોપણ ફિકર નહિ. તું બસરા ખાતે જા, અને ફલાંના ચીના ધણી વિશે પુછપરછ કર. એ ધણી ત્યાંનો એક વેપારી છે, જેને જઇને એમ કહે કે જાઅફર અલ બર્મેકીએ તેને સલામ કહેવાડી છે અને કહ્યું છે કે પેલી સિંગની નિશાનીથી તું મને ૧૦૦૦ સોનાના સિક્કા આપ."

જયારે પેલો બીદાવી આરબ ઉંઘમાંથી જાગી ઉઠયો ત્યારે તે બસરા ખાતે ગયો અને પેલા સોદાગર માટે તલાસ કરવા લાગ્યો. જ્યારે તે તેને મલ્યો ત્યારે જાઅફરે પોતાને ખ્વાબમાં જે કંઇ કહ્યું હતું તેથી તેને વાકેફ કીધો. આ સાંભળીને પેલો સોદાગર બહુ ડરયો અને એટલીબધી આતમ કીધી કે ગોયા તેનો જાન તેનાં બદનમાંથી નિકળી ગયો. પછી તેણે પેલા આરબને ઇજતથી આવકાર દીધો, પોતે તેની પાસે બેઠો, અને તેનો ફેરો દરેક રીતે સફળ થાય એમ તેને ખુશ કીધો. તે

આરબની તેણે અચ્છી રીતે પરોણાચાકરી કીધી, અને તે ત્યાં ત્રણ દિવસ સુધી રહ્યો. જ્યારે તેણે પાછો ફરવાની રજા માંગી ત્યારે પેલા સોદાગરે તેને ૧૫૦૦ સોનાના સિક્કા ગણી આપ્યા. અને કહ્યું કે "આમાંના એક હજાર તો તને આપવાનો મને હુકમ થયો તે છે, અને બાકીના પાનસો તો મારા તરફની તને ભેટ છે. તને દર સાલ ૧૦૦૦ સોનાના સિક્કા મલ્યા કરશે."

જતી વેળા બીદવીએ તે સોદાગરને કહ્યું કે "હું તને અલ્લાહના કસમ આપીને પુછું છું કે પેલી સિંગની વાત તું મને કહે, કે આ ખ્વાબનો ભેદ હું મુળ પાયેથી જાણી શકું." આ ઉપરથી તે સોદાગરે આ મુજબનો ખુલાસો કીધો:—

"મારી કારકિર્દીની શરૂઆતમાં હું બહુ મુફલિસ હાલતમાં હતો, અને બગદાદના મહોલ્લાઓમાં ગરમ સિંગ વેચતો ફરતો હતો. તે વેપારીજ હું મારૂં ગુજરાન ચલાવતો હતો. એક દહાડે દિવસ બહુ થંડો હતો અને વર્શાદ પડતો હતો તે વેળાં મારાં શરીરની સંભાળ માટે પુરતાં વસ્ત્ર વિના હું તાડમાં થથરતો અને વર્શાદમાં ભિંગાતો એવી તો કંગાળ હાલતમાં સિંગ વેચતો ભટકતો હતો કે તે બાબેનો જ્યારેબી વિચાર કરૂં છું ત્યારે મને ધ્રુજરાં છુટે છે."

"હવે તેજ દિને જાઅફર મહોલ્લાને મથાળે એક ઉલામાં બેસી તમાશો જોતો હતો. તેની જોડે તેના ખાસ નોકરો અને નાજનીનો હતી. તેની નજર મારા ઉપર પડી અને મારી હાલત જોઇને તેને દયા આવી. તેણે મને બોલાવવા પોતાનાં એક ખિદમતગારને મોકલ્યો, જે મને તેની આગળ લઇ ગયો. જ્યારે તેણે મને જોયો ત્યારે બોલ્યો કે 'તારી કને સિંગ છે તે મારા નોકરોને વેચાતી આપ.' આ ઉપરથી હું તેમને મારી કને માપ હતું તે ભરીને ગણી આપવા લાગ્યો. જે જે નોકર મારી સિંગ વેચાતી લીધેલી તે દરેકે તેનાં દામ દાખલ મારૂં માપ ભરીને મને સોનાના સિક્કા આપ્યા. મારી કને જેટલી સિંગ હતી તે સઘળી ખલાસ થઇ ત્યાંસુધી આમ થયા કીધું. પછી મારી ટોપલીમાં કંઇ બાકી રહ્યું નહિ.

"હવે મેં મને મળેલા સિક્કા ભેગાં કીધા. જે વેળા જાઅફરે મને પુછ્યું કે 'હજુ બીજી સિંગ બાકી રહી છે કે?' મેં કહ્યું કે 'મને ખબર નથી.' પછી મારી ટોપલીમાં તપાસ કરતાં તેમાંથી મને એક સિંગ મળી આવી. જાઅફરે તે લીધી અને તેનાં બે ફાડયાં કીધાં. એક ભાગ તેણે પોતે રાખ્યો, અને બીજો પોતાની એક ઓરતને આપતાં પુછ્યું કે 'આ અર્ધી સિંગ તું કેટલી કીમતે ખરીદ કરશે'? તેણીએ જવાબ દીધો કે 'જેટલું સોનું ભેગું થયું છે તેથી બેવડે દામે.'

"આ સાંભળીને હું તો સુનો સાવજ બની ગયો અને મનથી બોલ્યો કે 'એમ બનેજ નહિ.' પણ હું આમ વિચાર કરતો હતો એટલામાં શું બન્યું તે જુઓ. પેલી નાજનીને પોતાની એક લોંડીને ફરમાવ્યાથી તેણી મારી કને સોનું હતું તેથી બેવડો જથો લઇ આવી. પછી જાઅફરે મને કહ્યું કે 'આ અર્ધી સિંગનું દામ તારી કને હાલ જેટલું સોનું જમા થયું છે તેથી બેવડી રકમે ખરીદ કરીશ. એ તારી સિંગનું દામ છે તે તું લે.' આમ કહીને તેણે પોતાના એક નોકરને હુકમ આપ્યાથી તેણે સઘળું સોનું ભેગું કીધું અને તે મારી ટોપલીમાં મુક્યું. હું તે માથે ઉઠાવીને ત્યાંથી ચાલતો થયો.

"એ પછી હું બસરા ખાતે આવ્યો અને મને મળેલાં નાણાં વડે વેપાર ચલાવ્યો, જેની બરકતથી અલ્લાહતાલાએ મને પુષ્કળ દોલતની નવાજેશ કીધી. એટલામાટે અલ્લાહની હું વખાણ કરૂં છું અને ઉપકાર માનું છું. હવે જો હું તને જાઅફરના સખી દિલગુર્દાને લીધે મને મળેલી દોલતમાંથી દર સાલ એક એક હજાર સોનાના સિક્કા આપું તો તેથી મને શી ખોટ જવાની છે?"

## ૨—દુશ્મનને દોસ્ત ગણનારો સખી મર્દ.

યાહિયા ઇબ્ને ખાલિદ, જે પોતાની સખાવતથી બગદાદમાં મશહુર હતો તેની અને

અબ્દલ્લા ઇબ્ન મલિક અલ ખુઝાઇ વચ્ચે છુપી દુશ્મની હતી. એ દુશ્મની તેઓમાંનો એકપણ જણ ખુલ્લી બતાવતો ન હતો. એ દુશ્મનીનું કારણ એ હતું કે ખલીફ હારૂન અર રશીદ મલિકના બેટા અબ્દલ્લાને બહુજ ચહાતો હતો, અને તે ઉપરથી ખાલિદનો બેટો યાહિયા અને તેના બેટાઓને એમ કહેવાનું કારણ મળ્યું હતું કે અબ્દલ્લાએ ખલીફ ઉપર જાદુઈ ચલાવીછે. એ પ્રમાણે પોતાનાં દિલમાં એકેક તરફના તિરસ્કાર બતાવવાનું તેઓએ લાંબી મુદત સુધી ચાલુ રાખ્યું.

એવું બન્યું કે ખલીફે અબ્દલ્લા ઇબ્ન મલિકને અર્મીન્યાની હાકમી બક્ષી અને તેને ત્યાં મોકલ્યો. ત્યાં તેના ઠરીઠામ થયા પછી એક બહુજ કેળવાયલો, ખબરદાર અને ચાલાક ધણી કે જે એરાકનો રહેવાસી હતો, તે તેને આવી મળ્યો. આ કેળવાયલો ખબરદાર માણસ પૈસાની બહુ તંગીમાં હતો; તેની દોલત ઘસડાઇ ગઈ હતી, અને તેની આબાદાની નાશ પામી હતી, એટલામાટે તેણે યાહિયા ઇબ્ન ખાલિદનાં નામથી અબ્દલ્લા ઇબ્ન મલિક જોગો એક પત્ર બનાવટથી ઉભો કીધો, અને તે લઇને અર્મીન્યા ખાતે તેને મળવા આવ્યો. મેહેલના દરવાજા આગળ આવીને તેણે એક અમલદારને પેલો અબ્દલ્લા જોગો પત્ર હવાલે કીધો, જે તેણે પોતાના હાકમને લઈ જઇ આપ્યો. અબ્દલ્લાએ તે ઉઘેડીને વાંચ્યો, અને વિચાર કરતાં તેણે જાણી લીધું કે આ રૂકો બનાવટભરેલો છે. તેણે પેલા માણસને પોતાની નજદીક હાજર કરવાનો હુકમ આપ્યો જેણે હાજર થઇને હાકમને દુવા દીધી, અને તેની તથા તેની દરબારની તારીફ કીધી. અબ્દલ્લાએ તેને કહ્યું કે "આટલી લાંબી મંજલ કાપીને એક બનાવટ ભરેલો પત્ર મારી પાસે લાવવાની તને કેમ લાલચ થઈ? પણ હિમત રાખ; તને હું નાસિપાસ કરવા નથી માંગતો."

પેલો માણસ બોલ્યો કે "ખોદાતાલા વઝીરને લાંબી જીંદગી બક્ષો! જો મારા આવ્યાથી તને કંટાળો છુટતો હોય તો મને પાછો હાંકી કહાડવા માટે તું બહાનાં ના શોધ. ખાલિદના બેટા યાહિયા તરફથી હું જે કાગજ લાવ્યોછું તે ખરો છે, બનાવટ ભરેલો નથી."

અબ્દલ્લાએ કહ્યું કે "હું બગદાદ ખાતેના મારા આડતિયા ઉપર લખીને જે કાગજ તું લાવ્યો છે તે બાબે તપાસ કરવાને તેને ફરમાવીશ; અને જો આ રૂકો બનાવટભરેલો નહિ પણ ખરોજ સાબેત થશે તો હું તને મારા મુલકના એક જીલ્લાનો હાકમ બનાવીશ, અથવા જો તને બક્ષેશ જોઇતી હશે તો રૂપાંના ૨૦૦૦૦૦ સિક્કા, મોટી કીમતના ઉત્તમ ઘોડા અને ઉંઠ અને એક કીમતી ખેલાઅત બક્ષીશ કરીશ; પણ જો આ રૂકો બનાવટ ભરેલો સાબેત થશે તો લાકડી વડે તને ૨૦૦ ફટકા બાંધી મારવા તથા તારી દહાડી બોડી નાખવાનો હું તેને હુકમ લખુંછું." પછી અબ્દલ્લાએ પેલા માણસને દીવાનખાનાંમાં લઇ જવા ફરમાવ્યું અને તેના મુકદમાની તપાસ થાય ત્યાંસુધી તેને જોઇતી ચીજો પુરી પાડવાનો હુકમ આપ્યો. એ બાદ તેણે બગદાદ ખાતેના પોતાના આડતિયા ઉપર એક પત્ર લખ્યો, જેમાં એવી મજમુન લખી કે—

"મારી પાસે એક ધણી એક રૂકો લઇને આવ્યોછે, જે કહેછે કે ખાલિદના બેટા યાહિયાએ તે મોકલાવ્યોછે. પણ મને લાગેછે કે એવું કાગજ તે લખે નહિ. એટલામાટે તું એ વિશે ખબર કહાડજે, અને આ રૂકો યાહિયાએજ લખ્યોછે કે કોઇ બીજાએ તે તું જાતે જઇને તપાસ કરી નકી કરજે અને મારા ઉપર ઉતાવળો જવાબ મોકલજે, કે જે ઉપરથી આ કાગળની સચાઇ જુઠાઇ વિષે જાણવામાં આવે."

જ્યારે આ રૂકો બગદાદ ખાતે આડતિયાને મળ્યો ત્યારે તે જલદીથી સવાર થઇને યાહિયા ઇબ્ન ખાલિદનાં મકાન તરફ ચાલ્યો. એ વેળા તે પોતાના રમુજી દોસ્તો સાથ બેઠેલો હતો, અને તેની હજુરમાં મુખ્ય ખિદમતગારો હતા. આડતિયાએ તેને સલામ કીધી અને પેલો અબ્દલ્લા તરફથી આવેલો રૂકો રજુ કીધો. યાહિયાએ તે વાંચ્યો અને પછી તેને કહ્યું કે "તમે કાલે પાછા આવજો, હું તમને જવાબ લખી આપીશ."

આડતિયાના ગયા પછી પોતાના સોહબતીઓ તરફ ફરીને યાહિયાએ પુછ્યું કે "એક ધણી મારે નામે ખોટો રૂકો બનાવી કાહડે અને તે મારા દુસ્મન પાસે લઈ જાય તો તેને કેવો નતીજો મળવો જોઇયે ? તે સોહબતીઓએ પોતપોતાનો વિચાર આપ્યા, અને તેમાં દરેક જણે પેલા ધણીને કંઇને કંઈ સજા કરવાનું સુચવ્યું. પણ યાહિયાએ તેઓને કહ્યુ કે "તમો સઘળા ભૂલ કરોછો. તમો પેલા ધણીને સજા કરવાની જે સલાહ મને આપોછો તે ઉપરથી તમારાં મનની હલકાઈ અને નબળાઈ દેખાઇ આવેછે. ઇમાનદારોના પાદશાહ નામદાર ખલીફની અબ્દલ્લા ઉપર કેવી ભારી મેહરબાનગી છે તે તો તમો સઘળાઓ જાણોછો, અને મારી તથા અબ્દલ્લાની વચે જે દુસ્મની અને બોફ છે તેબી તમો જાણોછો. હવે અલ્લાહ (જેનાં નામની જીયાદતી હોજો !) તેણે આ ખોટો કાગજ બનાવનાર ધણીને અમો વચે દોસ્તી કરાવવાનો એક ઇલાજ બતાવ્યોછે, તે માટે તેણે તેને લાયક ગણ્યોછે, અને અમારાં દિલમાંથી દુસ્મનીનો આતશ બુઝાવી નાખવા માટે તેને પસંદ કીધોછે, કે જે દુસ્મની આજ, વીશ વરસો થયાં વધતીજ ગઇછે. હવે એ ધણીના વચે પડયાથી અમારા મામલાનો સમાધાનીથી નિવેડો આવશે. હવે આ ધણીએ જે કંઈ મારે નામે લખ્યુછે તે ખરૂં પાડવાની અને તેની હાલતમાં સુધારો કરી અપાવવાની મારી ફરજ છે, એટલામાટે હું તેના લાભમાં એક રૂકો અબ્દલ્લા ઇબ્ન મલિક અલ ખુઝાઇ ઉપર એવો લખીશ કે જે ઉપરથી તે તે આદમી સાથે વધારે ઇજ્જતથી વર્તે, અને તેનો મરતબો વધારવા તથા તેને માન આપવાનું ચાલુ રાખે."

જ્યારે પેલા ખાસ સોહબતીઓએ યાહિયાને મોહોડેથી આ સઘળા સખુનો સાંભળ્યા ત્યારે તેઓએ તેને આશિષ દીધા અને તેની સખાવત તથા ભારી મેહેરબાનગી જોઈ અસરત થયા. પછી યાહિયાએ કાગજ તથા ખડિયો કલમ મંગાવીને અબ્દલ્લા ઇબ્ન મલિક ઉપર પોતાને હાથે નીચલી મતલબનો એક પત્ર લખ્યો :—

"દયાવંત દાતાર અને માયાળુ ખોદાતાલાનાં નામથી ! તારો રૂકો મને મલ્યોછે; અલ્લાહ તારી ઉમરની જીયાદતી કરે ! તે પત્ર મેં વાંચ્યોછે. તને સલામત જોઇ ખુશી થયોછું. તું સુખમાં તથા આબાદ હાલતમાં છે એમ સાંભળીને હું મગ્ન છું. તું એમ ધારેછે કે પેલા ખાનદાની ધણીએ મારે નામનો એક પત્ર બનાવટથી ઉભો કીધોછે, અને તે કંઇ મારો લખેલો નથી. પણ ખરેખર જોતાં એમ નથી: કેમકે તે રૂકો બનાવટનો નથી, પણ મેં પોતે લખ્યોછે; અને હું ઊમેદ રાખુંછું કે તું તારા સખી દિલશુદાંથી અને મેહરબાનગીથી અને ભલા ખવાસથી પેલા નિકપટ અને સખી માણસની ઉમેદ અને ઇછા બર લાવશે, અને તેની લાયકી મુજબની તેને ઇજત આપશે, તેની ખાહેશ બર આવે એમ કરશે, અને તારી ભરપુર મેહરબાનગી અને માયા તેના ઉપર ખાસ ઉતારશે. તેને માટે તું જેબી કંઇ કરશે તે મારે માટે કીધેલું હું ગણીશ, અને તે માટે હું તારો ઊપકારી થઇશ."

એ પછી આ કાગજ ઉપર તેણે સરનામું લખ્યું અને તેને બંધ કરીને પેલો આડતિયો બીજે દિને આવ્યો તેને આપ્યું, અને આડતિયાએ તે અબ્દલ્લા ઉપર મોકળી આપ્યું, જેણે જ્યારે તે વાંચ્યું ત્યારે તેમાંની મતલબથી ખુશ થયો. પછી પેલા માણસને પોતાની નજદીક બોલાવીને તેણે કહ્યું કે "મેં તને કબૂલત આપી હતી તેમાંની જેબી બક્ષેશ તને પસંદ પડતી થઇ પડશે તે હું તને આપીશ; માટે કહે કે તને હાકમી જોઇયેછે કે ઇનામ ?"

પેલા માણસે કહ્યું કે "મને ઇનામ સિવાય બીજું કંઇ પસંદ નથી."

આ ઉપરથી અબ્દલ્લાએ હુકમ કરીને તે ધણીને બે લાખ રૂપાંના સિક્કા, પાંચ રેશમી સાઝ સાથના તથા પાંચ જવેરાતથી મઢેલાં જીન સાથના એવા દશ આરબી ઘોડા, (કે જેવા

ઘોડા પાદશાહી સવારીઓ વેળાજ વપરાય છે,) કીમતી કાપડની વીશ પેટીઓ, કીમતી ઝવેરાત સાથના દશ ગુલામ ઘોડેસ્વારો બક્ષ્યા. એ ઉપરાંત વળી તેણે તેને ઉંચો સરપાવ આપ્યો, અને તે પહેરાવી ભપકાદાર બનાવીને બગદાદ ખાતે મોકલી આપ્યો.

પેલા ભાગ્યશાળી ધણી જ્યારે બગદાદ ખાતે આવી પુગ્યો ત્યારે તે પોતાનાં કુટુંબને જઈ મળવા આગમજ યાહિયાના મેહેલ તરફ ચાલ્યો અને તેની મુલાકાત લેવાની પરવાનગી માગી. દરવાને જઈને યાહિયાને ખબર આપી કે "આપણા દરવાજા આગળ એક આબરૂદાર દેખાવનો, અને ખુબસુર્ત ચેહરાનો તથા ભપકાદાર લેબાસનો ધણી કેટલાક ખિદમતગારો સાથ આવી ઉભોછે અને તારી મુલાકાતની ખાહેશ રાખેછે."

યાહિયાએ રજા આપવાથી પેલો ધણી દીવાનખાનાંમાં દાખલ થયો, અને જમીનને બોસ્સો દીધો.

યાહિયાએ પુછ્યું કે "તમે કોણ છો ?"

પેલા માણસે જવાબ દીધો કે "અએ સાહેબ, હું તે ધણી છું કે જે નસીબદેવીના જુલમાતથી મરી ગયો હતો પણ તેં મને આફતોની કબરમાંથી પાછો જીવતો કીધોછે, અને મારી ખાહેશોનાં બેહેસ્તમાં મને ચહડાવ્યોછે. હું તે ધણી છું કે જેણે તારે નામનું એક પત્ર બનાવ્યું હતું, અને તે અબ્દલ્લા ઇબ્ન મલિક કને લઈ ગયો હતો."

"અબ્દલ્લાએ તને શું કહ્યું ? તને તેણે શું આપ્યું ?" યાહિયાએ પુછ્યું,

"તારાં મોટાં દિલ અને સખી દીલગુર્દાથી ઉપજતા ફાયદા તેણે મને બક્ષ્યાછે," પેલાએ જવાબ દીધો. "તેણે મને દોલતમંદ બનાવ્યોછે, અને મારા ઉપર ખાસ મેહેરબાનગી કરીને મને નવાજી નાખ્યોછે. તેની સઘળી બક્ષીશો અને ઇનામો હું સાથે લાવ્યોછું. તારા દરવાજા આગળ તે સઘળું છે, હવે તારે ગમે તેમ તેનો તું નિકાળ કર."

"જે કામ મેં તારે માટે કીધુંછે તેના કરતાં જે કામ તેં મારે માટે બજાવ્યુંછે તે બેહતર છે. મારી તરફના મોટાં ઉપકાર અને ભારી સખાવતને તું લાયક છે. કાંએકે મારી અને તે મોટા દરજ્જાના સાહેબની વચે જે દુશ્મની હતી તેને તેં દિલોજાનીભરેલી મોહબત અને મિત્રાચારીમાં બદલી નાખીછે. એટલામાટે અબ્દલ્લાએ તને જે કંઇ આપ્યું છે તેને મળતુંજ મારેબી તને આપવું."

આમ કહીને યાહિયાએ પોતાનાં માણસોને ફરમાવ્યું કે આ ધણીને અબ્દલ્લાએ જેટલી કપડાંની પેટીઓ, નાણું અને ઘોડા વગેરે બક્ષ્યું હોય તેટલું બીજું આપવું. આથી પેલો આદમી અસલ જેવી આબાદ હાલતમાં હતો તેવો તે આ બે સખી દિલગુર્દાના, સાહેબોની મેહેરબાનગીથી પાછો આબાદ થયો.

---

**તબીબો શું કહેછે ?**—તબીબો પોતાના અનુભવ ઉપરથી જણાવેછે કે જેમ જેમ દુનિયા જુની થતી જાયછે તેમ તેમ તે સુધરતી અને મોજીલી બનતી જાયછે, અને તેમ તેમ માણસો વધારે ગાંડા બનતા જાયછે. આગળાં વરસો કરતાં હાલ ઘેલાંપણું ઘણું વધી ગયુંછે, અને તે સુધરેલી મોજીલી રીતભાતનું પરિણામછે.

વળી તબીબો એમબી કેહેછે કે સંધિવા સર્દ કરતાં ગરમ રૂતુમાં વધારે જોર પકડેછે.

આંખનો વૈદો જણાવેછે કે દર પંદર માણસે એકજ માણસની આંખ દરેક રીતે તનદુરસ્ત હોયછે.

તબીબોનું એવું પણ કહેવું છે કે સ્ત્રી કરતાં પુરૂષોમાં અંધાપો વધારે જણાયછે.

ઘેલાપણું આધિથી ઉતરેછે; અને તબીબો જણાવેછે કે દુનિયાના સર્વ ઘેલાઓમાંનો ચોથો ભાગ આધિ ઉતરેલાં ઘેલાપણાના ભોગ છે.

તબીબો કહેછે કે બીમારીનું ઘણું સાધારણ કારણ ઝડપથી ખોરાક ખાઈ લેવાનું છે. તેઓ જણાવેછે કે એકશો બીમારે ૯૯ દર્દીઓ પા કલાકમાં ભોજન પુરૂં કરવા માટેની સજા તરીકે બીમાર પડેછે.

# વાઘ કેળવનાર એક બંગાળી.

એક બંગાળી ચોપાનિયામાં વાઘ કેળવનાર એક બંગાળી બાબુ સાથની મુલાકાતનો હેવાલ પ્રગટ થયોછે, જે દેશીઓની હિમત અને ચતુરાઈના અસાધારણ દાખલા તરીકે જાણવા જોગ થઈ પડશે.

બાબુ શીયામ કૃંત બાનરજી ઢાકાનો રહેવાસી છે. તે ૩૯ વરસની ઉમરનો એક જવાન શખ્સ છે. તે બંગાળ પ્રાંતનો રહેવાસી છે એવો ખ્યાલ મનમાં રાખતાં તે પોતાની ઉમર કરતાં પણ જવાન દેખાયછે. કેટલીક અહિં તહિંની વાતો પછી મેં વાઘ કેળવવાની બાબત આગળ ધરી. મી૦ બાનરજીએ કહ્યું કે:—"છેલાં દશ વરસ થયા હું વાઘ સાથે ખેલો કરતો આવ્યોછું. અગાઉથીજ વાઘ કેળવવાનો અભખરો હોવાથી હું કસરતબાજ અને કુસ્તી રમનાર બન્યો. કેટલોક વખ્ત લગણ મેં હિંદી સરકસનું કામ ચલાવ્યું. ઢાકા કૉલેજમાં કસરત કરતાં અને ઢાકાના દેશી કુસ્તી રમનારાઓથી કુસ્તી રમતાં શિખ્યો. હિંદી સરકસના મેનેજર તરીકે મેં સનમગંજ જે સીલ્હેટ પ્રગણામાં એક નાનું શેહર છે; તેની મુલાકાત લીધી. તે જગાના થોડાક ઉતરતી પંક્તિના મહોમેદનોએ એક ચિત્તાને પકડયો અને લોકોને તે દેખડાવીને પોતાનું ગુજરાણ કરવા લાગ્યા. મેં તે પ્રાણીને તપાસવા જવા અને જોવાને મનપર લીધું. તેને જોતાં વારજ પ્રાણીઓ કેળવવાનો અને જેમ યુરોપિયન સરકસવાળાઓ કરેછે તેમ પિંજરાંમાં તેની સાથે ખેલો કરવાનો વિચાર મારાં મનમાં આવ્યો. મેં તે ચિત્તાની કીમત આપવાની માગણી કીધી અને તેના ધણીઓ મને તે વેચવાને કબૂલ થવાથી મારી ઉપર તે મોકલી આવવામાં આવ્યો. મારા કબજામાં તે આવ્યા પછી ત્રીજે અથવા ચોથે દિવસે મેં તેના પિંજરાંમાં દાખલ થવાનું શરૂ કીધું. પેહલાં થોડાએક પ્રસંગોમાં તેણે મને એઓને મારવાને બળવાન કોશિશો કીધી, પણ તેના ગુસ્સો તૃપ્ત કરવાને મેં કંઈ પણ તક આપી નહિ."

મેં જાણવા માગ્યું કે "તમે તમારે પોતાને હાથે તે પ્રાણીને ખવાડતા હતા કે?"

"નહિ, કદી નહિ."

"ત્યારે તમે તે પ્રાણીને તમારા કબજામાં લાવવાને કેવી હિકમત ચલાવી?"

"એ સુવાલનો જવાબ આપવો મુશ્કેલ છે. હું માનુંછું કે આવાં ઝનુની અને લોહીના તરસ્યાં હેવાનો જેવાં કે વાઘ અથવા સિંહને તાબે કરવાની માણસમાં જે શક્તિ છે તે એક ખોદાઈ બક્ષેશ છે, દરેક જણ તે બક્ષેશ મેળવતો નથી, અને જેને તે મળતી નથી તે ગમે એટલી કોશિશ કરવા છતાં મેળવી શકતો નથી. તોપણ મારી પાસે એક છુપી કળા છે, તે કંઇજ નહિ પણ હિમત છે. જેને તમો ભય કહોછો તે મેં મારી જીંદગીમાં કદીબી જાણ્યું નથી. પહેલેજ દિવસે જ્યારે હું વાઘના પિંજરાંમાં દાખલ થયો ત્યારે મારૂં અંતકરણ ભયથી જરાકબી ધ્રુજયું નહિ. તે આ જાતની હિમત છે કે જે તમને ઝનુની હેવાનોને તાબે કરવાને શકતી આપેછે. જો વાઘની સામે ઉભા રહીને તમે ભયની જરાકબી નિશાણી બતાવશો તો ખચિત તે તમારી ઉપર ધસી આવશે. જ્યારે વાઘને હું ચાબુક વડી કેળવતો હતો. ત્યારે ભયને મારાં અંતકરણમાં કદી હું દાખલ થવા દેતો હતો નહિ. બે વરસ સુધી મારો પહેલો ચિત્તો મારી સાથે હતો, જે પછી તે મરી ગયો. સનમગંજના આ ચિત્તાનાં મરણ પછી થોડા દિવસમાં મેં બીજા બે ખરીદયા. મેં પહેલા ચિત્તાને તાબે કીધો તેના કરતાં થોડા વખ્તમાં આ મારા બીજા બેને કેળવી શકયો. તોપણ આમાંનો એક ટુંક વખ્તમાં મરણ પામ્યો, જેથી મેં ત્રણ વધારે ઉમરે પુગેલા ચિત્તાઓ ખરીદયા. ત્યાર પછી બંગાળનો પાદશાહી વાઘ, જે સુંદરબન ખાતે પકડાયો હતો, તેની સાથે લડવાની મેં હિંમત કીધી. ભાવલના રાજા રાજેંદ્ર નારાયણ રાયબહાદુરે એક મોટો બંગાળી વાઘ મને ભેટ આપ્યો. આ પ્રાણી

સાથે હું પટના ગયો. પટનાનો નવાબ બહાદુર મારા વાઘ સાથે મને રમતો જોવા આવ્યો. હું પિંજરાંમાંથી બહાર આવ્યો ત્યારે નવાબ બહાદુરે મારી નજદીક આવીને કહ્યું કેઃ—આ વાઘ સાથે ખેલ કરવાનું તમારે મનસે ઘણું સહેલું હોવું જોઇયે, કારણકે તમે તેને કેળવ્યોછે અને ઘણો ખરો પાળ્યો છે. જો તમે કોઇપણ વાઘ, જેને તમે કેળવ્યો નહિ હોય, તેની સાથે લડી શકો તો તમે તમારી હિમતનો અને કુવતનો ખચિત ઘણો સારો દેખાવ કરશો. ત્યાર પછી નવાબે પોતાની મોટી વાઘણ સાથે તેણીનાં પિંજરાંમાં લડવાનું મને નોતું દીધું. મેં જવાબ આપ્યો કે જ્યાંસુધી તે પ્રાણીને હું જોઉં નહિ ત્યાંસુધી તે નોતું કબૂલ રાખી શકતો નથી. બીજી સહવારે મેં નવાબની મુલાકાત લીધી અને તેણે મને પોતાનું શિકારખાનું બતાવ્યું. જેવી તે વાઘણ મને દેખાડવામાં આવી તેવુંજ મેં નવાબને કહ્યું કે તેણી સાથે હું ખેલ કરીશ. નવાબે પૂછ્યું કે 'આ પરાક્રમ કરવાને તમો ક્યારે તૈયાર થશો?' મેં જવાબ દીધો કે 'જો તમો નામદારની મરજી હોય તો આ પળેજ હું તૈયાર છું, પણ ઇનામ તરીકે હું વાઘણનીજ માગણી કરીશ.' તે જગાના લોકોમાં તે વિષે પુરતી રીતે જાહેરખબર માટે થોડો વખ્ત આપવો જોઇતો હતો, તેથી ચોથા દિન ઉપર તે ખેલ મુલતવી રાખવાની મેં માત્ર નવાબની રજા માંગી. નવાબ કબૂલ થયો. ઠરાવેલે દિવસે સરકસની છાવણી આતુર અને ઉત્કંઠિત જોનારાઓથી ઊભાઈ જતી હતી. લોકો ઘણા દૂરનાં મકો—જેવાંકે દીનાપોર—થી આવ્યાં હતાં. જ્યારે હું તે વાઘણના પિંજરાંમાં દાખલ થવા કરતો હતો ત્યારે નવાબ બહાદૂર મારી નજદીક આવ્યા અને કહ્યું કેઃ—'આ વગર કેળવાયલાં હેવાન સાથે લડાઇ કરવાનું સહાસ્ર માત્ર આથે ઉઠાવવાની વિલક્ષણ હિમત, જે તમે બતાવીછે તેને માટે હું આ વાઘણ તમને બક્ષીશ તરીકે આપવાને તૈયાર છું. તમને પિંજરાંમાં દાખલ થવાની ખરેખર ગરજ નથી! પણ, મેં નવાબની માયાળુ દરખાસ્તનો લાભ લેવાને ઠીક ધાર્યું નહિ, કારણ કે આ અસાધરણ ખેલ જોવાને તમાશગીરો આવ્યા હતા, તેઓને ઠગવામાં આવતા હતા, તેથી મેં મારો સખુન રાખ્યો, પિંજરાંમાં દાખલ થયો, વાઘણ સાથે ખેલો કીધા અને તે હેવાનથી કંઈ પણ ઇજા પામ્યા વગર ફત્તેહની ધામધુમ સાથ બહાર આવ્યો. નવાબ મારીપર એટલો તો ખુશ થયો હતો કે વાઘણની બક્ષીશમાં એક હજાર રૂપિયાની થેલી અને બે સુંદર અરબી ઘોડાઓનો તેણે ઉમેરો કીધો. હજુ સુધી તે વાઘણ, જેને મેં "બેગમ"નું નામ આપ્યું છે, કારણકે તે નવાબ તરફથી મને ભેટ મળી હતી, તે મારી પાસે છે."

"વાઘો સાથની તમારી ઘણીક લડાઇઓમાં કદી તમે પોતાને મોટાં ભયમાં આવી પડેલા દીઠા હતા?"

"હા, વાઘો મળતાવડો સ્વભાવ ધરાવવાને આશીર્વાદ મેળવેલા હોતા નથી. નજીવાં કારણો તેમને ખરાબ સ્વભાવમાં બદલી નાખેછે. રમતાં અને કુદતાં, વાઘ તરતના ગુસ્સાની નિશાનીઓ એકાએક બતાવેછે અને તમને ભેંચીને મારવાની ગોઠવણ કરેછે. જો તમો તેજ પળે પાછાં પગળાં ભરોછો, તો મોતની શિક્ષાને પાત્ર થાઓછો. એક પ્રસંગે મારૂં માથું વાઘનાં મોહોડાંમાં આવેલું મને માલમ પડ્યું, જેમાંથી ઘણીખરી અશકત હાલતે મારા હાથોથી તે વાઘનાં જડબાંઓ જુદાં કરીને મેં મારી મેળે બહાર કાહાડ્યું. તે વખ્તે માત્ર જરાકજ મને ભેંચીને તેણે માર્યો હતો. ઘણી વખ્ત, મેં મોટા વાઘોથી માર ખાધોછે. હુગલીમાં ખેલો કરતો હતો તે વખ્તે એક વાઘ મારી છાતી ઉપર ચઢી બેઠો હતો. આ ઉપરથી થોડાક યુરોપિયન ગૃહસ્થો જેઓ હાજર હતા તેઓ તે જગ્યા છોડી ગયા, જ્યારે થોડીક બાનુઓ બેભાન થઇ હતી. મારાં માણસો ગભરાટમાં પડયાં અને તે પ્રાણીને મારી નાખવાને બંદુક સાથે આવ્યાં. આવી કંઈ પણ ચીજ કરવાને મેં તેઓને મના કીધા, પણ ગોસની એક આખી ટાંગ લાવવાને કહ્યું: મને જવા

દેવાને આ લાલચે પણ તે વાંધને મોહ પમાડયો નહિ. પણ થોડાક વખત પછી તે લલચાયો અને ગોસની ટાંગપર તેણે ટરાપ મારી. "તરતજ હું ઉભો થઇને પિંજરામાંથી બહાર આવ્યો."

"શું તમે તમારો ગરકસ પાછો કરવાને ધારણા રાખોછો?"

"નહિ. પણ થોડાક ખેલો કરતા વાઘો અને સિંહો સાથે યુરોપ તરફ જવાની ખાહેશ રાખુંછું. હમણાજ કેટલાક યુરોપિયનો બે મોટા આફ્રિકન સિંહો પોતા સાથે કલકતામાં લાવ્યાછે. તે જોડીના તેઓ રૂ૩૦૦૦ માગેછે. જો કોઈ શખ્સ સિંહોની આ જોડીની ભેટ કરવાને મને વચન આપે તો પિંજરામાં તેઓ સાથે લડવાને હું તૈયાર છું. પણ આવી રીતે મને ઉત્તેજન આપે એવા કોઈ શખ્સને હું જોતો નથી."

"મારા સાંભળવામાં આવ્યું છે કે તમે તમારી છાતી ઉપર ભારી પથરો મુકીને તેના કટકે કટકા કરોછો. તે વિષે મને તમે સઘળું કહેશો?"

"કુચીનાના રાજાએ એક વખતે મારી રૂબરૂ કહ્યું કે બંગાળીઓ જે ચીજોમાં ચતુરાઈ અથવા માત્ર હિમત દેખાડવી પડતી હોય તેમાંથી બીજી જાતિના લોકોને હરાવી શકેછે, પણ વિલક્ષણ અંગની કસરતોમાં લાયક હોતા નથી. ત્યાર પછી રાજાએ કહ્યું કે "એક હિંદુસ્તાની કુસ્તી ખેલનાર મારી નોકરીમાં હતો, જે ત્રણ મણના બોજનો એક પથર પોતાની છાતી ઉપર મુકીને ભાંગી શકતો હતો! મેં રાજાને જણાવ્યું કે સેહલાઇથી હું તેમ પ્રમાણે કરી શકું છું, અને મેં મારૂં વચન રાખ્યું. છ મણના બોજનો એક પથર મારી છાતી ઉપર મુકવામાં આવ્યો હતો અને તેને ભાંગીને કટકે કટકા કીધા હતા. હમણાં હું દશ મણના બોજના પથરો મારી છાતી ઉપર મુકીને ભાંગવા દઉંછું." (અહીં સવાલ પુછનાર જણાવેછે કે મેં પોતે ચઉદ અથવા પંદર માણસના ટોળાંને અગ્યાર મણના બોજનો એક પથર ઉપાડીને બાબુ શીયામ કંતની છાતી ઉપર મુકતાં અને મજબૂત બાંધાના બે માણસોને મોટા હથોડા વતી ભાજતા જોયાછે.)

"ખાવાની તમારી મુખ્ય ચીજો શી છે?"

"હું દરરોજ દોઢ શેર માંસ, બાફેલા ચોખાનો થોડાક જથો, અને વળી થોડાંક ઇંડાં ખાઉંછું."

"કોઈ પણ કેફી વસ્તુ લેવાની તમોને ટેવ છે કે?"

"નહિ, મુદ્દલ નહિ. ચા અને કાફી પણ હું લેતો નથી. જેઓ સારી તંદુરસ્તી રાખવા માગતા હોય તેઓને તે ઝેર સમાન છે."

દો. પા. દે.

---

# એક પારસી બાળ કવિ.

પ્રખ્યાત ઇંગ્રેજ કવિ એલેકઝાંડર પોપ પોતાને માટે લખી ગયેછે કે "મને નાનપણથી કવિતા જોડવાનો શોક હતો; હું કશી મહેનત વિના કાવ્ય બોલતો અને કવિતા પોતાની મેળે મારાં મગજમાં પેદા થઇ મારાં મહોડાં વાટે બહાર નિકળી પડતી હતી." પોપને માટે કહેછે કે તે ૧૧ વરસની વયથી કવિતા બનાવી જાણતો હતો. કાગળનો એક ટુકડો મળ્યો કે તે ઉપર તે પોતાની લીટીઓ ઉતારી લેતો હતો, અને આસપાસનાઓ આગળ તે વાંચી બતાવી તેમને ખુશ કરતો હતો. એજ કિસમનો એક બાળ કવિ ગુજરાતમાં શ્રી દમણ શેહેરમાં જન્મ પામેલો જાહેર થયોછે. વધારે ખુશહાલીની બિના એ છે કે તે એક પારસી કવિ છે. તેણે ક્યારથી, યાને પોતાની કેટલી નાની ઉમરથી કવિતા રચવા માંડી તે અમે જાણતા નથી; પણ "માસિક મજાહ" ના કવિ અધિપતિ મી० દાદી તારાપોરવાળાએ જે કંઇ જાહેર કર્યુંછે તે ઉપરથી અમે જોઇયે છિયે કે તેનું વય હાલ ૧૬ વરસનું છે, અને એ ઉમરે તે સારી કવિતા રચી જાણેછે. આ પારસી કવિ અરદેશર

કરામજી ખબરદાર નામનો છે, અને એ બાળકના બનાવેલા જે નમુનાઓ અમે જોયાછે તે ઉપરથી તે ગુજરાતી પિંગળથીજ નહિ પણ કવિતાના અવશ્ય શણગારોથી ખબરદારજ દિસેછે. નીચે તેનાં રચેલાં કાવ્યના અમે જે નમુનાઓ ઉતારી લીધાછે તે ઉપરથી વાંચનારને આ પાર્સી કવિની ખબરદારીનું સારૂં જ્ઞાન થયા વિના નહિ રહેશે. મી૦ દાદી જોડે મી૦ ખબરદારને સવાલ જવાબો થયાછે; એટલેજે "દિલજાન"ના તખલ્લુસથી જાણીતા થયલા વડા કવિએ પુછેલા પ્રશ્નોના નાના કવિ ખબરદારે ખબરદારીભરેલા ઉત્તરો આપ્યાછે. આ સઘળા પ્રશ્નોત્તર "દોહરા"ના સાધારણ અને સરળ વજનમાં રચાયલાછે, જેમાંથી જોવાનું એટલુંજ છે કે સામાન્ય વાંચનારને સમજવે કઠણ એવા સવાલો બરાબર સમજી લઇને તેમના કેવા ચતુરાઇભરેલા જવાબો આપવામાં આવ્યાછે. આ દીબાચો વધારે નહિ લંબાવતાં અમે ઉપલી પ્રશ્નોત્તરમાળા "માસિક મજાહ" ઉપરથી હેઠળ સદાબરી ઉતારી લઇયે છિયે.

## (દોહરા.)

પ્રશ્ન.

નર શાથી નિંદાય છે?—ત્રિયા તણું શું તેજ?
કોણ જગત જસ લોગવે?—શું નહિ શીટે રેજ?

ઉત્તર.

દુર્ગુણથી દુનિયા વિષે, નર નિશ્ચય નિંદાય;
પાળે પતિવ્રત શિળ ગ્રહી. એ સ્ત્રી તેજ મનાય.
સમય સાચવી કામ લે, જશ જગમાં લે તેજ;
ટેવ પડી પ્રખ્યાત તે, કદી ન શીટે રેજ.

પ્રશ્ન.

થાય સફળ ભવ શા થકી?—પામે કોણ પ્રકાશ?
સંત સદા શું સાચવે?—પ્રેમીને શી પ્યાસ?

ઉત્તર.

સત્કર્મે ભવ છે સફળ, પામે સત્ય પ્રકાશ;
સંત સદા સત સાચવી, મુખે ધરે હરિ વાસ.
પ્રેમી નિજ પ્રિયવિણ ઉરે, રહે સદાય ઉદાસ;
તલપે પ્રિયની ભેટ થકિ, પ્રેમીની એ પ્યાસ.

પ્રશ્ન.

ધીર તજે ધનવાન તો?—કાયરનું શું કામ?
વડું સર્વથી વિશ્વમાં?—નિશ્ચળ કોનું નામ?

ઉત્તર.

ધીર તજે ધનવાન તો, ધિક તેનું ધન નામ;
ધીર મુકી પાછો પડે, એ કાયરનું કામ.
વડું વિશ્વમાં તો સદા, લોભી ગણશે દામ;
વડું સર્વથી વિશ્વમાં, નિશ્ચળ પ્રભુનું નામ.

પ્રશ્ન.

પ્રેમ અખંડીત કોણનો?—કોનું મન મસતાન?
જતાં રહે શું જગતથી?—કોણ ન ભૂલે માન?

ઉત્તર.

પ્રેમ અખંડિત ઇશનો, સૌપર એક સમાન;
મૂરખ ને અભિમાનિનું, જાણો મન મસ્તાન,
માયા સર્વ વિનાશિ છે, જગથી જાય નિદાન;
મન જેનું અતિ પુષ્પ છે, તે નહિ ભૂલે ભાન.

પ્રશ્ન.

માયા મારે કોણને?—કોણ ભોગવે દોર?
કોણ લજાવે માત કુખ?—કોનુ ઘર છે ઘોર?

ઉત્તર.

માયા મારે મૂર્ખને, રંક ભોગવે દોર;
કપુત લજાવે માત કુખ, કુસંપિ ઘર છે ઘોર

પ્રશ્ન.

જરાહિણ કોની જીંદગી?—શું જીવતા નહિ જાય?
કઠ્ઠી માયા કોણની?—કોણ ન પરવશ થાય?

ઉત્તર.

વ્યસની વ્યભિચારી તથા, જુગારિ જાઠો હોય;
જરાહિણ તેની જીંદગી, જરૂર સૌ જન જોય.
જિવતાં કો દિન જન તણો, જાતિ સ્વભાવ ન જાય;
ઘરનો ઘાટ કુંભારનો, મરડયો નહિ મરડાય.
કઠ્ઠી માયા કાળની, કદી ન પાછો જાય;
શૂર પરાક્રમિ કોઇને, પરવશ તો નવ થાય.

પ્રશ્ન.

નડે કોણ નિર્દોષને?—નર કેરૂં શું નૂર?
ભૂપતિ કેમ ભલો ઠરે?—પ્રેમ કોણનો પૂર?

ઉત્તર.

નિર્લજ જન નિર્દોષને, નડવામાં ચકચૂર;
સત્ય સદાચરણી રહે, તે નર કેરૂં નૂર.
ભૂમિ વિષે શુભ ન્યાયથી, ભૂપતિ ભલો ભણાય;
ઇશ્ક પ્રેમથી પૂર પણ, માત પ્રેમ પુર થાય.

પ્રશ્ન.

કોણ શરણ સંતોષને?—કોણ ધરે નવ ધીર?
શોભે કોણ સભા વિષે?—કોણ વિશ્વમાં વીર?

ઉત્તર.

જ્ઞાનિ શરણ સંતોષને, સદા ધરે મન સધીર;
કાયર નર ને બાવરો, લેશ ધરે નવ ધીર.

શોભે સદા સભાવિષે, જ્ઞાનિ પ્રમુખ નિરધાર;
કવિ કોવિદ ને સજ્જનો, દિપે સભામાં સાર.
કામ ક્રોધ મદ લોભ ને, ઇર્ષા શત્રુ ગણાય;
જેણે એ વશ રાખિયાં, તે સત વીર મનાય.

પ્રશ્ન.

ગણિયે ગમાર કોણને?—જડે ન કોની જોડ?
અબળાનું અભિમાન શું?—કવિજનનો શો કોડ?

ઉત્તર.

કરે વિચાર ન આજનો, ભવિષ્યપર આધાર;
હાથે આવી તક ખુવે, પછિ પસ્તાય અપાર.
અંધ બને જાણ્યા છતાં, અંતે થાય ખુવાર;
વ્યસની જુગારી બને, ગણિયે એજ ગમાર.
જડે કદી નહિ જગવિષે, જોડ હરિની જાણ;
ઉદાર ઉજળો સર્વથી, ફરે સૃષ્ટિમાં આણ.
હોય ભલી રૂપવંતિ ને, પતિ જેનો વિદ્વાન;
સંપે પાળે ધર્મ એ, અબળાનું અભિમાન.
સત્ય બોધ આપે સદા, ખરી બતાવી ખોડ;
શુદ્ધ પંથ દુનિયા પળે, કવિજનનો એ કોડ.

પ્રશ્ન.

શું વ્હાલું રણધીરને?—નેક તણી શી નેમ?
પંડિત શું પૂછે નહિ?—પરગજુ કોનો પ્રેમ?

ઉત્તર.

નામ પ્રિય રણધીરને, નિશ્ચે હોય વિશેષ;
ભલે જાય નિજ જીવ પણ, હઠે નહિ લવલેશ.
સદાચરણિ જનપર સદા, પૂર વસાવે પ્રેમ;
ગુણિજન નામ વધારવું, નેક તણી એ નેમ.
મન ભેદ પૂછે નહિ, પંડિત જન સાક્ષાત;
પરમારથી પુરુષ તણો, પરગજુ પ્રેમ ચાખાત.

પ્રશ્ન.

કોણ ભલો ભવ ભોગવે?—કોણ લજાવે કૂળ?
કહિ જન્તુનીનું ધન જિવન?—કોણ પાપનું મૂળ?

ઉત્તર.

જ્ઞાની સત્ય જનો વળી, જેને સગુણી નાર;
સંપે વસે સજોડ જે, કલેશ નહિ કો વાર.
સપૂતનાં શુભ કર્મથી, સુખમાં રાચે સાર;
એજ ભલો ભવ ભોગવે, સુખી રહે આ ઠાર.

વડીલનાં શુભ નામને કુકર્મથી દઇ ધૂળ;
શીર કલંક ચઢાવિ ને, કપુત લજાવે કૂળ.
સપુત થઇ સગુણી દિલે, દીપે સત્ય દુકૂળ;
એનિ જન્તુનિનું ધન જિવન, લોભ પાપનું મૂળ.

પ્રશ્ન.

ઘટે ન ગૌરવ કોણનું?—સરસ કોણનો સંગ?
કોની પ્રતિમાં પુજ્ય છે?—કોની આશા ભંગ?

ઉત્તર.

ચતુર-જ્ઞાનિ ને શુરનું ઘટે ન ગૌરવ અંગ;
સંત તથા શુભ કાવ્યનો, સરસ ગણાયજ સંગ.
પ્રતિમા ધરમી પુરૂષની, પૂજ્ય ગણાય નિદાન;
ઇશ્વરની લીલા વિષે, જેનું તન મન ધ્યાન.
મૂર્ખ ચહે રસ કાવ્યનો, કાયર જિતવા જંગ;
ઠગ ખળ સુજન ગણાવવા, એની આશા ભંગ.

પ્રશ્ન.

શું સાચું સંસારમાં?—દિલ કોનું દરિયાવ?
બેઅકલી શાથી બળે?—ચઢે કોણનો ભાવ?

ઉત્તર.

જગ માયા સૌ જૂઠ છે, જૂઠો સૌ દેખાવ;
સાચું હરિનું નામ સ્થિર, ઉદાર દિલ દરિયાવ.
સજન તણું શુભ દેખિને, બેઅકલી બળનાર;
ચઢે ભાવ બહુ તેહનો, જેની અછત અપાર.

પ્રશ્ન.

ભોગી ભમરો ક્યાં ભમે?—મળે કોણને માન?
શા શા લાભ સુસંગથી?—કયો દુખી દિલજાન?

ઉત્તર.

ભમરો ભોગી પુષ્પનો, ભમી કરે રસપાન;
જગહિતકાર શૂરવિરને, મળે મહીમાં માન.
સત્સંગે જન જશ વધે, સર્વ કરે સત્કાર;
તે દુખિયો દિલજાન છે, પરહિત પર બળનાર.

પ્રશ્ન.

હૈયે હેત વશાવિને, પૂછું એક સવાલ;
બાલક-કવિ મુજ કોમનાં, સત્ય કોણનું વ્હાલ?

ઉત્તર.

મુજ મતિસમ ઉત્તર દિધા, કવિ નથિ છું હું બાળ
સુણો મિત્ર દિલજાન હાં, સત્ય માતનું વ્હાલ.

---

**હબસી કાળો ક્યારે થાય?**—ડૉ૦ ફેરાબેરી નામે એક તબીબે પોતાના જાતી અનુભવ ઉપરથી એવું જાહેર કીધુંછે કે હબસી બાળકો કાંઇ જન્મથીજ કાળાં હોતાં નથી પણ ઉમરે પુગ્યા, પછીજ તેઓની ચામડી કાળો રંગ પકડેછે. જન્મ વેળા આ બાળક એક યુરોપિયન બાળકના જેવાજ કીરમજી રંગનું હોય છે; પછી તે જાંબુડો રંગ પકડેછે; પંદરમે દિને તે ચૉકલેટ રંગનું બનેછે, અને પછી આસ્તે આસ્તે ચામડીનો રંગ બદલાઇને વયે પુગ્યા પછી તે પોતાનાં માતપિતા જેવા રંગનું બનેછે.

# વિવિધ વિષયો.

## અજાયબ જેવી અમેરિકન નાળિયેરી.

ક્યુબાનો ટાપુ ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચે આવેલા કેરીબિયન સમુદ્રમાં આવેલોછે, અને આજ સુધી તે સ્પેનને તાબે હતો; પણ ગયાજ માસમાં અમેરિકા સાથની સ્પેનની લડાઇમાં તેણે તે ખોઇ દીધોછે. એ ટાપુ ઘણો ફળદ્રુપ છે; જમીન માતબર છે એટલુંજ નહિ પણ આબોહવાબી ઘણીજ સારી છે. કુદ્રતની ગોયા બાર હાથની મેહેરબાની તેના ઉપર છે. ત્યાં વળી જાતજાતનાં નવાઇ સરખાં મોટાં ઝાડોની પણ એવી બક્ષેશ થયલીછે કે ખેડુતની મેહેનત વિના કુદ્રત પોતેજ રહેવાસીને જોઇતી ઘણીએક જીનસો પુરી પાડેછે.

આ નવાઇ જેવાં ઝાડોમાં સૌથી પહેલો દરજ્જો તાડમહાડની જાતનાં ઝાડ ભોગવેછે, જેમની ક્યુબામાં એક બે નહિ પણ ૨૬ જુદી જુદી જાતો છે. એ ઝાડો રહેવાસીઓને છાપરો, ખોરાક અને જીંદગી પુરી પાડેછે. આ ૨૬ કિસમનાં ઝાડોમાં સૌથી ખુબસુરત અને સૌથી કીમતી 'પાદશાહી મહાડ'ને નામે ઓળખાયછે. આપણી નાળિયેરીઓની માફક તે ઉંચું સીધું ઉગેછે. તેનું થડ છેક મથાળાં સુધી છોલી કાઢયું હોય તેવું સફાઇદાર હોયછે, અને મથાળે એક જબરદસ્ત ફુલ ખીલી નિકળ્યું હોય તેમ તેનાં લાબાં પાંદડાંઓના ડાળીઓ ચોતરફ ગોળાકારમાં વિષ્પરાયલી જણાયછે. ત્યાં એ ઝાડ અજાયબી જેવું ગણાયછે, તો જોકે તે ત્યાં બહુ સાધારણ છે. તે ખેતરોમાં, બાગોમાં, જંગલોમાં અને જ્યાં ગમે ત્યાં ઉગેછે. તે ખીણમાં તેમજ પહાડ ઉપર પણ ઉગેછે, અને જ્યારે મેદાનમાં અંખ્યાબંધ ઉગેછે ત્યારે તેની ઘટા ઘણીજ સરસ લાગેછે.

આ ઝાડ આશીર્વાદ પામેલું ગણાયછે, કેમકે તેના દરેક ભાગમાંથી માણસજાતને ઉપયોગી થઇ પડે એવું કાંઇને કાંઇ મળી આવેછે. તેનાં મુળિયાં દવાનાં કામમાં આવેછે; તેનાં થડની છાલ હોતી નથી અને આપણા તાડમહાડની પેઠે તે વચેથી શાખાવાળી હોયછે; પણ બાહારનો ભાગ કાચ જેવો કઠણ હોવાથી ત્યાંથી તેનાં પાટિયાં પાડીને તેમનાં બાંકો, ટેબલ અને બીજો ઘરને ખરનો સામાન બનાવવામાં આવેછે. આમાંથી વળી નેતર જેવી લાકડીઓ ઘડી કાઢવામાં આવેછે, જેઓ રોગાન લગાડવાથી બહુ શોભેછે. પાંદડાંઓ થડને મથાળે વચોવચમાંથી એક ફણગાની માફક ફુટી નિકળેછે, અને પછી એક ડાળીનું રૂપ લેછે. જેમ જેમ નવા ફણગા ફુટતા જાયછે તેમ તેમ છેક નીચેની ડાળીઓ ઘરડી થઇ તુટી પડેછે, અને તે છાપરાં છાવા, યા ટોપળીઓ બનાવવા વગેરેનાં કામમાં આવેછે. આપણી નાળિયેરીનાં પાંદડાંમાં ને આમાં ફર્ક એટલો છે કે ડાળી કાપીને તેને પાણીમાં ભિંગવ્યા પછી પાંદડાંને જેમ વાળિયે તેમ વળેછે, અને વળી અખંડ હોવાથી કેળનાં પાંદડાં મિસાલ ભોજન મુકી જમવાનાં કામમાં પણ આવી શકેછે. ક્યુબન ખેડુતો આ નરમ કીધેલાં પાંદડાંઓને એક છેડેથી ગોળ પિંડામાં વાળીને પછી તેની બાલદી બનાવેછે અને તેમાં પાણી ભરેછે, એટલુંજ નહિ પણ તેમાં દુધ, ચર્બી, માખણ, ઇંડાં અથવા ગમે તે વસ્તુ ભરી શકેછે. એ બાલદી આ રીતે મુકવા, રાંધવાનાં વાસણોની ગરજ સારેછે એટલુંજ નહિ, પણ જરૂરને વખ્તે તેને ચુલે ચઢાવી તેમાં ખોરાક પણ પકાવી શકાયછે! પાંદડાં અને ડાળીમાંનાં કુદ્રતી પાણીને લીધે તે બળી જતું નથી; એટલુંજ નહિ પણ તેમાં પકાવવા મુકેલાં ખાણાંમાં નિમક નાખવાની પણ જરૂર પડતી નથી; કેમકે ઝાડમાંનું નિમક તેની ખુટ પુરી પાડેછે! વળી એમબી કહેછે કે ઉપર મુજબ બનાવેલી પાંદડાંની બાલદીઓમાંથી નિમક પેદા કરવામાં આવેછે, અને એવી ૧૨ બાલદીઓ હોયતો એક રતલ નિમક નિકળી શકેછે!

આપણી નાળિયેરી યા તાડની માફક આ ઝાડ ઉપરથી નાળિયેર યા તરફડાં જેવાં ફળો

મળતાં નથી, પણ જે ભાગમાંથી નવાં પાંદડાંઓનો પીલો ફુટેછે તે ભાગ બહુજ નરમ માવા જેવો હોયછે, અને તે છેક ઉંડાણ સુધી પુગેલો હોયછે. આ માવો સ્વાદિષ્ટ હોયછે. તેને કાચો ખાધો હોય યા તરકારી દાખલ પકાવીને ઉપયોગમાં લીધો હોયતો એકસરખો ઉપયોગી થઈ પડેછે. વળી શાકર નાખીને તેનો મુરબ્બો પણ બનાવવામાં આવેછે.

## આતશ ઊપર ચાલનારા લોકો.

અસલના જમાનામાં તકસીર-સાબેત યા નાસાબેત ગણવા માટે તોહમતદારોને આતશમાં ચલાવવામાં આવતા હતા. હજરત જરતોશ્તના જમાનામાં એવો રેવાજ હોય એમ તે સાહેબની ગાથાવાણી ઉપરથી ઇશારો મળેછે. નીચલા હેવાલ ઉપરથી વાંચનાર જોશે કે આતશ ઉપર ચલાવ્યાથી ખરા તકસીરવાર પકડાય એમ સાબેત થતું નથી. ફીજીના ટાપુઓમાં રહેનારા લોકોમાં આતશ ઉપર ચાલવાની એક જાતની ક્રિયા જાણીતીછે, પણ હવે રફતે રફતે એ ક્રિયા કરનારાઓ બહુ ઓછા થતા જાયછે. ન્યુ ઝીલાંડ ખાતેના બે યુરોપિયન તબીબો ડૉ૦ હૉકન અને ડૉ૦ કૉલ્ફહૉન થોડીક મુદતે ઉપર ફીજી તરફ ગયા હશે ત્યાં તેમના જોવામાં ઊપલી ક્રિયા આવી હતી. આ ક્રિયા હવે જવલેજ થાયછે, અને તે કરવાનું કામ માત્ર એકજ કુટુંબના હાથમાં સચવાઈ રહેલુંછે. ફીજી ટાપુઓનું મુખ્ય શેહેર સુવા નામનું છે, જયાંથી ૨૦ મૈલ ઉપર આવેલા એક નાના બેટમાં તે કુટુંબ વસેછે, જેના બેટાબેટીઓ તદન નગ્ન હાલતમાં ઊઘાડે પગે આતશથી બળીને ગર્માગરમ થઈ ગયલા એક ગંજાવર ભઠીની પથરની ફરસબંદી ઉપર બેધડક ચાલી જાયછે. ઊપલા તબીબોએ ભઠીની ગર્મી માપવાની તજવીજ કરી જોઈ, પણ જયારે પારાની શીશીને ભઠીના આતશથી પાંચ ફીટ ઉંચી પકડી રાખીને તપાસી જોયું કે પારો કયાં ચઢેછે, તો તેઓને તત્કાળ જણાયું કે શીશીની સાંધ જે વસ્તુઓથી પુરેલી હતી તે ધાતુ પીગળી જતી હતી! એ વેળાએ પારો ૨૮૨ ડીગ્રી બતાવતો હતો, જે ઉપરથી ડૉ૦ હૉકને અનુમાન કીધું કે ભઠીની આસપાસના ગર્મીથી સફેદ થઇ ગયલા પથરોની ગર્મી ૪૦૦ ડીગ્રી કરતાં પણ વધુ હતી. આમ નકી કીધા પછી એવી કકડતી ગર્મીવાળી જગા ઉપર ચાલનાર સાત નગ્ન રહેવાસીઓ દોડી આવ્યા, અને એકની પુઠે બીજો એમ એક પછી એક જાણે કાંઈ હોયજ નહિ તેમ બેદરકારીથી ધીમે ધીમે હિંડવા લાગ્યા. તેઓએ ભઠીની આસપાસનું ચક્ર પુરૂં કીધું, અને ત્યારબાદ આડા અને ઉભા ચાલ્યા. આ પછી એક જાતનાં ઝાડનો મોટો ઢગ ભઠીમાં નાખ્યો, જેમાંથી નિકળતા ધુમાડા અને વરાળ છતાં પેલા સાત દેશીઓ તે ઢગળા ઉપર બેઠા અને ઉભા રહ્યા. આ ક્રિયા આગમજ ઉપલા તબીબોએ પેલા ચાલનારાઓનાં પગનાં તળિયાં તથા શરીરની ચામડીની તપાસ લીધી હતી, પણ તે ઉપર કશી વસ્તુ લગાડેલી ન હતી. ચાલવાની ક્રિયા પુરી થયા બાદ તેમને ફરીથી તપાસી જોતાં તેમની ચામડી ઉપર છાગડા ઉઠેલા જણાયા નહિ. પગનાં તળિયાંની ચામડી કંઇ ઘણી જાડી પણ હતી નહિ. તેઓને ચાલવાથી કશું દુખ થયું નહિ. તેમજ તેમની નાડ પણ જેવી હતી તેવીજ સલામત જણાઇ. આમ હોવાથી તેમના ઊપર આવા ઢગઢગતા આતશથી કશી પણ માઠી અસર કાં નહિ થઇ તેનો વિદ્યાને આધારે કશો પણ ખોલાસો ઉપલા તબીબો આપી શકતા નથી.

## દુનિયામાં સર્વથી થંડો મુલક.

સૈબીરિયા દેશમાં વર્ખોજાન્સ્ક નામે એક કસ્બો છે, જે ઉગમણે ૧૩૩°૫૧ અક્ષાંશ ઉપર, અને ઊતરે ૬૭°૩૪ રેખાંશ ઉપર આવેલો છે, ત્યાં જેટલી થંડી પડેછે એટલી પૃથવીના બીજા કોઈ પણ ભાગ ખાતે પડેલી નોધાઇ નથી. ત્યાં ઘણામાં ઘણી થંડી ફેહરનહેટ થર્મોમીટર—૯૦ ડીગ્રી જેટલી પડેછે. જાન્યુઆરી માસમાં સરાસરી—૪૮ ડીગ્રી જેટલી તે રહેછે. અને તોપણ ત્યાં જાકુટ અને લામટ જાતનાં ૧૦૫૦૦૦ લોકો વસેછે. ઉનાળામાં ૮૬ ડીગ્રી સુધી પારો ચઢેછે, પણ દિવસે જ્યારે એટલી ગર્મી પડેછે ત્યારે રાત્રે એટલી થંડી પડેછે કે પારો બંધાઇ જાયછે. મોસમની આખરીએ જબરદસ્ત વર્ષાદ પડેછે, ગંજાવર રેલો આવેછે, અને ખેતીનું કામ બંધ પડી જાયછે. ત્યાં વનસ્પતિનું લગભગ નામ નથી. ઝાડો તો જણાતાંજ નથી, પણ લીલાં બહોળાં મેદાનો નજર આવેછે. લોકો રૂવાંવાળાં પ્રાણીઓનો શિકાર કરેછે, માછલી મારેછે, અને ઢોર તથા રેનડિયર ઉછેરેછે. આઠ ગાયો હોય તો એક

કુટુંબનું ગુજરાણ ચાલેછે; કેમકે ગાય ઢોર કદે બહુ ઠિંગણાં હોયછે, જેથી ઉનાળામાં ચાર ગાય વિના દુધ પુરૂં પડતું નથી. દુધ તેઓનો મુખ્ય ખોરાક છે, તો જોકે તેઓ કોઇ કોઇ વાર સસલાં મારી ખાયછે. પણ ત્યાંનાં એ જાનવરોનું ગોસ્ત સ્વાદદાર ગણાતું નથી. ઘરો લાકડાં અને મટોડાંનાં હોયછે, જેમાં ઓરડા ઓરડી જેવું કાંઇ હોતુંજ નથી, તેથી માણસો અને ઢોરો સઘાં સાથેજ વસેછે તોપણ માતબર લોકો આછી તજુમસથી વસે એક પ્રજા દાખલ આ લોકો ઘણા બાહદુર અ પરોણા ચાકરી કરનારાં છે. જમવા ખાવા તથા જાહેર જશનો જેવા હિંગામો ઉપર સર્વને મની લાયક જગાએજ બેસાડવાને આલોકો બ કાળજી રાખેછે, અને ઉમરે યા દરજ્જે નાં માણસને પોતાના વડાનો હક લુટવા દેતા નથ

## શેત્રંજની બાજી ૩૩૨ મી.

કાળાં.



સફેદ.

પ્રથમ સફેદની ચાલણ છે અને કાળાંની બાજે હાથે માઆત કે

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

શેત્રંજની બાજી ૩૩૧ મી.

૧—૪૭ મેં ઘરના ઘોડાને ૬૨ મે ઘર બેસો;

૪૫ મે ઘરનો ઘોડો તેને મારી લેશે;

૨—૧૮ મે ઘરનાં વજીરથી ૧૯ મે ઘરનો ઘોડો

મારી શેહ અને માઆત.

મુંબઇ, દફતર આશકારા કેરોસીન ઑઇલ ધનજીન પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ

કીંમત વરસ ૧ ના રૂ૩)—દેસાવરવાળા પાસેથી પોસ્ટેજ સાથે રૂ૩ાા≈.

પુસ્તક ૨૮ મું. અંક ૧૧ મો.

# નૂરેએલમ.

નવેમ્બર ૧૮૯૮.




સૂરજ ઉગતો દેખિને નાસે રજની દૂર,
નાસે રાત અજ્ઞાનની દેખી એલમ નૂર.

# સાંકળિયું.



# નૂરે એલમ.

નવેમ્બર ૧૮૯૮.

## ગુલાંનો ગુલામ:

અથવા

## ભાવપ્રા અને બેવપ્રા.

(પારસી સંસારની એક નીતિબોધક વારતા.)

### પ્રકરણ ૪૦ મું.

### બાંવફા તરફની બેવફાઇનો બદલો.

એક બદફેલ, બદહવસી ગધેડાને તેની કરણી મુજબ સજા આપીને જમાદારે હવે બીજી તરફ નજર દોડાવી. એક બીજા વધારે નાપાક ગધેડાને સજા કરવાને તેનો પિત્તો ઉશ્કેરાયો. તે હવે ચાનજીની શોધમાં નિકળ્યો.

જોકે ગુલાંએ તેને કહ્યું હતું કે ચાનજી તો બાબુને બંગલે ઝકલેનો ગયેલો હતો, તોપણ તેજ વખતે જમાદારે એ વાતમાં સચાઈ જોઇ ન હતી. અને જ્યારે બંગલે તેણે બાબુ સિવાય બીજા કોઇને દીઠો નહિ ત્યારે તેનો શક મજબૂત થયો. તે ચોરોને પકડનાર બહાદર મુસલમીન તરત ચેટી ગયો કે બાબુની દગાબાજીમાં ગુનાંના નીચ બાવંદની સામેલગીરી હોવીજ જોઇયે.

એટલા માટે જમાદાર એ બેવફા, બદકેરદારે બદમાશની શોધમાં નિકળ્યો. ચાનજીનાં ભરાઇ બેસવાનાં સર્વ બાંગાં તેને ખબર હતાં પણ એ સર્વ ઠેકાણે શોધ કર્યા છતાં તે નીચ માણસનો પત્તો મળી શક્યો નહિ. પરપુછ કરતાં એક બોળપાણવાળી સ્ત્રીથી જમદારને ચાનજીની શરતનાં મેદાનમાં થએલી બેહજતીની ખબર પડી, તેમજ તે વેળાની તેની સાથવાળી ગુણકાનાં હાથ ઉપર તે જખમી થયો હતો તેની પણ બાતમી મળી. આ કીમતી ખબરને આધારે ફતેહઅલી પેલી ગુણકાને ઘર ગયો, અને ત્યાં તેણે ચાનજીને પાનસોપારી ખાઇ મોઢું લાલ કરી બારી આગળ ઉભેલો દીઠો.

ફતેહઅલીને ચાનજી મરણ પામેલો માનતો ન હતો. તેને આવતો જોતાંજ તે બીધો, અને ઓરડામાં મોઢુ ખેંચી લઇ કેયે ભરાઇ જવાની તદબીર કરવા લાગ્યો. ગુણકાને તેનાં આ કામનો ભેદ માલુમ પડે તે આગમજતો જમાદાર ઓરડીમાં દાખલ થયો. તેને જોઇ ચાનજી ફીકો પડી ગયો.

"ઓહો, કેમ છો, ચાનજી શેઠ!" આમ બોલીને જમાદારે પોતાનો હાથ લાંબો કીધો.

ચાનજી સમજયો કે જમાદાર આજે ખુશ મિજાજમાં છે અને મારી જોડ હાથ સાથ હાથ મેળવવાની કૃપા કરેછે. એટલામાટે તેણે શેકહેંડ માટે પોતાનો હાથ તેને આપતી વેળા જવાબ દીધો કે "હું તમારી કોણી છેઉં, જમાદાર સાહેબ!"

આમ બોલીને ચાનજીએ હવે પોતાનો હાથ પાછો ખેંચી લેવા માંગ્યો, પણ ફતેહઅલીએ તે એટલો તો મજબૂત ઝાલી રાખેલો હતો કે ચાનજી તે છોડી શક્યો નહિ. છોડવવાને બદલે તે તો જોરથી ચીસ ... કેમકે પાછીથી

ભીંજેલું લુગડું મુઠીમાં પકડીને જેમ નીચોવી નાખે તેમ જમાદારે ચાનજીનાં આગળાં એવા જોરથી દાબ્યાં કે ગોયા તેમાંથી તરત લોહી નિકળી પડે. ચાનજીનાં આગળાં દબાયા જોડે વળી મંડાવા લાગ્યાં; એકેક ઉપર ચઢી ગયાં; અને એક લોખંડની ચપરાસમાં આવી ગયાં હોય તેમ ઘુંઘાવા લાગ્યાં. લોખંડની "બીનાડી" અથવા છટકાંના બંને બાજુના દાંતાઓની વચ્ચે ઉંદરજી આવી ગયા પછી જેમ ચીચીના પોકાર ઉઠાવે તેમ હવે ચાનજી પોકાર મારવા લાગ્યો. તેણે આંગળીએ વીંટીઓ ધાલેલી હતી. એઓમાંની એક પતળી હતી તે તો ચાનજીનાં માસમાં પેશી ગઇ અને બીજી એક તો ભાંગી ગઇ.

આ સઘળાં દબાણથી ચાનજી પોકાર મારે તેમાં નવાઇ નથી. તે રડવા, ચીસ પાડવા અને પોકાર મારવા લાગ્યો. તેણે એટલું તો ગોખ્યારૂં કરી મેલ્યું કે ગુણકાબી કંટાળી ગઇ. તેણી જમાદારને પિછાનતી ન હતી, માટે તેને જોઇને પ્રથમ તો તેણી નાખુશ થઇ, અને ચાનજી ઉપર પડતાં વિટંબણાથી તેણી ગુસ્સે ભરાઇ. તેણીએ પોકાર મારવા માટે ચાનજીને ઠપકો દીધો, અને પછી પોલિસને બોલાવવા થકી માણસ દોડાવવાની તજવીજ કીધી. તેણી જમાદાર તરફ ડોળા કકડાવી તેને કંઇ ગાળગેલ કરવા જતી હતી, પણ એટલાંમાં ફતેહઅલીએ તેણીને છાણી રાખી.

"બાઇ, ખબરદાર જો એકબી બોલ આડા અવળો બોલ્યાંછો, તો! તમારાબી એવાજ હાલ નહિ થાય તેની સાવચેતીમાં રહેજો. તમે પોલિસને બોલાવવાની તકલીફ મા લેશે; કેમકે પોલિસ અતરે હાજર છેજ. હું પોતેજ પોલિસ છું. આ સરકારના ગુનેહગારને તમારાં મકાનમાં છુપાવી રાખવામાં તમે પોતેબી ગુનાહ કીધેલોછે, જેનો જવાબ હવે પછી તમારી કનેથી લેવામાં આવશે. પણ સૌથી પેહલાં તો આ તમારા મનમોહન મેસુલા સોહબતીને તમારી પાસેથી ખેંસી લઇ જવાની મને ફરજ પડેછે તે માફ ... પણ જો આ ચાબુક વડે એ ઘોડને અહીં ... સજા કરવાની તમે મને પરવાનગી આપશો તો વળી એવણ કેદખાને સખ્ત મજુરી કરવા જતા બચી જાય ખરા. હું ધારૂં છું—નહિ, મને ઉમેદ છે—કે તમે મને સજા કરવા દેશોજ."

આમ બોલીને જમાદારે ચાનજીને પકડયો, અને પછી તેના ઉપર ચાબકનો માર વર્ષાવવા માંડયો. ચાનજીના પોકારોનું હવે પુછવુંજ શું! તેનાં શરીર ઉપર સળ ઉઠયા. અને પોતે તેના બંને હાથો પકડયા હતા તે એક જબરા આંચકા સમેત જમાદારે છોડી દીધા, અને પેલો બદબખ્ત ગધેડો મોટા ધબકારા સાથ જમીન ઉપર પડયો.

"બાઇ, મેં ફરીથી વિચાર કીધોછે. મને લાગેછે કે આજે મારે એને અહીંથી લઇ જવો નથી. સહવાર સુધી એને અહીંજ રાખજો. બીજે દિને એણે ઉઠીને પોતાને ઘરે જવું, અને પોતાની ઓરતને ખબર આપવી કે "હું તો બાપુ મેજીસ્ટ્રેટ મી૦ બાનરજીને બંગલેજ હતો, જ્યાં તેણી નહિ આવી તેથી મેં ગઇ રાત ત્યાંજ ગુજારી હતી."

"શું આપ જમાદાર ફતેહઅલી છો? અરે મારા સાહેબ, કેટલા રોજની મેં આપતા દીદારની ઉમેદવાર છઉં. મેને સુણાથાજ કે આપ બહુત૦ ખુબસુર્ત હો." પેલી ગુણકાએ હવે જમાદારને છાપરે ચઢાવવા માંડયા, જેવણ પોતે પોતાની તારીફ સાંભળવા અને જરા તારીફ કરવાને નાખુશ ન હતા, તેથી બોલ્યા કે—

"અલબત, મેં ધુપમેં સાંવળા હો ગયા ઇસિ આગુતો મેં ખુબસુર્ત જવાન થાજ. મગર એઇબાત સચ હય કે ઘોડકી શરતમેં આપ મેરે એ રકીબકી સાત (ચાનજીને બતાવીને) ગયેથે? અબ ચાનજી શેઠ મેરે. ખુટાકુ સબ કયરેસે અછા બનાવેગા, દરમયાન આપ મુજે સબ કિસ્સેસે વાકફ નહિ કરોગે? મેં સરકારમેં એસી બાત નહિ કરંગા કે આપકે મકાનમેં ચાનજી નઉંકા તકસીરવાર છુપાયા હય."

ચાનજીને ફરીથી કેહવાની અગત્ય ન હતી, માટે તે ઝટ ભોંયપરથી ઉઠયો, અને પોતાનું

ફમાલ વડે જમાદારનાં કાદવ તથા ધૂળથી ખરડાયલાં બુટો સાફ કરવા મંડી ગયો. ગુણકાએ ઘોડદોડની શરતં વેળા બનેલા બનાવથી આ કામને દરમયાન જમાદારને વાકેફ કીધો. આ હકીકત સાંભળતી વેળા જમાદારે હુક્કો પીવામાં અને તેજ વેળા વળી ગુણકાએ મંગાવી રજુ કરેલા ખીરની પેટ પુરી કરવામાં વખ્ત ગુજાર્યો.

ઉપલા બનાવો પછી થોડાક દિવસો વહી ગયા, અને ધદને દિને જમાદાર ફતેહઅલી સકીના જોડે શાદીના ગાંઠથી જોડાયો.

આ બનાવની બાદમાં જમાદારે પોલિસ-ખાતાંની પોતાની નોકરી છોડી. પોતે સારી પેઠે નાણું ભેગું કરેલું હોવાથી હવે તેને નોકરીની હાજત રહી નહિ. તેણે ગાડી ઘોડા ભાડે આપવાનો તબેલો ઉઘાડયો, અને વળી ઑસ્ટ્રેલિયાના ઘોડાઓ વેચવા માંડયા. આ બંને કામમાં તેને સારી કમાણી થવા માંડી, અને એ રીતે "જમાદાર સાહેબ" મધરાજમાં એજ નામે ઓળખાતા રહી માતબર આસામી થઇ પડયા.

---

## પ્રકરણ ૪૧ મું.

## બાબુ તરફની બેવફાઈનો બદલો (ચાલુ).

પણ આ સઘળું બને તે આગમજ બાબુ ખાનરજીને તેના ઓદ્દા ઉપરથી રજા મળી. જમાદારે તેની વિરૂધમાં સરકાર જોગી અરજી મોકળાવી, જેની પરપુછના જવાબમાં બાબુએ કશો બચાવ નહિ કરવાથી તેને તકસીરવાર ગણીને સરકારે તેના ઓદ્દા ઉપરથી કાઢી મુકયો. એ લફંગો માણસ પોતાનો સર્વ પગાર બદફેલીમાં અને શરાબબાજીમાં ગુમાવી દેતો હતો, માટે નોકરી ગયા પછી તેની કને કંઇ રહ્યું નહિ. બે માસમાં તો તે પોતાનું સર્વસ્વ વેચી સાટીને પરવારી ગયો, અને જમાદારે ભવિષ વત્યું હતું તેમ તે હવે મધ-રાજમાં તદન મુફલેસ હાલતમાં ભટકતો થયો. હવે તેનાં દિલપરનાં કપડાંબી ફાટી તુટી ગયાં; તેનાં બુટમાંથી આંગળાં ડોકિયાં કરતાં દેખાયાં, તે ભીખારી હાલતમાં આવી ગયો, અને ફતેહઅલીનાં મકાન આગળથી પસાર થતો તે વેળા જમાદાર તેની હાલત ઉપર કશી પણ દયા નહિ કરવા છતાં બેઆની પાવલી તેના તરફ ફેંકી તેનાં મો તરફ પણ જોતો ન હતો. આ રૂપાંનાણું ઉપાડી લઇ બાબુ ચુપચુપ ચાલી જતો હતો, અને એક કુત્રું પસાર થઇ ગયલું જમાદાર સમજતો હતો.

ઓરતપરાઇની આથી વધારે ભયંકાર સજા બીજી કઇ હોય? એવાં બદહવસી માણસની ઇજ્જત જાયછે, દોલત જાયછે, અને તે કુત્રાંને અવતારે ફરેછે.

અંતે એક દિને જમાદારને દયા આવી. તેણે તેને એકશો રૂપિયાની બક્ષેશ કીધી, પણ તે એવી શરતે કે તેણે મધરાજ ખાતેથી એકદમ કાળું કરીને ગમે તો પોતાને વતન જવું, અથવા તો જેહનમમાં જવું, પણ ફરીથી જમાદારની નજરે પડવું નહિ.

આ શરત મુજબ બાબુ એક અઠવાડિયાંમાં મધરાજ ખાતેથી ગેબ થઇ ગયો તે ફરીથી દેખાયોજ નહિ.

હવે એતેફાક એવો બન્યો કે એક પોલિસ કૉન્સ્ટેબલનો બાબુ ખાનરજી મોટો મુરબ્બી હતો. તે કૉન્સ્ટેબલ રજા ઉપરથી પાછો આવ્યા પછી પોતાના મુરબ્બીના માઠા હાલ જાણીને એવું સમજયો કે બાબુની સર્વ આફતનું મૂળ ચાનજીભાઇ છે. એટલામાટે તેણે કોર્ટને ખબર આપી કે ચાનજી તેની ઓરતની સેવામાં અપાયલોછે તે છતાં તે બાઇની નોકરીમાં તો તે મુદલ જણાતોજ નથી, અને હમેશાં એક ગુણકાનાં મકાનમાં પડયો પાંથર્યો રહેતો માલુમ પડેછે.

કોર્ટને આ કામ ઘણુંજ અયોગ્ય અને હુકમથી ઉલટું જણાયું. આ ઉપરથી મજ-કુર કૉન્સ્ટેબલને પરવાનગી મળી કે ચાનજી જો તેની બાયડીની સેવામાં નહિ જણાયતો તે જયાંબી જણાય ત્યાંથી તેને બેડી સાથ રજુ કરવો. આ ઉપરથી પેલા કૉન્સ્ટેબલે ચાનજીનાં મકાનમાં ખબર કાઢતાં તે ત્યાં નહિ

જણાયાથી ગુણકાનાં મકાનમાં શોધ ચલાવી. આ વખ્ત મધરાતનો હતો, જે વેળા પોતાની આસાયશમાં ખલેલ થયલી જોઇને ગુણકાએ કૉન્સ્ટેબલ ઉપર હાથચાલાકી કીધી, જેથી તે એકલા ચાનજીનેજ નહિ પણ તેની જોડ પેલી હલકા પેશાવાળીનેબી પકડીને ચાવડી ઉપર લઇ ગયો, અને બાકીની રાત તેઓ કને ત્યાંજ "ચાંચડા મરાયા."

બીજે દિને તપાસ ચાલી અને તે વેળા ગુલાંને હાજર થવાનો કોર્ટનો સમન મલ્યો. "વહાલા હોરમજ" ની ગેરહાજરી દિનપરદિન વધી પડેલી હતી તેથી આ નિર્દોષ નાર બહુ નિરાશ થઇ ગયલી હતી, એટલાંમાં કોર્ટમાં તેણીએ પોતાના ખાવંદને એક ગુણકા જોડ બંધવાઓનાં પીંજરાંમાં દીઠો. આ ગુણકાને ગુલાંએ પિછાની જેથી તેણીને બહુ દુખ ઉપજ્યું. પણ વધારે દુખતો પેલા કૉન્સ્ટેબલની જુબાનીથી ઉપજ્યું.

આ જબાનીના જવાબમાં પોતાને કંઇ કહેવું હોય યા બચાવ કરવો હોયતો તે કરવો, એવું મેજીસ્ટ્રેટ તરફથી ચાનજીને જણાવવામાં આવ્યું, પણ પોતે ગુણકાનાં મકાનમાંથી મધરાત્રે મળી આવ્યો હતો એ વાતનો ઇનકાર ચાનજીથી પોતાની વફાદાર મોહરદારનાં દેખત થઇ શક્યો નહિ.

પણ તેને બદલે ગુણકાએ જબાં ચલાવી. તેણીએ ચાનજી સાથની પોતાની દોસ્તીની વાત કબૂલ કીધી, પણ કહ્યું કે કૉન્સ્ટેબલ કરતાં ચાનજી વધારે સોહામણો અને વધારે ઇજતદાર હતો.

એક નીચ ઓરતને આ રીતે પોતાના ખાવંદ સાથની દોસ્તીની વાતો કરતી સાંભળીને ગરીબ ગુલાંના તો હોશ કોશ ઉડીજ ગયા. મેજીસ્ટ્રેટે હવે તેણીથી જાણવા માંગ્યું કે તેણીએ પોતાના ખાવંદના સંબંધમાં કાંઇ કહેવું છે ? પણ ગુલાં એટલી ગાફેલ થઇ ગઇ કે તેણીથી એક હર્ફ બોલી શકાયો નહિ, અને તેને બદલે તેણી મુગી મુગી આંસુ ખેરવી રડતી ઉભી રહી.

સારાં ભાગ્યે એજ વખ્તે જમાદાર ફતેહઅલી મુકદમાની સઘળી બિનાની ખબર પડવાથી કોર્ટમાં દોડી આવ્યો અને ગુલાં બેહોશીમાં તુટી પડે, તે આગમજ તેને પકડી લઇ, ગાડીમાં બેસાડી તેણીને ઘર લઇ ગયો.

આ પછી કોર્ટ એવાં ઠેરાટ ઉપર આવી કે બંધવા ચાનજીની નોકરી તેની બાપડીના હસ્તકમાં કરવામાં આવીછે, પણ તે હક પાછો ખેંચી લેવો અને તેને આગળની માફક સરકારના કેદી દાખલ ગણીને તેની કનેથી સેવા લેવી.

આ ઉપરથી તરતજ બંધવાને પીંજરાંમાંથી પકડી લઇ જઇને કેદખાને પુર્યો, તેનાં ફક્કડ કપડાં ઉતારી લઇ બંદીખાનાનાં પહેરાવ્યાં. તેનો પોશાક અલબત ભપકાદાર હતો. પેલા સબાપથી વકીલને નામના રૂ૨૦૦ ના ખોટા ચેકનાં નાણાંનો એટલોબધો સ્વાદ લાગ્યો હતો કે તેનેજ નામનો એક બીજો ચેક તેણે તરતનોજ વટાવ્યો હતો, અને તે નાણાંને લીધેજ ગુણકાની મોહબત તેના ઉપર વધેલી હતી. તે પારકાં નાણાંનાં પાપની સજા દાખલ ચાનજીને તેમાંથી પેદા કીધેલો સર્વ ભપકાદાર લેબાસ તજીને જેલનાં સાદાં અને બેઇજ્જતીભરેલાં કપડાં પહેરવાં પડયાં. આ રીતે ગુલાંનો ખાવંદ સરકારી બંધવા દાખલ જીંદગી ગુજારવા લાગ્યો.

તે ભલી અને સંતોષી ઓરતની હવેજ ખાતરી થઇ કે જમાદાર ફતેહઅલી જેવો ચાનજીને ચિતારતો હતો તેવોજ તે ખરેખર હતો. તેને વિષેની સર્વ વાતો તેણી પ્રથમ દુશ્મની અને નાલેશીભરેલી ગણીને તેણી તુચ્છકારી કાઢતી હતી. પણ હવે એક વાર પોતાની નજરે નજર તે કંગાલને તેની નીચ હાલતમાં ઇનસાફની અદાલતમાં કશા પણ બચાવની જરાબી નિશાન વિના જોયો ત્યારે તેની પુરેપુરી ખાતરી થઇ. હવે તેણી તેને "પેલો દુખી કંગાળ" એવે નામે ઓળખવા લાગી, અને હજુબી તેના તરફ દયા અને દિલસોજી બતાવવા લાગી. તેણીએ તેને જોવા યા તેની જોડ વાતો કરવાની ઇછા રાખી નહિ. પણ ગમે તે છતાં તે પોતાનો ખાવંદ છે એમ જાણીને તેણી તેને પોતાનાં મનમાંથી દૂર કરી શકી નહિ. જેને આપણે એક વખ્ત ખરા પ્યારથી ચાહ્યું હોય તેને ગમે

એટલી કસુર છતાં આપણાથી સદંતર તરછોડાતું નથી.

ગુલાં એકલી પડી હતી; ગરીબ અને દુખી થઇ ગઇ હતી; માટે હવે તેણીથી પેલી બંગલીનું ભાડું આપી શકાયું નહિ. તે આપવાને તેણી કેવળ અશક્ત હતી, માટે જમાદાર ફતેહઅલી હવે તેણીની મદદમાં રહ્યો. તેને તેણી પોતાના બાપને તોલનો, અને માજણ્યા ભાઇ કરતાં વધારે ગણવા લાગી. સકીના તેણીની હમેશની સાથી થઈ લાગી. એ બેની દોસ્તી અને આશાથી ગરીબ ગુલાં હવે પોતાનો દુખી કાળ નિર્ગમન કરવા લાગી.

જમાદારે તેણીને અનેક વેળા ઓજરખાણીથી ભલામણ કીધી—બલકે અરજ કીધી—કે હવે તેણીએ મુંબઇ પાછી ફરી પિતાજીના આશ્રા હેઠલ રહેવું. જમાદારે પોતે જાતે તેણીને મુંબઇ લઇ જવાની માંગણી કીધી. પણ જ્યાં પોતાનો ગમે એવો ભુંડો પણ ભર્તાર છે ત્યાં તેને તેની દુખી હાલતમાં પડતો નાખી ચાલી જવાનું ગુલાંને મનથી એક જંગલનમાં જંગલન પાપ હતું. તેણીનો પોતાનાં મેહરબાન દોસ્તોને એટલોજ જવાબ હતો કે—

"જ્યાંસુધી પેલો દુખી માણસ જીવેછે ત્યાંસુધી હું મુંબઇ તો કદી જઇ શકું નહિ."

---

## પ્રકરણ ૪૨ મું.

## એક નવાઈ જેવું કાવત્રું.

જમાદાર ફતેહઅલી મધરાજમાં હવે ઘણો બુઝાણાઈ ગયો. પાસે પૈસા થયાથી તેણે બે વહાણો ખરીદ કીધાં, અને તેઓમાંનાં એકને સીલોનના ટાપુ તરફ મોતીની શીપો લેવા માટે મોકલ્યું તથા બીજાં મારફતે કલકત્તા સાથ વેપાર ચલાવવા માંડયો. આથી જમાદારની દોલત વધતી ચાલી, અને જ્યારે તેણે પુરતું નાણું પેદા કીધું ત્યારે વધારે લોભ નહિ કરતાં તે અહીંજ થોભી ગયો. તેણે મધરાજ બેંકમાં પોતાનું નાણું અનામત મેળી તેનું વ્યાજ ખાવા માંડયું, અને એતેફાક એવો બન્યો કે બેજ વરસમાં જમાદારને બેંકના એક ડિરેકટરની જગા મળી.

અત્યારસુધી ગુલબાનુ જમાદાર અને તેની મોહરદારનાજ આશ્રા હેઠલ હતી. જમાદારનું દિલ આ પાંસી બાઇ ઉપર કંઇ અજબ જેવી લાગણીથી દોડતું હતું—જે લાગણી દરેક રીતે સ્વચ્છ અને ખાલેસ હતી. સુંદર સકીના પોતાની આ પાર્સણ સખી તરફ બહુજ જાનફેશાન હતી. એ બેઉને એક બીજા સાથ જબરી દોસ્તી બાઝી ગઇ હતી, અને બન્નેને એક એક વગર સોહવાતું ન હતું.

પેલી તરફથી ચાનજી બદમાશ જેલમાંથી છૂટો ખરો, પણ તે પોતાની મોહરદાર આગળ આવતાં બીધો. આગલ્ય કરીને તે જમાદારથી બીધો હતો, અને હવે ગુલબાનુને પોતાની નાપાક પ્રીતની ખબર પડી ગઇ હતી, માટે આ પાકજાદ ખાનદાનનાં નામને એબ લગાડનાર બદબખ્ત પુરૂષ જેલમાંથી છુટયા પછી પોતાની ઉપર જાન કહાડી આપનાર નમુનેદાર ઓરત આગળ તો આવ્યોજ નહિ.

ત્યારે તે કયાં ગયો હતો? કેથે નહિ, પણ પેલીજ વીષધી સ્ત્રી—પેલીજ વિષ નખી ગુણકા—ને મકાને તેણે પોતાનો ધામો નાખ્યો હતો. પણ આ પાતર તેના જેવા ભુખાને હવે વધુ વખ્ત પોતાને ઘર રાખે એમ ન હતું તેથી, અને બીજા મહાભારત હવઇ સખઓને થકી ચાનજીએ પૈસા પેદા કરવા માટે એક નવોજ તોડ શોધી કાઢયો.

અત્યારસુધી એ ઉંધી બુદ્ધિના ધણીએ મધરાજમાં ખોટી સહીના ચેકો બનાવી પોતાનું પાપી પેટ ભરવામાં જે ફતેહ મેળવી હતી, તે ઉપરથી હવે તેને વધારે મહાભારત પાપો કરવાની હિમત આવી. તેની ફોર્જરીઓમાંની એકખી હજુ લગણ પકડાઇ ન હતી, અને એ બિનાથી તેણે પોતાના નિર્લજ જીવ સિવાય બીજા કોઇને જાણ પડવા દીધી હતી નહિ તેથી તે છટકી જવા પામ્યો હતો. પણ હવે તેનાં પાપનો ઘડો ભરાઇ રહેવા

આવ્યો હતો અને તે પાપ શિતાબી કરવું હતું.

પાપ કોણને છોડેછે કે ચાનજી જેવા બદ-માશને છોડે?

જેલમાં ચાનજીને "સુર્બાબ" નામના એક વલંદા સાથ દોસ્તી બાઝી હતી. તેનું અસલ નામતો જુદુંજ હતું, પણ એક આંખે કાણો હોવાથી જેલમાંના તેના દેશી ભાઈ બંધોએ તેનું નામ "સુબાંબ" પાડયું હતું અને એજ નામે તે પોતાને ઓળખાવામાં મજાહ મેળવતો હતો. આ ધણી ચાહે તેવી બેંકનાં નામની તખ્તી કોતરવામાં બાહોશ હતો. "મધરાજ ઇંડયન કૉન્ટીનેન્ટલ બેંક" ની તખ્તી બનાવીને તેને નામના ચેકો બનાવતાં ફસી ગયાથી તેને ૭ વરસનાં સખ્ત કેદખાનાંની સજા મળી હતી; અને તે કેદખાનું ભોગવતાંજ તેને ચાનજી સાથ પિછાન થઇ હતી. ચાનજીએ તેના હુનરની બિના જાણી લીધી, અને પોતે ખોટી સહી ચિત્રી આપવામાં કેવો કુશળ છે તે તેણે સુર્બાબને જણાવ્યું. આથી બંને વચે દોસ્તી બાઝી.

તેઓએ એક નવુંજ કામ હવે માથે લીધું. મધરાજ બેંકને નામની નોટો બનાવવાનું ચાનજીનાં મનમાં આવ્યું, સુર્બાબે એ વિચાર પસંદ કીધો, અને પછી તેનું કામ શરૂ થયું. સુર્બાબે બેંકનાં નામની અને બીજી સર્વ કામની તખ્તી બનાવવાનું માથે લીધું—એ કામ તેને મનથી રમત જેવું હતું, કેમકે આગળ તેણે બનાવેલી તખ્તીઓ જેવી આ મધરાજ બેંકની તખ્તી મુશ્કેલ ન હતી. એ બેંકની પચાશ પચાશ રૂપિયાની ૫૦૦ નોટો બનાવવાનું બિડું ઝડપવામાં આવ્યું, જે ઉપર સરકારી અધિકારીની સહી હુબહુ ચિત્રી આપવાનું ચાનજીએ માથે લીધું.

કેટલીક મુદતે આ કામ પુરૂં થયું. પ્રથમ એક નોટ ચલાવી જોઈ, જેમાં ફતેહ મળતાંજ બીજી નોટ વટાવવામાં આવી. બજારમાં એક રૂપિયાનો સોદો વસાવીને ૫૦) ની નોટ આપવામાં આવતી, અને એ જાતના પાપી પ્રપંચથી પેલો વલંદો અને ચાનજી પૈસે પુર થઇ ગયા.

પણ પાપ બોલતું નથી તેટલું બાજેછે. તે કદીબી ઢાંકયું રહેતું નથી. આ બે પાપીઓનાં મનમાં વિચાર આવ્યો કે સરકારના હાથમાં કોઇ દિન ફસી જઇશું માટે એક તરફથી ૫૦૦ મી છેલી નોટ ખપે કે બીજી ગમથી મધરાજને છેલી સલામ કરી આફ્રિકામાં ટ્રાન્સવાલ ખાતે પોબારા ગણી જવું, કે જ્યાં સુર્બાબની જાતવાળાઓનું રાજ્ય ચાલેછે.

એ કારણ થકી તેઓએ એક સ્ટીમરના કપ્તાનને પોતાની સંગતમાં લીધો, કે જેની પોતાના માલમનાં ખૂનમાં શામેલગીરી હોવાથી તેને ત્રણ વરસનાં સખ્ત મજુરી સાથનાં કેદખાનાની સજા થયલી હતી, માટે કોઇબી વહાણવાળો તેને નોકરીએ રાખતો ન હતો. આ ધણીને પોતાની સોડમાં લઇને ચાનજીએ એક નાની સ્ટીમર થોડાક હજારમાં વેચાતી લઇ તેનો કપ્તાન બનાવ્યો, અને એ રીતે આ ત્રણે ચોરોએ ઇંગ્રેજ સરકારની ચોરી છુપીથી મધરાજનુ બારૂં છોડી જવાનો કસ્દ કીધો.

તેઓની ગોઠવણ એવી હતી કે સ્ટીમર પોઇંટ ડિ ગૉલ થઇને મુંબઇ જશે એવું બારાંના સત્તાવાળાઓને જાહેર કરવું, અને તે ઉપર પોતે છે એવી કોઇનાં રૂઆંનેબી ખબર નહિ પડે એટલામાટે ત્રણે મોટાં પીપોમાં દરેક જણે છુપાવું અને પીપને મથાળે બીસ્કોટ વગેરે ખોરાકીની જીનસોનું પડ કરી લઇ કોઇબી ધણીની આંખ આંજી નાખવી; અને એ રીતના ઠાગાથી એક તરફથી મધરાજનું બારૂં છોડી ભરદરિયે પડયા કે બીજી તરફથી પીપમાંથી બહાર નિકળી આવીને સ્ટીમરને દક્ષિણ આફ્રિકા તરફ હંકારવી.

અંહી સુધી તો આ ત્રણે બદમાશોની ગોઠવણ ઠીક રચાઇ હતી; અને જો એટલીજ હદમાં એ ગોઠવણ પુરી થઇ હોત તો કદાચ તેઓ પોતાની ધારણામાં ફતેહમંદ ઊતરી શકત. પણ પાપીને પોતજે અંતે ધૂળજ હોય છે. પાપીને જશ નહિ પણ જુટિયાંજ મળેછે. તેનું પાપ પકડાવા વિના રહેતું નથી. તેનાં દોજખી કામોની સજા પ્રથમ તો તેને આ દુનિયામાંજ ભોગવવી પડેછે. અને આ ત્રણે ધણીઓના સંબંધમાં પણ એમજ થયું.

એક ઓરતે તેઓને ઉંધાડા પાડી આપ્યા. એક પાતરે તેમનો ત્રાપો ફુબાડયો. એક નિર્લજ્જ નારે તેમને સજા અપાવી. આ સ્ત્રી કોઇજ નહિ પણ પેલી ગુણકા હતી, કે જેની જોડ ચાનજીને પ્રીત બાની હતી. પોતે નાસી જાયછે તો સાથે પોતાની એ "રાખ" નેબી લઇ જવાનું તેનું મન થયું. એટલામાટે તેણી જો પોતાની જોડ આવવાને કબૂલ થાય તો ચાનજીએ તેણીને પોતાની સર્વ છુપી વાતોથી વાકેફ કરવાનો વચન આપ્યો. ગુણકા ચાનજી જેવા "પોતાના વહાલા" થી જુદી પડવાને બુદ્દલ રાજી ન હતી માટે તેણીએ તે જ્યાં લઇ જાય ત્યાં સાથે આવવાને કબૂલ કીધું, અને તેના એ સખુનોની શીરીનીથી ખુશ ખુશ થઇને ચાનજીએ સર્વ છુપી ગોઠવણોથી તે પાતરને વાકેફ કીધી, અને સ્ટીમર ઉપડવાને દિને જલદીથી પોતાનું સર્વસ્વ લઇને તે ઉપર ચઢી બેસવાને તેણીએ કબૂલત આપી.

બજારે બેસનારી એક નિર્લજ્જ નારીનો વચન તે કેવો હોય! તેવા વચન ઉપર એઅીત તે કોણ બાંધે? તેવી સ્ત્રી આગળ પોતાનો ભેદ તે કોણ ખોલે?

ચાનજીએ આ સઘળું કીધું તેમાં તેણે પોતાનીજ કબર ખોદી હતી. એતો તેનાં પાપે તેની કને આમ કરાવ્યું હતું. તે પાપેજ તેને આમ ફસાવ્યો હતો.

સ્ટીમર જે દિને ઉપડી જવાની તે દિને ગુણકા ત્યાં એકલી આવી નહિ. તેણીની જોડ છુપી પોલિસના મોટા અમલદારો હતા. તપાસ કરતાં પીપોમાંથી ત્રણે ગુનેહગારો છુપાયલા મળી આવ્યા. આ રીતે પોતાને પકડાઇ ગયલા જોઇને ત્રણે જણ "કુઇન્સ એવિડન્સ" થવા નિકળ્યા. પણ ત્રણેને કાંઇ માફી મળે નહિ, માટે ચીઠી કાઢી, અને કપ્તાનને માફીનો હક મળ્યો. ચાનજીના ખીસામાં નોટોના ચોડા હતા જેની મદદથી તે ચાવડીમાં જવા આગમજ છુટી ગયો, પણ સુર્ખાબ પકડાયો અને સજા પામ્યો.

ચાનજી હવે મધરાજ છોડી ગયો, પણ આફ્રિકા જવા પામ્યો નહિ. તે તો જંગલમાં નિકળી ગયો અને બાહરવટિયાઓ સાથ મળી ગયો. સાત લુટારાઓની ટોળીમાં તે દાખલ થયો, જેઓ આસપાસ લુટફાંટ ચલાવવા લાગ્યા.

## પ્રકરણ ૨૩ મું.

## "એવપૂ" નું શેવટ.

જમાદાર ફતેહઅલી માલેતુજાર થઇ એક દિને પોતાનાં મકાનમાં બેઠો બેઠો વર્તમાન પત્ર વાંચતો હતો. તેની નજર એક બાબત ઉપર પડી, જેમાં ચાનજીનું નામ હતું. તે આસપાસ લુટફાંટ ચલાવતો અને ભલા ભલા વેપારીઓના કાફલા લુટતો હતો, તોપણ સત્તાવાળાઓ તેને પકડી શકતા ન હતા. આ ખબર વાંચીને જમાદારનાં મગજમાં કીડો ચવડયો. ચાનજી લુટારૂ બની ગયો હતો તે વાતથી તો તે વાકેફ હતોજ; પણ હવે તેને પકડવાનું તેનાં મનમાં આવ્યું.

ગરીબ ગુલાં ગુરતી હતી. પોતાના આવર્દાનાં નવાં પાપથી તેણીને ઘણીખી અજાણી રાખવા છતાં તે તેણી જાણી ચુકી હતી, માટે તેનેજ પોતે પકડવા જાયછે એવું નહિ કહેતાં જમાદારે પોતાની ઓરતનેબી એવું કહીને અજાણી રાખી કે હું તો પાસેનાં ગામમાં એક વજીફો વેચાતો લેવા જાઉંછું. તે પોતાની તૈયારીઓ કરીને પોતાની બખ્તાવર ઘોડી "શીરીન" ઉપર સ્વાર થયો અને મેજર થાપ્મસના વજીફા તરફ ચાલ્યો, કેમકે તેજ તરફનાં જંગલમાં ચાનજી અને તેના સોહબતીઓ છુપાઇ બેસી ખરાબી ચલાવતા હતા. મેજરે તેને એક રાત પોતાનાં મકાનમાં ઉતારો આપવા માંગ્યો, કેમકે જમાદાર પૈસે ટકે પુર થયો તે વાતથી મેજર જાણીતો હતો. પણ જમાદારે પોતાનાં કામની અગત્ય જણાવી અને એટલુંજ માંગી લીધું કે દરેક વજીફદારે પોતપોતાનાં માણસોમાંથી એક એક ઘોડેસ્વારને જમાદાર જોડ આપવો. મેજરે ઘોડેસ્વાર પોલિસની મદદ આપવા કહી; પણ ... કે સરકાર આ પોલિસ

રાખીને ફાકટનો ખર્ચ કરેછે; તેને બદલે વંજીફદારોએ પોતે એકદિલ થઈ પોતાનીજ ફોજ રાખી કામ લેવું જોઇયે.

અંતે છ ઘોડસવારોને પોતાની જોડ લઇને જમાદાર આ લશ્કર સાથ આગળ વધ્યો. તેને ખબર મળી કે શત્રુઓ મેજરના વજીરથી આશરે ૧૧ મૈલ દૂર ભરાઇ બેઠા હતા. આ જગા મરનાર લુટારૂ સરદાર મુહાલ્યરની ગુફાથી થોડેક છેટે આવેલી હતી.

આ અને બીજી ખબરો મેળવીને આપણા જમાદાર સાહેબ ઉતાવળી કુચ કરતા આઠ મૈલ જેટલા આગળ વધી ગયા. તેણે ગણત્રી કરી મુકી હતી કે શત્રુઓ લુટફાટ કરવા જતા તેને સામાજ મળવાના. અને તેમજ થયું. દૂર નજર પહોંચાડતાં છ સાત ઘોડસ્વારોને પોતાની તરફ આવતા જમાદારે દીઠા.

"પેલા રહ્યા આપણા ચોરો!" તે પોતાનાં નાનકડાં લશ્કર તરફ જોઇને બોલી ઉઠયો: "ચાલો ભાઇઓ, તમો તૈયાર રહેજો. જીવ લેવા આવ્યાછો તો જીવ જવા બાગી ડરતા ના. હથિયારો બાંધી નિકળ્યાછો તો તે બરાબર વક્તે વાપરી બતાવજો. જ્યારે હું તમને ઇશારત કરૂં ત્યારે તેજ ઘડી તમારી શમશેર મેયાનમાંથી બાહેર ખેંચી કાઢી તેઓની ઉપર ધસારો લઈ જજો. તમારી પિસ્ટોલ પ્રથમ વાપરવાની ઉતાવળ કરતા ના, અને તે બદમાંથી પિસ્ટોલ છોડે તો તેની દરકાર કરતા ના. ઘોડાપર સ્વારી કરી દોડતે ઘોડે પિસ્ટોલ છોડવાથી કામ આબાદ પાર ઉતરતું નથી, પણ ઘોડસ્વાર મારતે ઘોડે શમશેરનો ઉપયોગ કરે તો આબાદ ફતેહ પામેછે. આ વાત તમે ખૂબ યાદ રાખજો. ચાલો, હવે તૈયાર રહેજો. પેલાઓ આવી પુગ્યા!"

બંને ફોજો વચે ૧૫૦ કદમનો તફાવત હતો. જમાદારે ચાનજીને પિછાની લીધો. ચાનજી પોતાની સામે સાત હથિયારબંધ માણસોની ફોજ જોઇને બીધો. પણ જ્યારે તેણે ઘોડી "શીરીન" અને તેના સ્વારને પિછાન્યાં ત્યારે તે ગભ ખાઈ પોકારી ઉઠયો કે "ચાલો, થઇ ચુકયું!" આમ બોલીને તેણે પોતાના ઘોડાનું મોઢું ફેરવ્યું અને તેને ચારે પગે નસાડી લઇ ગયો. તેના સાથીઓ તેનું જોઇને ચમકયા અને ગભરાટમાં તેઓબી તેનીજ પુઠે નાઠા.

"મારો, કાપો, વાઢો!" હવે જમાદારે પોતાનાં લશ્કરને હુકમ આપ્યો.

આ હુકમ મળતાંજ જમાદારનાં માણસોએ તેની સરદારી હેઠલ શત્રુઓની પુઠ પકડી. ચાનજી અને તેના સાથીઓના ઘોડા બહુજ ઝડપવાળા હોવાથી પુઠ પકડનારાઓનું કશું વળ્યું નહિ. કેટલીક મંજલ સુધી બંને ફોજો વચેનો તફાવત ચાલુંજ રહ્યો, પણ એટલામાં જમીન ખાડા ખબુકાવાળી આવી લાગી જેથી નાસનારાઓ ગભરાટમાં પડયા. તેઓ ઉપર જમાદારનાં માણસોએ ધસારો ચલાવ્યો અને બંને વચે લડાઈ ચાલી.

હાથોહાથની આ લડાઇમાં સાતમાંના ત્રણ લુટારાઓ માર્યા ગયા. આ ત્રણમાંનો એક ચાનજી પોતે પણ હતો. જમાદારનાં બે માણસો બેજાન થયાં, અને પોતે પોતાનાં હરીફની પિસ્ટોલની મુહનો એક સખ્ત ફટકો કપાળ ઉપર મેળવ્યો. તોપણ ફતેહ તો તેનીજ થઇ, એટલુંજ નહિ પણ ગુલબાનુને સુખી થયલી જોવા માટે કવાબમાંનાં જે હાડકાંને દૂર થયલું તે જોવા માંગતો હતો તે તેની બાહેશ પાર પડી.

ચાનજીભાઇ રામજીભાઇ કાંદાપેટાવાળા ઉર્ફે શેઠ હોરમજ મીનાચેહેર હીરામોતીવાળા આ જગતમાંથી અરબાબ ઉઠાવી ગયા!

જેઓ મરણ પામ્યાં હતા તેઓને જુદા જુદા ખાડા ખોદીને બંમિદા કીધા; પણ ચાનજીને માટેનો ખાડો એક મોટાં ઝાડ નીચે ખોદવામાં આવ્યો; એવી મતલબથી કે અગર જો ગુલાં જોવા માંગે તો તેણીને તે બતાવી શકાય.

શત્રુઓ માંહેલાં ત્રણ માર્યા ગયા અને ચાર કેદ પકડાયા હતા, જેમને લઇને સઘળો રસાલો મેજર ચાર્લ્સના વજીરા તરફ ચાલ્યો. પણ જમાદાર ફનેહઅલી તેની સાથે ગયો નહિ. તે પાછળ પડી ગયો. પ્રથમ તેણે ચાન-

જીની લાશ ઉપર નજર કરી. કેટલીક ટિકા મંજાવી, અને પોતાનેજ હાથે ગુલાં જેવી ખાનુના બદબખ્ત ખાવંદનું મોત હતું તે માટે કશો અફસોસ નહિ કરતાં જે કિસ્મતમાં હોય તે ખરૂં અને ખોદાતાલાનો એવોજ ઈરાદો હશે એમ સમજીને જમાદારે હવે પેલીજ ઉંચી ટેકરી તરફ પોતાની ઘોડી ડપટાવી, કે જ્યાં થોડાંજ વરસોની વાત ઉપર તેને ચૂટારૂ સરદાર મુદાલ્યર સાથ પિસ્તોલબાજીની લડાઇ ચાલી હતી.

---

## પ્રકરણ ૪૪ મું.

## ભુખી તરસી એક રાત.

અહીં સઘળું શાંત હતું. પિસ્ટોલબાજીની જગા જોઇ જમાદારની આંખ ભિંગાયલી જણાઇ. જે ધણી સાથ તે લડયો હતો તે એક વચનનો, સાચો અને બહાદર હતો. એવા માણસને થકી ભલી છાતીમાં સદા ગર્વ અને માન પેદા થાયછે. મુદાલ્યરની મરજી મુજબ જમાદારે તેની લાશને અગ્નિદા કરાવી હતી, અને તેથી તેની રાખની જ્યાં કંઇક નિશાની મળી ત્યાં તપાસ કરતાં તે બહાદુર મર્દનાં હાડકાંની ખાક પણ મળી. એક ખાડો ખોદીને જમાદારે તે રાખ અને ખાક જમીનમાં દાટી. થોડેક છેટે તેને બીજાં હાડકાં જણાયાં, જે બાબે તેણે વાજબી અટકળ બાંધી કે તે પેલા કંવચિયા કુત્રાનાં હોવાં જોઇયે. તે વફાદાર જનાવર પોતાના ધણીની પાછળ ગમ અને જુદાઇમાં મરણ પામ્યું હતું.

અહીંથી નિકળીને જમાદાર હવે મુદાલ્યર વાળી ગુફામાં ગયો. ત્યાં વસ્તી માણસ, ઘોડા અને કુત્રાની નહિ પણ સાપ અને વિંછીની હતી. લુટારાઓએ પાળેલાં કબૂતરો ત્યાં આગળની માફકજ કુકુ કરતાં હતાં, પણ આગળ તેઓ જેમ ચપ દેતાં આવી બાંધે બેસતાં યા માથાં અને હાથ ઉપર સ્વારી કરતાં હતાં તેવું કંઇ આજે જણાયું નહિ. એ પક્ષિઓને પોષનારૂં હવે કોઇ હતું નહિ તેથી તેઓ જંગલી બની ગયાં હતાં.

ગુફામાં જમાદારે પિસ્ટોલો અને બંદુકો, ઘોડાનાં જીન અને બીજો કેટલાક ખરાબ થઇ ગયલો અસ્બાબ પોતે જેમ છેલો જોઇ ગયો હતો તેમજ પડેલો દીઠો. તેના પછી ત્યાં કોઇ ફટકેલું જણાતું ન હતું. ચાનજીની લુટારટોળીનું ધ્યાન પણ આ ગુફા તરફ ખેંચાયલું સાબિત થયું નહિ. અહીં એક વસ્તુ જમાદારના હાથમાં આવી અને તે રૂપાંનું પત્રું જડેલી શરાબની નાની સુરાહી હતી. "આ શીશીમાં યાદગારી લેખ કોતરવો રવા છે." આમ બોલીને ફતેહઅલીએ કાગજના એક ટુકડા ઉપર નીચે મુજબનું લખાણ કીધું, અને પછી તે ટુકડાને ગોળ વિંટાળીને સુરાહીમાં બંધ કીધો. તે લેખ આ મુજબનો હતો:—

"આ ગુફા સરદાર મુદાલ્યર અને તેના સોહબતી લુટારાઓની છે. મુદાલ્યર પોતાને પકડવા આવનાર જમાદાર ફતેહઅલી સાથ બહાદુરીથી લડયો અને હિમતથી પડયો. તેની લોથ સામેની ઉંચી ટેકરી ઉપર તેનીજ ઇછા મુજબ અગ્નિદા કરીને આજે મેં રાખ તથા હાડકાં ત્યાંજ દાટયાંછે. આ લખાણ જમાદાર મારફે પોતે પોતાને હાથે કર્યુંછે તેમાં ખોટું કંઇજ નથી."

આવી રીતનાં વગર સબબનાં કામકાજમાં એટલોબધો વખ્ત ગુજરી ગયો અને સાંજ પડી ગઇ કે જમાદારને તેની યાદ પણ રહી નહિ. હવે તેણે આ જગા છોડી જવાની ફરજ વિચારી. પણ ત્યાંથી તે જાય કેમ? અંધારૂં પડી ગયું હતું—નવ મૈલની મંજલ કાપવી હતી—રસ્તો ઢેકા ઢરિયાંવાળો અને ઉજડ હતો—વળી તે આડા તેડા અને ભૂલાવો ખવાડે એવો હતો. એટલા માટે આખી રાત અજાણી જગામાં ભટકવું પડે તેના કરતાં દિવસની રંજ પછી ગુફામાંજ આરામ લેવાનું જમાદારે પસંદ કીધું. તેણે પોતાની "શીરીન". ઘોડીને રાતના ઠારમાંથી બચાવવા થકી ગુફામાં પોતાના બિછાનાં આગળજ બાંધી, તેને માટે લીલું ઘાસ આસપાસથી વિણી લાવ્યો, અને પછી તેની જોડે હવાઇ વાતો કરતો પોતે લાંબો થયો.

"જોજે હું મારી વહાલી, તપાસ રાખજે, શત્રુને અંદર આવવા દેતી ના. જે મિસાલે જેહાં પેહલવાન રૂસ્તમનો બચાવ જંગલના અજદહા અને નરે શેરોથી તેના બહાદુર અસ્પ રક્ષે કીધો હતો તેવોજ તુંબી મારો બચાવ કરજે, અને તેટલામાટે તું જાગૃત રહેજે. ઊંઘાતી રખે. બાબ ગળબો કરેતો તારા પગ પછાડજે; શત્રુ આવેતો ખંખારજે; અજદહા આવેતો તેને છુંદી નાખજે; અને એમ કરતાં મારૂં મોત નિપજે તો પેલા કવચિયા કુત્રાની માફક તુંબી મારી ઉપર તારો વહાલો જાન કુર્બાન

કરજે.—ચાલો હવે સાહેબજી!" આમ બોલીને જમાદારે આંખ વીંચી.

મધરાતે જમાદાર ચોંકી ઉઠયો. કોઇ શત્રુ આવ્યો ન હતો; કોઇ ફાડી ખાનારાં જાનવરે દેખાવ દીધો ન હતો. કોઇ પેટે ચાલનારાં ઝેહરી પ્રાણીએ ધસારો કીધો ન હતો. "શીરીન" ઘોડી જેવી જોઇયે તેવી ઘાસ ચાચ્યા કરતી હતી. એમ છતાં જમાદાર ચોંકયો. કાંય? કાંયકે એક જબરા શત્રુએ તેને ચોંકાવ્યો હતો. આ શત્રુ કોઇજ નહિ પણ ભુખ હતી. ૧૮ કલાકને દરમયાન તેણે કશો ખોરાક લીધો ન હતો. સહવાર પછી મધરાત સુધીનો તેનો તમામ વખ્ત લડાઇની કુચ અને શત્રુઓની પુઠ તથા તેઓ સાથની લડાઇમાં તથા શેવટે જુની જગા અને વસ્તુઓની મુલાકાતમાં ગયો હતો. રાત્રે તે સુતો તો ખરો, પણ મધરાતે તેના ઊપર ભુખે ગલબો કીધો અને તેને જબરો ચોંકવી જગાડયો. પાઉંની એકાદ બે કાત્રી યા શરાબની એક નાનકડી જામને વઝે તે માગે એટલું મુળ આપવાને તૈયાર થયો. પણ એ વસ્તુઓ આ ઉજડ બિયાબાનમાં કરોડો રૂપિયાની કીમતે પણ મળી શકતી ન હતી.

તેણે લાકડાંના બે કટકાઓને જોશથી ઘસીને આતશ પાડયો, અને સુકી વસ્તુઓ સળગાવી ચુલો ફુંકયો. પણ ચુલાને શું કરે? તે ઊપર શેકી ખાવાની વસ્તુ કયાં છે? તેણે અહીં તહીં ખોળ કીધી તો જુની પુરાણી મીણબતીનો એક ટુકડો મળ્યો. દીવો સળગાવી ગુફામાં ખોળ ખંખોળ ચલાવતાં કાણું મારી ગયલું બીસ્કોટનું એક બૉકસ હાથ લાગ્યું. તેને ભાંગીને માહેથી બિસ્કોટ મેળવવાની જમાદારને મોટી ઉમેદ હતી, પણ તે પાર પડી નહિ. બાકસ એક ઠેકાણેથી ભાગેલું હતું અને તે રસ્તે માહે જંતુઓ પેવશ થઇ ચુકયાં હતાં. આથી સઘળી બિસ્કોટો લગભગ આટા જેવી થઇ ગઇ હતી.

હવે કેમ કરવું? એવી વસ્તુ કેમ ખવાય! જમાદારે બુદ્ધિ દોડાવી અને બૉકસને ચુલા ઉપર ગર્મી આપી. સઘળાં જંતુઓ ગર્મીની અસરથી નાસભાગમાં પડયાં. પછી નરમ થઇ ગયલી બિસ્કોટો બાહેર કાઢીને તેમાં પાણી રેડી તેમનો નવેસરથી આટો બનાવી તેને ગુંદયો, અને પછી તેમાંથી જમાદારે ખાંડ પાપડી બનાવીને સેકવા માંડી. આ યુક્તિથી તેનાં પેટમાં થોડો ઘણો કાચો પાકો આટો ગયો, પણ એટલામાં કબૂતરોનો કુકુનો આવાજ સંભળાયો. આથી જમાદારનાં મગજ ઉપર વીજળીક અસર થઇ. તે ઉઠયો, કબૂતરખાનાં તરફ ચાલ્યો અને એક ફુર્બે કબૂતરને પકડી ચુલા આગળ આણ્યું. તેની મતલબ એવી હતી કે આ પક્ષિની ડોક મરડીને તેને ભુજી ખાવું.

પણ ચુલા આગળ લાવતાંજ જમાદાર અચરત થયો. આ કબૂતરને જોતાંજ તેની છાતી બેસી ગઇ. તે એક માદા હતી, પણ વળી સર્વ માદાઓમાં વડી હતી. મુદાબ્બરના સોહબતીઓએ તેને "બુઢી બિલાડી" નું નામ આપ્યું હતું. તેને પગે સુનાની એક વિંટી પહેરાવેલી હતી. જમાદારે આ ઘધાણી ઉપરથી આ બુઢાં પક્ષિને ઓળખ્યું, અને ઓળખતાંજ તેની તમામ ભુખ મરી ગઇ. તેણે તે કબૂતરને છોડી દીધું, જેણે હવે જમાદારને પોતાનેબી ઓળખ્યો હોય તેમ એકદમ ગભરાટમાં ઉડીને પોતાના માળામાં ભરાઈ નહિ જતાં આસપાસ ફરવા અને કુકુ કરવા લાગ્યું તથા પેલી ખાંડ પાપડીના કાચા આટામાં ચાંચ મારવા લાગ્યું.

આથી જમાદાર ખુશ થયો અને કુદ્રતના ભેદો કેવા ઉંડા છે તે બાબે ફિલસુફીભર્યા વિચારો કરતો ઉંઘી ગયો. મળસ્કે ઉઠતાંજ તેણે ઘોડી ઉપર સ્વાર થઇ મેજર ગ્રાહાગસના વજીફા તરફ ચાલવા માંડયું. આગળી સાંજ સુધીમાં તે પોતે ત્યાં જઇ પુગ્યો ન હતો તેથી મેજર અને બીજાઓ બહુ ગભરાયા હતા, અને રખે તે રસ્તો ભૂલી જંગલમાં ખતા ખાય તે માટે ચોતરફ ખેપિયાઓ અને ભોમિયાઓ દોડાવ્યા હતા. પણ તેઓ સઘળા નિરાશ અને નાસિપાસ થઇ પાછા ફર્યા હતા.

પણ બીજે દિને જમાદારને સહીસલામત પાછો ફરેલો જોઇ, તેઓ સઘળા ખુશ ખુશ થઇ ગયા. જમાદાર પેટ ભરીને જમ્યો—પાણીને ઠેકાણેબી શરાબબાજીમાં મશગુલ રહ્યો—અને પછી પોતે જેવો એકલો આવ્યો હતો તેવોજ એકલો મધરાજ તરફ કુચ કરી ચાલ્યો.

જે લૂટારાઓ કેદ પકડાયા હતા તેમને તરત સત્તાવાળાઓને સ્વાધીન કરવામાં આવ્યા, અને જમાદારની આ નવી બહાદુરીની વાતોથી મધરાજનાં વર્તમાન પત્રો વાંચવાજોગ થઇ પડયાં.

પણ એ સર્વની દરકાર વિના જમાદાર ફતેહઅલી તો જાણે કાંઇજ બન્યું ન હોય તેમ પોતાને મકાને પાછો ફર્યો, જયાં સકીના અને ગુલાં તેની કાગને ડાળે વાટ જોતાં હતાં.

# ૧૯ મી સદીના સર્વથી મોટો ચમત્કાર : સૂર્ય ઉપર જીન!!

### અમેરિકન જાદુગર ટેસ્લા.

નિકોલા ટેસ્લા એક મહાન જાદુગરનું નામ છે. ટૉમસ એડિસનનાં નામથી અમારા વાંચનારાઓ સારી પેઠે જાણીતા છે. તેના જેવોજ આ ટેસ્લા પણ મોટો પરાક્રમી છે. બંને આ આખર થતી ૧૯ મી સદીના બળવાન જાદુગરો છે. તેઓ કાળી નહિ પણ ધોળી વિદ્યાના ધણી છે. તેઓ બંને અમેરિકન છે, અને આજે જેવી હેરતભરેલું આપણુ સાંભળિયે છિયે તેનું મૂળ વતન ઘણું કરીને અમેરિકાની ભૂમિજ જાહેર થાયછે.

ટેસ્લાનું નામ બહુ પંકાયલુંછે. એડિસનના જેવોજ તેવી પ્રખ્યાત છે. તે કોઇ ભેજાફરેલ, મનમાં આવ્યું તે બકી જનારો ભવિષવાદિ નથી. તેનાં નામને વિદ્વાનો નમેછે; તેનો સખુન પાછો પડતો નથી. તેના વિચારો લાગેછે તેવા હવાઇ નથી. હાલ તેણે એક હવાઇ વાત જાહેરમાં આણીછે, તે હવામાં કિલ્લા બાંધવા જેવી દીસેછે ખરી, પણ ખરેખર તે તેવીજ નિવડનારી મનાતી નથી. આપણને ખાતરી આપવામાં આવીછે કે ટેસ્લા બોલવાનો તે પાળવાનો. તેણે એક ભવિષ ભાખ્યું છે, જે આપણી સાધારણ અકલમાં ઉતરે એવું લાગશે નહિ; પણ ટેસલા કહેછે કે "આ કાંઇ સ્વપ્નો જોનારનો ખ્વાબી ખયાલ નથી." અગરજો તેનો આ નવો ખયાલ ખરો પડે—જેને ખરો પડતાં હજુ કંઇક વિલંબ છે—તો તવંગર જેટલી રોશની અને ગર્મી પોતાના મકાનમાં પુરી પાડવાને પોતાનાં દ્રવ્યને બળે શક્તિવાન છે, તેટલોજ શક્તિવાન એક મુફલેસ માણસ વગર પૈસે રોશની અને ગર્મીથી પોતાના ઝુંપડાંને તનદુરસ્ત બનાવવામાં થઇ શકશે.

### તેણે ભાખેલું નવું ભવિષ.

આ ભવિષ્ય શું છે ?

ભવિષ્ય એવું છે કે તે જો ખરૂં પડયું તો સ્વપ્નામાં ખયાલ દોડાવનાર કરતાં પણ સરસ અને સંગીન ફાયદાઓ આદમજાદ મેળવી શકશે. ટેસ્લા વિદ્વાનોનો વિદ્વાન છે. વિદ્યા એવી છે કે તેમાં અટકળના ફાલ્યા ચાલતા નથી. તેમાં ફડાકા મારેલા મનાતા નથી. તેના તો નકી કાયદા નેમેલાછે અને તેથી કાયદેસર જે કામ તેજ વિદ્યાનું કામ છે. એટલામાટે ટેસ્લાં બોલ ને પ્રજા માને એ બની શકેજ નહિ—સિવાય કે ટેસ્લાનું બોલેલું વિદ્યાને આધારે, વિદ્યાને કાયદે બરાબર અને વાજબી હોય. અને ટેસ્લા તેવોજ સાચો ભવિષ્યવાદિ સાબેત થઇ ચુકેલોછે. માણસજાતમાં જેઓની સર્જત મહાન કામો બજાવવાની છે તેવાઓમાંનો એક ટેસ્લા છે. અત્યાર સુધીમાં તેણે બજાવેલાં કામો તેવાંજ છે, પણ હાલ જે નવું કામ તેણે બજાવી આપવાનું માથે લીધુંછે તે તેનાં પરેગજુપણાંની અચૂક સાબેતી છે. ઇનસાન માત્રનું ભલું કરનારા દુનિયામાં થોડાજ હોય છે, અને તે થોડાઓમાંના આગેવાનોમાં ટેસ્લા એક છે.

આ સદીની વીજળી વગેરેની અજાયબીઓથી દુનિયાને છક કરી નાખનારી શોધોમાં ટેસ્લાએ થોડો ભાગ લીધો નથી. એડિસન જાદુગરના ચમત્કારો જેવાજ તેણે પણ કરી બતાવેલાછે. પણ તેનો સર્વથી છેલો ચમત્કાર જાણીને કદાચ એડિસનબી દાંતમાં આગળાં પકડતો હશે!

### માણસજાતનો નવો સેવક—સૂર્ય!

તે ચમત્કાર જાણવાજોગ છે. ટેસ્લાએ માણસજાતની નોકરીમાં એક નવો સેવક આણી આપ્યોછે. અત્યારસુધીમાં વરાળ, વીજળી, ગર્મી, રોશની જેવા સેવકોથી ઇનસાન માત્રની સેવા થતી આવીછે; પણ એ સર્વને માયેનો જે ધણી તેજ માણસની સેવા માટે પકડાયોછે; ટેસ્લાએ તેને પકડી આપ્યો છે; ખરૂં બોલિયે તો પકડી આપવાની તૈયારીમાં છે—અને તે સૂર્ય છે! ટેસ્લાએ જાહેર

કીધુંછે કે હું તો ખરો કે સૂર્ય ઉપર જીન ચઢાવીને માણસને તેનો સ્વાર બનાવું! આખાં સૂર્ય મંડળને રોશની અને ગર્મી પુરી પાડનાર ખોરશેદ—જેનું એકજ દિવસ ગેબ થવું તે આખાં સૂર્ય મંડળના નાશ સમાન છે—જેની હસ્તીથી જગત હસતી રમતી અને જીવતી જાગતી વસેછે—તે ખોરશેદને ટેસ્લા પૃથ્વી ઉપરના એક જીવડા ઇનસાન જાતના ઘોડા સમાન ગણી તેની લગામ માણસના હાથમાં આપવા માંગેછે! હવે ત્યારે એના જેવો હેરત કરનારો બીજો ચમત્કાર કયો હોય?

જગતમાં સર્વથી મોટી શક્તિ તે સૂર્યછે; તે શક્તિને માણસના હાથમાં આપવી, માણસની મરજીને તાબે બનાવવી, માણસના હુકમ મુજબ અમલ કરનારી કરવી, એના જેવું મહત્વનું બીજું કામ કયું હોય? ગણિતશાસ્ત્રીઓ ભેજાં દુખવીને મરી ગયાછે, તોપણ તેઓની કલ્પનામાં જે કંઇ આજસુધી આવી શક્યું નથી તે એક માણસે કલ્પી કાઢ્યું છે. અને તે માણસ ટેસ્લા છે. તેણે થોડીજ મુદત ઉપર જગતને જાહેર કીધુંછે કે મેં એક નવી જાતનું યંત્ર શોધી કાઢ્યુંછે કે જેની મદદથી વીજળીને માણસ અહિં ત્યાં મરજી માફકને તફાવતે મરજી મુજબના જથામાં મોકલાવી શકશે. આ વીજળી કયાંથી પેદા થાયછે? સૂર્ય ઊપરથી; આફતાબનાં કિરણો મારફતે. આ કિરણોને ભેગાં કરી તેમનો વરાળ બનાવવામાં આવેછે. આ વરાળથી એક યંત્ર ચાલેછે અને આ યંત્ર વીજળી પેદા કરેછે.

### પૃથ્વીની આખરીના ફડાકા.

લૉર્ડ કેલ્વિન, સર વિલ્યમ ક્રુકસ અને બીજા વિદ્વાનો અફસોસ કરેછે કે અગરજો આજનાજ ખપ મુજબનો કોલસો માણસજાત દર સાલ ખપાવ્યો જશે તો આજથી ૫૦૦ વરસોની મુદતમાં આપણી પૃથ્વીનું મરણ નિપજશે; કેમકે હાલ જેમ જેમ વિદ્યાએ આગળ કદમ લેવા માંડયાછે તેમ તેમ જાતજાતના ચમત્કારો માટે કોલસાનો બહોળો ખપ થવા લાગ્યોછે. એવો ખપ આગળ ન હતો; અને એટલોજ ખપ હવે પછીની સદીમાં રહેવાનો નથી. એ ખપ વરસોના વધારા સાથ વધ્યો જવાનો: અને તેમ જોતાં પૃથ્વી કોલસા વિનાની થઇ જવાની. કોલસો ખૂટયો કે પછી માણસને જોઇતી ગર્મી ખૂટવાની; અને એ રીતે પૃથ્વીની અજલ આવવાની!

વળી આ વિદ્વાનો કહેછે કે ઑક્સિજન ગ્યાસનો પણ દિનપરદિન મોટો ખપ જાગ્યોછે, માટે તે જો ખપી ગઈ તો માણસનો નાશ નકી જાણવો.

થોડાંજ વરસો ઉપર ખગોળવેત્તાઓએ સૂર્યની રોશનીમાં ઘટાડો થતો શોધી કાઢયો હતો; અને તેમ કરીને તેઓએ આપણને ગભરાવ્યા હતા કે થોડાંક કરોડો વરસો પછી આપણા મંડળને રોશન અને જીવતું રાખનાર આફતાબ અંધારો થઇ જવાનો અને તેથી બીજા ગ્રહો જોડે પૃથ્વીની આકેબત આવવાની.

પણ તે કરોડો વરસોને પુરાં થતાં ઘણો વિલંબ છે, તેટલાં પૃથ્વીનો કોલસો ખૂટી પડવાથી આપણી દુનિયાની હસ્તીનું શેવટ તો ૫૦૦ વરસોમાંજ આવવાનું ભવિષ કેલ્વિન અને ક્રુકસ જેવા વિદ્વાનોએ ભાખ્યુંછે. આ ભવિષો ઉપર આપણે કશો પણ વિશ્વાસ મૂકવાનો નથી. એવાં હજારો અને લાખો વરસો પછી બનનારા બનાવોનું ભવિષ આજે આપણા કામનું નથી. તેટલી મુદતમાં તો અનેક ચમત્કારો, અનેક ફેરફારો થઇ જવાના, અને ભવિષ ભવિષને ઠેકાણે રહી જવાનું. તે ખરૂં પડેછે કે નહિ તેની કોઇ નોંધ રાખવાનું નહિ, અને તેની કોઇ દરકાર પણ કરવાનું નહિ.

### એ ફડાકા ખોટા પાડનારી નવી શોધ.

તોપણ અગરજો એ ભવિષ ખરૂંજ હોય—એ ભવિષને થકી આપણને આજથી ધ્રુજરાં છુટતાં હોય—તો તેને ખોટું પાડવાનો ઇલાજ આજેજ આપણે હાથ લાગ્યોછે. તે ઇલાજ ટેસ્લાની નવી શોધ છે. ટેસ્લા કહેછે કે હવે પૃથ્વીને કોલસાનો ખપ પડનારજ નથી. જે કામો આજે બળતણથી બનેછે તે કામોને માટે હવે બળતણનો ખપ પડનારજ નથી. તે કામો મુક્ત બનશે. તે કામો સૂર્યની

ગર્મી ભેગી કરીને વરાળ બનાવવાથી બનશે. વરાળ બળથી એ કામો બનશે, પણ તોબો એ બળ પેદા કરવા માટે બળતણ જોઇશે નહિ. એ બળ પાધરૂં સૂર્ય પાસેથી ખેંચી લેવામાં આવશે. એમ જો થયું—બળતણનો જો ખપ ન રહ્યો—તો પછી કોલસાના ભાવ કોણ પુછવાનું છે? કોલસો ખોદી કાઢવાની મજુરી કોણ કરનાર છે? તે પાછળ ખર્ચ અને મેહેનત જોડે જીવનો જોખમ કોણ ખેડનાર છે? ચાલો, ત્યારે આપણને કોલસાની જરૂર રહેશે નહિ એટલે પૃથ્વી એ વસ્તુથી જેમની તેમ ભરપુર રહેશે; અને પૃથ્વી કોલસાથી તર રહી એટલે તેની આખેરી આવવાની ખબર વાળી ખરી કયાંથી પડવાની છે!

ઑક્સિજન ખાસ બાબે પણ એમજ સમજવું. કોલસા યા બીજાં બળતણને લીધેજ એ ખાસ બળી જાયછે. પણ હવે બળતણની અગત્ય નથી રહેનાર ત્યારે ઑક્સિજન જલદી ખપી જવાની નથીજ.

### નવી શોધના પ્રતાપ.

આ સર્વ રૂડાં વાણાં ટેસ્લાની નવી શોધના પ્રતાપથી છે. તેણે સૂર્યને આપણી સેવામાં લાવી આપવાની છાતી ચલાવીછે. તે સૂર્ય ઉપર જીન બિછાવી આપણને તે ઊપર સ્વારી કરાવવા મેદાન પડયોછે. એટલામાટે એ જાદુગરને ધન્યવાદ ઘટેછે. તે કહેછે કે તમારાં કારખાનાનાં દરેક ચક્રને હું સૂર્ય સેવક પાસે ચલાવી આપીશ; હું તમારી અંધારી રાતને દિવસના જેવી પ્રકાશિત બનાવી આપીશ; હું તમારી શિતળ મહવાર સાંજ અને દરામણી થડી રાતને તેજસ્વી આફતાબની ગર્મી જેવી ગરમ અને હુંફાળી કરાવી આપીશ. વાંચનાર હરખથી બોલી ઉઠશે કે વાહ વાહ રે ટેસ્લા! શાબાશ રે જાદુગર!

પણ એટલુંજ નથી. તે વળી બીજું એવું કહેછે કે હવેથી તમારી ચિમ્નીઓમાંથી કાળો કાળો ધૂમાડો નિકળી હવા ખરાબ કરશે નહિ, આકાશને અંધારૂં કરશે નહિ, ઇમારતોને બદશીકલ કરશે નહિ. તે છાતીએ હાથ આપેછે કે માતબર પૈસા ખર્ચીને આજે શેશની અને ગર્મીનું જે સુખ ભોગવી શકેછે તે હવેથી હું મુફલેસને વગર પૈસે મેળવી આપીશ. "વગર પૈસે" એટલે તદ્દન મુફત નહિ, પણ ઘણાંજ નજીવાં મૂલે આ સર્વ સુખ પ્રાપ્ત કરી શકાશે; દરરોજના બે દોકડાથી નહિ! વાંચનાર ફરીથી પોકારશે કે વાહ વાહ રે ટેસ્લા! શાબાશ રે ટેસ્લા!

### ટેસ્લાનું યંત્ર.

ટેસ્લા આજ ત્રણ વરસો થયાં પોતાની નવી શોધને સંપૂર્ણ કરવા પાછલ મંડેલોછે. દરરોજ તે પોતાનાં હાથ ધરેલાં બીજાં કામો જોડે આ કામ ઉપર પણ થોડો થોડો વખ્ત રોકેછે. નવી શોધ હજુ બાળ્યાવસ્થામાં છે; પણ તેની ફતેહને માટે ટેસ્લા મુસ્તાક છે. તેણે ત્રણેક વરસ ઉપર સૂર્યનાં કિરણો ભેગાં કરી વરાળ પેદા કરનારૂં એક યંત્ર બનાવ્યું હતું, પણ તે ઘણું મોટું અને નકામું જણાયું. તોપણ તે ઉપરથી તેને પોતાનું કામ આગળ લંબાવવાનું સુજ પડયું. હાલ તેણે એક નવુંજ યંત્ર બનાવી કાઢયુંછે, જે માત્ર ૨૪ ઘોડાનાં બળનું છે. તમે તેને માત્ર રમકડું કહી શકશો; પણ રમકડું ગણીને તેને હસી કાઢવું જોઇતું નથી. જો આપણ યાદ કરીશું કે ટેલિફોન, ફોનોગ્રાફ, મૅક્રોફોન વગેરે આજનાં ફતેહમંદ યંત્રો થોડાંજ વરસો ઊપર માત્ર રમકડાંજ હતાં, તો આ નવાં રમકડાં તરફ આપણ માનની નજરથી જોવાને લલચાઇશું.

આ નવું યંત્ર નાનું છે તેમ તે પાછળનો ખર્ચ પણ નાનોજ છે. વળી તેની બનાવટ એટલી સહેલી છે કે હરકોઇ ધણી તે ચલાવી શકશે, અને પોતાને જોઇતું બળ મેળવી શકશે. આ યંત્રનો ભેદ હજુ જાહેર કરવામાં આવ્યો નથી—ટેસ્લાએ હજુ તેનું 'પેટંટ' મેળવ્યું નથી—તેનું મૂળ કારણ એ છે કે જો તે અત્યારથીજ તેમ કરે તો તેના જેવાઓની શોધ ઉપર કમાણી કરનારા નાના "શોધકો" કંઇ નજીવા ફેરફારો કરી ટેસ્લાની શોધને પોતાની શોધ દાખલ ઠેસવી દઇ, 'પેટંટ' લઇ ગરીબોને આ યંત્ર ખરીદ કરવાથી પછાત રાખે, અને તેમને જે લાભ કરી આપવાની

ટેસ્લાની મતલબ છે તે પાર પડે નહિ. આ જાદુગર તો પોતાની શોધ દુનિયાનાં લોકોને વારસા દાખલ મુફત આપી દેવા માગેછે, અને તે વારસો લુચ્ચા ગિધરાઓના હાથમાં લુટાઇ નહિ જાય તે માટે તે તેને અત્યારથી જાહેર કરી દેવા માંગતો નથી.

**વીજળી પેદા કરવાની ટેસ્લાની ગોઠવણ.**

ન્યુયૉર્ક શેહેરની પડોશમાં લોંગ એલેંડ નામે એક લાંબો જમીનનો કટકો છે. એ ટાપુ ઉપર ટેસ્લા પોતાનું યંત્ર મોટા પાયા ઉપર ઉભું કરેછે. ત્યાં બાંધેલી ઇમારતમાં એક મોટા ઓરડાના મધ્ય ભાગમાં જાડા કાચનો બનાવેલો એક ગંજાવર નળો ગોઠવેલોછે. આ નળાને એસ્બેસ્ટૉસ નામની વસ્તુનાં બનાવેલાં બિછાના ઉપર સલામત રાખીને પછી મછરનાં તખ્ત ઉપર તેને ટેકવવામાં આવ્યોછે. આ નળાની આસપાસ તરેહવાર બનાવટની આર્સીઓ જડિત કીધેલીછે, અને એ આર્સીઓનેબી એસ્બેસ્ટૉસનાં કપડાંના ગલેફથી ઢંકેલાછે. આ આર્સીઓ મારફતે સૂર્યનાં કિરણો મરડીને તેમને પેલા કાચના ગસ મોટા નળામાં પેવશ કરવાની ગોઠવણ રાખીછે. ઉપલા ઓરડાનું છાપરૂં પણ કાચનુંજ બનાવેલુંછે, જેમાંથી સૂર્યનાં કિરણો આવીને આર્સીઓને રોશન બનાવશે, અને તેઓ ઉપરનાં કિરણો મરડાઇને નળામાં દાખલ થશે.

હવે આ કિસમની ગોઠવણમાં નવાઈ જેવું કંઈ નથી. અને ટેસ્લાનાં નવાં યંત્રમાં નવાઈ જેવું કાંઈ છે પણ નહિ. માત્ર એકજ બાબત પોતામાં કંઇક ભેદ ધરાવે એવી છે, અને તે પેલા ગંજાવર નળામાં ભરેલું પાણી છે. નળાને એક ચોકસ પ્રયોગવાળાં પાણીથી ટેસ્લાએ ભરેલો છે, કે જે પાણી ચોકસ ક્રિયા ધરાવેછે, અને તેજ ક્રિયા ટેસ્લાએ છુપી રાખીછે. આખો દહાડો સૂર્ય પ્રકાશે તેટલી મુદત સુધી આફતાબનાં કિરણો મરડાઇને આ પાણી ઉપર જઇ પડેછે, અને કંઇક રસાયની પ્રયોગને લીધે આ પાણી સ્હેજવારમાં ઉકળવા માંડેછે અને નળામાંથી વરાળ નિકળેછે. આ વરાળને વ્યર્થ જવા ન દેતાં તે જેવો પેદા થાય તેવોજ ભેગો કરી લઇને એક વરાળ યંત્રતરફ લઇ જવામાં આવેછે. આ યંત્ર સાધારણ બનાવટનુંજ છે, કે જે પોતાને મળતા વરાળ બળથી વીજળી બળ પેદા કરી આપેછે. આ વીજળીને એક મોટા ઓરડામાં ભેગી કરી લઈ ભરી રાખવામાં આવેછે, અને અહીંથી જેટલો જ્યાં ખપ હોય તેટલી વીજળી ત્યાં વીજળીના તાર મારફતે મોકલી આપવાની ગોઠવણ રાખીછે.

**વીજળીનો અખૂટ ભંડાર.**

અહીં આપણ વીજળીને આપણી સેવામાં લેવાતી જોઇયે છિયે. આ જમાનોજ વીજળીનો છે, અને તેની આગમજનાં સર્વ બળ તેનાં બળ આગળ રદ છે. કોઈ વાંચનાર પુછશે કે સૂર્ય નહિ ઉગે તો વીજળી કયાંથી પેદા થાય? અને વીજળી નહિ પેદા કરી શકાય તો પછી કારખાના કયાંથી ચાલે? અને તેવી હાલતમાં કોલસા યા બીજાં બળતણોનો ખપ પડવો જોઇયે કે નહિ? ટેસ્લા જવાબ આપેછે કે મુદલ નહિ. સૂર્ય વરસના ૩૬૫ દહાડા પ્રકાશે એ બને એમ નથી; માટે જેટલા દિવસ તે પ્રકાશે એટલા દિવસેજ વીજળી બળ એકઠું કરી શકાશે, એ ખરી વાત છે. પણ દરરોજ એટલાબધા જથામાં આ બળ ભેગું થશે કે તેટલો બધો જથો દરરોજ ખપવાનો નથી. અને આમ હોવાથી ખપ ઉપરાંતનો જથો સિલકમાં જમા થયા કરશે, તે અહીં સુધી કે અગરજો એક વરસ જેટલી લાંબી મુદત સુધી સૂર્ય નહિ પ્રકાશે તોપણ જમા થયેલો જથો એ મુદત સુધી જવાબ દઈ શકશે.

કેટલાકો વીજળીનો આવડો મોટો જથો ભરી રખાવાની વાત સાંભળીને શંકાશિલ બનશે. વળી વીજળી તે કંઈ હાથમાં પકડાય એવી વસ્તુ છે કે તે ભરી રાખી શકાય? દશ પંદર વરસ ઉપર આવો સવાલ વાજબી ગણાત, પણ આજે નહિ. આજે વાતાવરણ ભરી શકાયછે; તેનાં મૂળ તત્વો ઑક્સિજન, નેટ્રોજન વગેરે ભરી શકાયછે; આજે હવાને પ્રવાહીરૂપ આપી શકાયછે, અને વળી પ્રવાહી રૂપમાંથી તેને સંગીન રૂપમાં પણ આણી શકાયછે. એવા ચમત્કારિક જમાનામાં વીજળીને ભરી રાખ-

વાનો ચમત્કાર ઘણો અચંબો પમાડનારો ગણાશે નહિ. જ્યાં વીજળી ભરી રાખવાનાં મથકો બનશે તે જગા તરફ લોકો પ્રથમ અચરતીથી જોશે; પણ ત્યારબાદ તેઓ જેમ પાણીની કે કેરોસિન તેલની કે બાળવાની ગ્યાસની ટાંકીઓ તરફ બેદરકાર બન્યાછે તેમ વીજળીની ટાંકીઓ માટેની નવાઇ પણ જતી રહેવાની.

**નજીવો ખર્ચ.**

ટેસ્લા કહેછે કે આ રીતે વીજળી પેદા કરવા પાછળ ખર્ચ બહુજ નજીવો બેસશે, અને તેથી યંત્રનો પોતાનો નહિ પણ તેને ચલાવનારા કામદારોનો અને સાંચાકામની નજીવી ભાગતુટનોજ ખર્ચ બેસવાનો. તે ગણાવે છે કે થોડાંજ વરસોમાં દર માસે વીજળી પેદા કરવા પાછળ ૫૦ દોકડા વધારે ખર્ચ બેસશે નહિ. તે કારણ બતાવેછે કે ૫૦૦૦ "વોલ્ટ" જેટલી વીજળી પેદા કરવા પાછળ જેટલો ખર્ચ બેસશે તેથી સહેજ પણ વધારે ખર્ચ લાખો "વોલ્ટ" જથ્થો પેદા કરવા પાછળ બેસનાર નથી.

વાંચનાર! આ સઘળાં પછી તું છેલી મરતબે એમ નહિ પોકારી ઉઠશે કે—"વાહ વાહરે ટેસ્લા! શાબાશ રે ટેસ્લા!"

---

# શેહનશાહત ખોઈ બેઠેલું પાદશાહી જોડું.

રાણી યુજીની રાજપાટ છોડીને ફ્રાન્સથી નાઠી તેનું વર્ણન ગયા ઑગસ્ટ માસના અંકમાં કરવામાં આવ્યુંછે. તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૮૭૦ ને દિને, યાને શેહનશાહ નેપોલ્યન સીડનની લડાઇ પછી જર્મનોને તાબે થઇ તેમના બંદીવાન દાખલ કેસલ ખાતે વિલિંગ્સ્હોના મેહલમાં જઇ પુગે તેની એક દિવસ આગમજ યુજીની પેરિસમાંથી નાઠી હતી. એ દિને બદમાશ શેહેરીઓને લુઇ નેપોલ્યનના કેદ પકડાવવા અને તાબે થવાની ખબર પડી ચુકી હતી અને તેથી તેઓ અને બીજી ફ્રેંચ પ્રજા એ શેહનશાહ ઉપર બહુ રીશે ભરાઇ હતી, અને તેણે શેહનશાહતનું સત્યાનાશ વાળેલું તેઓ માનતા હતા. યુજીની નાસે તે આગમજ સુએઝની નેહેરનો પિતા મો. ફર્ડિનાંડ ડિલેસેપ્સ આ રાણી પાસે આવ્યો, અને તે નામદારે મજકુર નેહેર ઉંઘાડવાની ક્રિયા કીધી હતી તેથી પોતાને મળેલા લાગવગની રૂએ તેણે તેણીને અરજ કીધી કે ફ્રેંચ પ્રજા ઉશ્કેરાઇછે માટે તે વખતપર જાનની ઘાત કરી દે, તેથી બેહતર એ છે કે શેહનશાહ જે રાજસત્તા રાણીને આપી ગયો હતો તે તેણીએ છોડી આપવાનાં લખત ઉપર સહી આપવી. પણ આમ કરવાની યુજીનીએ સાફ ના પાડી, અને જે પ્રધાનોની ધાંધળને વશ થઇને નેપોલ્યનને લડાઇમાં ઉતરવું પડયું હતું, તેઓબી આમ કરવા દેવાની સામે થયા.

રાણી યુજીનીએ પોતાની નાસભાગના દિવસ પછી ઇંગ્લંડને પોતાનું વતન બનાવ્યુંછે, કે જ્યાં તેણીએ પોતાની પ્રથમ કેળવણી લીધી હતી. ફ્રાન્સથી એક ઇંગ્રેજની યૉટમાં સવાર થઇ તેણી તદન થાકેલી હાલતમાં ઇંગ્લંડનાં એક બંદરે ઉતરી, જે વેળા તે બીચારીનો પોશાક દયા ઉપજાવવા જોગ થઇ પડયો હતો. અહીં એક પહોસ ખાનામાં ઉતારો લઇને પછી દરિયો શાંત થતાં પાછી તેણી પોતાના અમેરિકન તબીબ મિત્રો ડૉ૦ ઇવન્સ અને ડૉ૦ ક્રેન તથા મેડમ લિ બ્રિટન જોડ પોર્ટસ્મથને બંદરે ઉપડી ગઇ. ત્યાંથી હેસ્ટીંગ્સ જઇ પુગતાં યુજીનીને ખબર મળી કે સીડનની લડાઇ વેળા તેનો બેટો પ્રિન્સ ઇમ્પીરિયલ પોતાના શેહનશાહ બાપ જોડ હાજર હતો તેને એ લડાઇ બાદ સ્વિટ્ઝરલાંડ ખાતે મોકળાવી દેવામાં આવ્યો હતો, જ્યાંથી તે તે નામદારને હેસ્ટીંગ્સ ખાતે આવી મળશે. આથી યુજીની એજ શેહેર ખાતે થોભી. થોભવાનું બીજું કારણ તેણીની નાદુરસ્ત તબિયતનું પણ હતું. પોતાના

બેટાને લઇને રાણી કેંટના પ્રગણામાં આવેલાં ચિઝલહર્સ્ટ નામે ગામ મધે એક સુંદર મેહલમાં જઇ રહી. આ મકાનનું જે ચિત્ર આ બાબત સાથે આપ્યુંછે તે ઊપરથી જણાશે કે તે ઘણું સુંદર અને કુશાદે-છે. આ એક અસલી મકાન છે, જે તવારીખમાં જાણીતું થયલુંછે, અને હવે પછીના ઇતિહાસમાં યુજીનીના રહેવાસને લીધે તે વધારે મશહુર થશે. છેક ઇંગ્લંડની રાણી એલિઝાબેથના વખતથી ચિઝલહર્સ્ટનો મેહલ પ્રખ્યાતી ભોગવેછે, જેની આસપાસની જગા રમણ્ય અને મનપસંદ છે.

આ મકાનમાં યુજીનીએ રેહાણ કીધા પછી તેણીની કેટલીક દોલત, કીમતી દાગીના અને બીજો અસ્બાબ પેરિસથી રવાના કીધેલાં તેને સલામત પહોંચતાં થયાં. એવી બૂમ હતી કે નેપોલ્યને મોટી દોલત ભેગી કરીને ઇંગ્લંડ, હૉલંડ તથા અમેરિકા ખાતેની બેંકો વગેરે ઠેકાણે ઠેકાણે રાખેલી હતી. પણ એ વાત જેમ પાછળથી ખોટી માલુમ પડી તેમજ નેપોલ્યને પાંચ કરોડ પૌંડની દોલત ઉડાવીછે તે બિના પણ ગલત માલુમ પડી. એ શેહનશાહે ૨૨ વરસ રાજપાટ ભોગવ્યું તે દરમયાન તેણે લખ્ખલુટ ખર્ચ કીધો તેમાં શક નથી, પણ તખ્તે આવ્યો ત્યારે તે જેવો ગરીબ હતો તેવીજ ગરીબી હાલતમાં તેણે તખ્ત છોડયું હતું. પણ બીજા હાથ ઉપર યુજીની કને થોડીક દોલત રહી ગઇ ખરી. તેણીને પોતાની શાદી વેળા મળેલું ઝવેરાત, તથા બીજી શેહનશાહ તરફની ભેટ સોગાદો, પોતાના બાપ તરફથી વારસામાં મળેલી સ્પેન ખાતેની મિલકત, એ સઘળું તેણીના હાથમાં રહ્યું. નેપોલ્યનના ૧૪ ગાડી ઘોડાનું લંડન ખાતે વેચાણ થયું હતું, જેથી ૨૫૦૦૦ જેટલી ઉપજ થઇ હતી.

જર્મન પાદશાહ વિલ્યમ પોતાના શેહનશાહ કેદી ઉપર બહુજ રેહમદિલ હતો. મેહલમાં વસવા જોડે નેપોલ્યનની ખિદમતમાં ૩૫ નોકરોનો રસાલો હતો. મેહલની આસપાસની જગામાં તે ચાહે ત્યાં ફરવા હરવાની તેને છુટ હતી. અહીં નેપોલ્યન રફતે રફતે પોતાની ખરાબીની વાતો ભુલવાની તજવીજ કરતો રહ્યો, પણ દેખઇતી રીતે તેની તબિયત દિનપર દિન બગડતી જતી હતી. એક તબીબ તેની ખિદમતમાં તૈયાર હતો. નેપોલ્યન ખાનપાન કસરત અને બીજી ચીજોમાં નિયમસર વર્તતો હતો, તે છતાં તનદુરસ્તીમાં સુધારો નહિ થવાથી તેના ઓરડાને ગરમ પાણીની બાફની નળીઓથી ગરમ રાખવામાં આવતો હતો. એક વેળા નળી ફાટવાથી શાહ અને તેના સોહબતીઓના જાન જોખમમાં આવી પડયા હતા. આ મેહલમાં રાણી યુજીની અને પ્રિન્સ ઇમ્પીરિયલનેબી લાવી રાખવાની પાદશાહ વિલ્યમે ભલામણ કીધી હતી, પણ નેપોલ્યને તેમ કરવા દેવાની સાફ ના પાડવાથીજ તે અને તેની રાણી જુદાં વસવા લાગ્યાં.

નેપોલ્યન વારેઘડીએ ઇંગ્લંડનું એહસાન માનતો હતો, કેમકે તેના ઘાયલ સિપાહીઓની બરદાસ્ત લેવા અને મદદ કરવાને એકલું ઇંગ્લંડ તૈયાર થયું હતું. ઇંગ્લંડે આ નાશકારક લડાઇમાં ફ્રાન્સ તરફ પોતાની લાગણી અચુક આકારમાં દેખાડવાથી જર્મનીને તેથી ઘણોજ ક્રોધ લાગ્યો હતો, અને પોતે ઇંગ્લંડ સાથ સગાઇનાં નાતાંથી જોડાયલું હોવા છતાં ઇંગ્લંડ પોતાનાં શત્રુને મદદનો હાથ આપવાનું પસંદ કરેલુ હોવાથી, ઇંગ્લંડ તરફનું જર્મનીનું રુસણું આજસુધી ચાલુ રહેલું દીસેછે. હજુ સુધી યુજીનીને રાજ્ય પાછું મેળવવાની આશા હતી. હજુ સુધી લડાઇતો ચાલુજ હતી. આગળ આપણ વાંચી ગયા તેમ પેરિસને જર્મનો જબરો ઘેરો નાખી પડયા હતા, અને તે પાયતખ્તની હાલત ઘણી બારીક થઇ પડી હતી. એ વેળા યુજીનીને અરજ થઇ કે શેહનશાહત ઉપરથી તેણીએ હાથ ઉઠાવવો, અને પાદશાહ વિલ્યમને લડાઇના દંડ દાખલ રાજ્યનો એક ભાગ આપવો. યુજીની અને નેપોલ્યનના મુખ્ય દોસ્તો અને સલાહકારો આ વેળા ઇંગ્લંડમાંજ આવી સલામત રહેલા હતા, તેમની રાણીએ મસ્લેહત પુછી; પણ તેઓએ આમ કરવાની સલાહ આપ્યા છતાં યુજીની

મજબૂતીથી એવી દરખાસ્તોની સામે થઇ. તેણી ચુપચુપ ચિઝલહર્સ્ટથી નિકળી પોતાના ખાવંદને મળવા વિલેમ્સ્હો ખાતે ગઇ, જ્યાં થોડાજ વખત રહી તેણી તરત પાછી ફરી. તેણી જોડે એ વેળા માત્ર એકજ વિશ્વાસુ જેનરલ કલેરી હતો. આં શાહાનશાહી જોડાં વચે વાતો શી થઈ તે જણાયું નથી. પણ આ સર્વનું શેવટ એ આવ્યું કે જર્મનો આલ્સેસ અને લૉરેનનાં પ્રગણા ઇનામમાં માંગતા હતા તે પોતે જાતે આપી દેવાને રાણીએ ના પાડી, અને નવાં થયલાં પ્રજાસત્તાક રાજ્યને માથે તે આપી દેવાની બદનામી રાણીએ આવવા દીધી.

સુલેહના કોલકરાર થયા ત્યાંસુધી નેપોલ્યન પોતાનાં પાદશાહી કેદખાનામાં ચુપ બેસી સઘળો તમાશો જોયા કરતો હતો. પણ પ્રજાસત્તાક રાજ્યની નબળાઇ જોઇ તખ્તના આગળા રાજવંશી દાવાદારો ઉભા થયા, તે ઉપરથી નેપોલ્યને પણ પોતાના સૌથી પહેલા અને સૌથી મજબૂત હક માટેની લડત ચલાવી. તેણે ફ્રેંચ પ્રજા જોગું એક જાહેરનામું બહાર પાડી સઘળો દોષ નવું રાજ્ય ઉભું કરનારાઓને માથે મુકયો હતો, જે ઉપરથી જયારે સુલેહ થઇ અને જર્મનો ફ્રાન્સ છોડી ચાલી ગયા ત્યારે પ્રજાની મોટી સભામાં જે મુખ્ય ઠરાવ થયો તે એ કે નેપોલ્યન અને તેના વંશનો તખ્ત ઉપરનો હક રદ કરવો. આ રીતે રાજસભા તરફથી પોતાના હક ઉપર પાણી ફેરવાયલું જોઇને નેપોલ્યને એજ સભા ભેગો એક પત્ર લખી તેના ઉપલા ઠરાવ સામે પ્રોટેસ્ટ ઉઠાવ્યો.

આ તેનું છેલું રાજદ્વારી કામ હતું. એ પછી વિલેમ્સ્હોનો મેહેલ છોડી નેપોલ્યન તા૦ ૧૯ મી માર્ચ ૧૮૭૧ ને દિને જેનરલ મોંટિબેલો જોડે બેલ્જીયમમાં થઇને ઇંગ્લંડ જવા નિકળ્યો. મેહેલ છોડતી વેળા ૮૩ મી જર્મન રીજમીંટ તેનાં માનમાં તૈયાર રાખેલી હતી. બીજે દિને બપોર પછી રાણી યુજીની અને પ્રિન્સ ઇમ્પીરિયલ પદભ્રષ્ટ શેહનશાહને ડોવરનાં બંદર ખાતે જઇ મળ્યાં. ડોવરમાં તથા ત્યાંથી ચિઝલહર્સ્ટ ખાતે તેઓ જઇ પુગ્યાં ત્યાંસુધી ઇગ્લંડનાં લોકે તેમને ભારી હર્ષનાદથી આવકાર દીધો અને તેમની ગમી પુરત વેળા વિસરાવી. આ રીતે નેપોલ્યન અને યુજીની પોતાનું મોટું રાજ્ય સદાનું ખોઇ બેઠાં.

---

## સંખાવતના શાહ તે એ!—૨

પાર્સીઓ આજકાલના સખી દિલગુર્દો ધરાવતા નથી; તેમનું અમીર હિંદુસ્તાનમાં આવ્યાં પછીજ ન્યાતજાતના તફાવત વિના દાન કરવામાં આગળ પડનારૂં નથી; પણ તેઓ બાપેદાદેથી—ઇરાનમાં હતા ત્યારથી, પાદશાહાત ગઇ ત્યારથી, અને ખરેખર પાદશાહાત હતી ત્યારથી—સખાવતમાં શુરા છે, તે દેખાડનારી બે વાર્તાઓ મી૦ પા. બ. દેસાઇની રચેલી "અરેબ્યન ટેલ્સ" ની નવી ચોપડીમાંથી અમે ગયા અંકમાં ઉતારી લીધા પછી આજે બીજી ત્રણ નાની વાર્તાઓ અમારા શોકિન વાંચનારાઓને માટે ઉતારી લઇશું. જે સખી મર્દોના સંબંધમાં આ વાર્તાઓ છે તેઓ ત્રીજી પહેડીએ પાર્સી હતા, અમીરી ખાનદાનના હતા, અને કેટલાકો મુજબ ઇરાનના પાદશાહી તોખમના હતા. એ ખાનદાન બર્મેકીને નામે મશહુર છે, જેનું નામ "અરેબ્યન નૈટસ" ની વાર્તાઓમાં ખલીફ હારૂન અલ રશીદના માનિતા વજીર જાફરથી જગપ્રસિદ્ધ થઇ ચુકેલું છે.

---

"અવગુણ ઉપર ગુણ કરે તે જગમાં
જીત્યો સહી."

એક દેહાડે યાહિયા ઇબ્ન ખાલીદ બર્મેકી ખલીફના મેહેલમાંથી પાછો ફરી પોતાને ઘર ગયો ત્યારે તેણે દરવાજા આગળ એક માણસને દીઠો, કે જેણે તેને જોતાંજ ઉઠીને સલામ કીધી અને એવું બોલ્યો કે "અએ યાહિયા, મને તે ચીજની જરૂર છે કે જે તારા હાથમાં છે, અને અલ્લાહ પાસ હું અરજ ગુજારૂં છું કે મારા ઉપર તે તારી મેહેરબાનગી ઉતાર."

યાહિયાએ પોતાના માણસોને ફરમાવ્યું કે પોતાનાં મકાનમાંની એક જગા પેલા ધણીને માટે મુકરર કરે. પછી તેણે પોતાના ખજાનચીને ફરમાવ્યું કે આ મોતાજમંદ માણસને દરરોજ એક એક હજાર રૂપાંના સિક્કા નજર કરે. વળી યાહિયાએ હુકમ આપ્યો કે સર્વેથી સરસ ખાણું તે ધણીને માટે પકાવી મુકવું.

આ રીતે પેલો ધણી યાહિયાનાં મકાનમાં એક મહિનો દહાડો સુધી રહ્યો. એ મુદતને દરમયાન તેને ત્રીશ હજાર રૂપાંના સિક્કા મળ્યા હતા; પણ હવે તેને ભય લાગ્યો કે "આવડી મોટી રકમ થઇછે માટે યાહિયા મારી કનેથી એ સઘળી દોલત પાછી લઇ મુકશે." એટલા માટે એક મહિનો પુરો થયા બાદ પેલો ધણી કશો પણ ઉપકાર માન્યા વિના ગુપચુપ તે ઘરમાંથી જતો રહ્યો. આ બાબેની ખબર યાહિયાને આપવામાં આવી ત્યારે તે એમ બોલ્યો કે "અલ્લાહના કસમથી કહુંછું કે જો આ ધણી પોતાની જીંદગીના સઘળા દિવસો સુધી મારી સાથે રહ્યો હોત તોપણ હું તેને દરરોજ મળતી બક્ષેશ પાછી ખેંચી લેત નહિ, તેમજ મારાં મકાનમાં તેની પરોણાગત બંધ કરત નહિ."

બર્મેકીવાળાઓનો સખી દિલગુર્દો અણહદ છે; તેમની ખુબીઓનું પુરેપુરૂં બયાન થઇ શકેજ નહિ. મુખ્ય કરીને ખાલિદના બેટા યાહિયાની ખુબીઓ તો નહિ ગણાય એટલી બધી છે. તેનાં સખાવત અને બક્ષેશનાં કામો બેશુમાર છે. શાયર તેને માટે આ રીતે કહી ગયો છે કે—

પુછ્યું મેં બક્ષેશને "છે સ્વતંત્ર તું"—
બોલી "નારે ના, હું તો યાહીાની ગુલામ છું;"
પુછ્યું "શું ખરીદી લીધી!"-બોલી "નારે ના.
બાપેદાદે ગુલામીમાં છું હું વંશપરમપરા.

---

## છુપું ભલું કરે તેજ ખરો આદમી.

સલીમ અલ બાહીલીનો બેટો સઇદ પોતાના અહેવાલ આ મુજબનો જાહેર કરેછે:—

હારૂન અર રશીદના જમાનામાં મારો વખ્ત બારીક આવી લાગ્યો; મને ઘણું કરજ થયું અને તે મારેથી અદા થઇ શક્યું નહિ. મારા ઇલાજો ખુટી ગયા, અને હું ગાભરો બની ગયો; શું કરવું તે સુઝે નહિ. માંગનારાએ તાકીદ કરવા લાગ્યા; મારા દરવાજા ઊ[illegible] તેઓ આવીને બેઠા, અને તકાજો કરવા લાગ્ય બહાનાંબી ખુટી ગયાં, અને મારૂં મગ[illegible] મુશ્કેલી વચે ઘુમવા લાગ્યું. જ્યારે મેં પોતા[illegible] આ રીતે મુશ્કેલીઓમાં દિઠો અને મા[illegible] અસલી આબાદ હાલત બદલાઇ ગયલી જો[illegible] ત્યારે હું મલિક અલ ખુઝાઇના બેટા અબ્દ[illegible] પાસે ગયો અને તેની સલાહ પુછી. તેણે મ[illegible] કહ્યું કે "બર્મેકી ખાનદાનીઓ સિવાય કોઇ[illegible] ધણી તને તારી મુશ્કેલી અને ઇંતેજારીમાંથ તારી દિલગીરી અને મુફલેસીમાંથી છોડવના નથી."

હું બોલ્યો કે "તે લોકની ગરરી અ[illegible] તેઓનો દુમાખ કોણ સાંખી શકશે?"

અબ્દલ્લાએ કહ્યું કે "તારી હાલત સુધારવા માટે તે તારેજ સાંખવો જોઇયે."

એટલામાટે હું ત્યાંથી ઉઠ્યો, અને યાહિય ઇબ્ન ખાલિદના બેટાઓ અલ ફઝલ અને જાઅફર પાસે ગયો, તેઓ આગળ મારી હકી કત બયાન કીધી અને મારી હાલત જાહે[illegible] કીધી, જે સાંભળી લઇને તેઓએ મને કહ[illegible] કે "ખોદા તને સાહા થાઓ, અને પોતાન[illegible] બક્ષેશથી તને બીજા ઇનસાનોથી સ્વતંત્ર કરો તને આબાદ કરો, અને બીજા કોઇબી ધણી કરતાં ચહડતો બનાવો! કાંએકે તે સાહેબ જે ચાહે તે કરી શકેછે, તે પોતાના નોકરો તરફ મેહરબાન છે અને તેમની હાજતોથી જાણીતો છે."

હું પાછો ફરી અબ્દલ્લા ઇબ્ન મલિકને જઇ મલ્યો. એ વેળા મારી છાતી ગુમવાઇ ગઇ હતી, મારૂં માથું ફરતું હતું અને મારૂં દિલ તુટી ગયું હતું. તેઓએ મને જે કંઇ કહ્યું હતું તે સઘળું મેં અબ્દલ્લાને પાછું કહી સંભળાવ્યું, જે ઉપરથી તે બોલ્યો કે "તું આજનો દિવસ મારી સાથે રહે તો લાયક છે, પછી આપણ જોઇશું કે ખોદાતાલા (જેનાં નામની જીયાદતી હોજો!) શો હોકમ ફરમાવે-

છે." એટલામાટે હું તેની જોડે થોડાક વખ્ત બેઠો. પણ તે દરમયાન શું બન્યું તે જુઓ! મારો જવાન નોકર મારી આગળ આવીને બોલ્યો કે "અમે આજ, આપણા દરવાજા આગળ ઘણાંએક ખચરો ઉપર માલ લાદીલો લઇને એક માણસ આવ્યોછે, અને કહેછે કે "હું યાહિયાના બેટા અલ ફઝલનો તથા જાફરનો આડતિયો છું."

આ ઉપરથી અબ્દલ્લા બોલ્યો કે "મને ઉમેદ પેદા થાયછે કે તારૂં કામ આબાદ થયુંછે. તને જોઇતી મદદ આવી પુગીછે. માટે ઉઠ, અને જો કે એ શું છે."

હું ઉઠયો, અને તેની ખિદમતમાંથી વિદાય થઈ મારાં મકાન તરફ દોડયો. દરવાજા આગળ મેં એક માણસને દિઠો, જેના હાથમાં એક રૂકો હતો, જે મેં લઇને વાંચ્યો તો તેમાં આ મુજબનું લખેલું હતું:—

"જ્યારે તારી સર્વ બિના અમે સાંભળી લીધી ત્યારે તારા વિદા થયા પછી અમે ખલીફ પાસે ગયા અને તેને ખબર આપી કે તું ભીખારી હાલતમાં આવી ગયોછે. આ ઉપરથી તેણે અમને ફરમાવ્યું કે સરકારી ખજાના ખાતેથી ૧૦૦૦૦૦૦ રૂપાંના સિક્કા તને પહોંચતા કરવા. પણ અમે તેને કહ્યું કે 'આટલી રકમ તો તે પોતાના માંગનારાઓમાંજ વહેંચી આપશે, એની મદદથી તે પોતાનું કરજ અદા કરી શકશે; પણ પછી પોતાનો નિર્વાહ કયાંથી કરશે?' આ ઉપરથી તેણે હુકમ આપ્યો કે તને બીજા ૩૦૦૦૦૦ રૂપાંના સિક્કા આપવા. અને અમે બંને ભાઇઓમાંના દરેકે પોતાની વાજબી દોલતમાંથી તારે માટે ૧૦૦૦૦૦૦ સિક્કા જુદા મોકલ્યાછે. આથી આખી રકમ એકંદર ૩૩૦૦૦૦૦ રૂપાંના સિક્કાની થયછે, જેથી તું તારી હાલત પાછી સુધારી શકશે."

જુઓ આ ઊત્તમ પુરૂષોએ દેખાડેલો સખી દિલસુર્દો! ખોદાતાલા (જેનાં નામની જીયાદતી હોજો!) ની તેઓ ઊપર રેહેમ હોજો!

---

## ખરો સખી દુશ્મનનું પણ ભલું કરેછે.

કહેછે કે હારૂન અલ રશીદે બર્મકીનાં ખાનદાન ઉપર ખફા થઇ તેનો નાશ કીધા આગમજ સાલેહ નામના પોતાના એક ચોકીબાનને બોલાવ્યો, અને જ્યારે તે તેની આગળ આવ્યો ત્યારે ખલીફ બોલ્યો કે "અએ સાલેહ, મન્સુર પાસે જા અને તેને કહે કે 'તારી કને મારા ૧૦૦૦૦૦૦ રૂપાંના સિક્કા નિકળેછે, અને મારો હુકમ છે કે એ રકમ એકદમ લઇને તું મારી ખિદમતમાં હાજર થાય.' અએ સાલેહ, હું તને ફરમાવું છું કે આફતાબ ગુર્બ થવા આગમજ આ રકમ તે તને નહિ ભરી દે તો તારે તેનું સર તેનાં બદનથી છુટું પાડવું અને મારી નજદીક લાવવું."

સાલેહ ખલીફને નમીને તેનો હુકમ બજાવવા ગયો. તે મન્સુર પાસે ગયો અને તેને ખલીફના સર્વ હુકમથી વાકેફ કીધો. આ સાંભળીને મન્સુર પોકારી ઉઠયો કે "યા ખુદા! મારૂં તો સત્યાનાશ વળ્યું! કારણકે મારી તમામ મિલકત અને મારી કને જે કંઈ છે તે મોઘાંમાં મોઘી કીમતે વેચીશ તોપણ તેની ૧૦૦૦૦૦ થી વધારે રકમ ઉપજવાની નથી. ત્યારે, અએ સાલેહ, બાકીના નવ લાખ સિક્કા હું કયાંથી લાવીને હાજર કરી શકીશ?"

સાલેહે જવાબ દીધો કે "તું કંઇ યુકિત એવી લડાવ કે જેથી ઝટપટ તારો બચાવ થઈ જાય. અગર નહિતો તારો જાન જશે; કેમકે ખલીફે મને ફરમાવ્યુંછે તે ઊપરાંત હું તને એક ઘડીની પણ મેહતલ આપી શકનાર નથી, અને તે નામદારે મને જે કંઈ બજાવવા ફરમાવ્યુંછે તે બજાવ્યા વિના રેહેવાવાનું નથી; વાસ્તે તને આપેલી મુદત પુરી થાય તે આગમજ તારો જાન બચાવવા માટે કંઇબી યુકિત શોધી કહાડ."

મનસુર બોલ્યો કે "અએ સાલેહ, હું માગી લઊંછું કે તું મેહરબાની કરીને મને મારે ઘર લઇજા, કે જેથી કરીને હું મારાં બચ્ચાંઓ અને કુટુંબીઓને છેલી વાર ભેટી લઉં, અને મારા અજીઝોને મારી છેલી વસીહત કરૂં."

આ ઉપરથી સાલેહ બાપડા મન્સુરને તેને ઘર લઈ ગયો, અને તે પોતાનાં કુટુંબને ભેટી લેવા લાગ્યો. તેનાં મકાનમાં માતમના પોકાર ઉઠયા, સઘળાંઓ રડવા અને છાતી કુટવા તથા બાલ પિંખવા લાગ્યાં, તથા ખોદાની મદદ માંગવા લાગ્યાં કે જેનાં નામની જીયાદતી થાઓ!

પછી સાલેહે મન્સુરને કહ્યું કે "મને એવો વિચાર આવેછે કે બર્મકી ખાનદાનીઓની મારફતે ખોદા તને મદદ કરશે; વાસ્તે તું મારી સાથે ખાલીદના બેટા યાહિયાનાં ઘર તરફ ચાલ."

જ્યારે તેઓ યાહિયા પાસે ગયા ત્યારે મન્સુરે પોતાના સર્વ હેવાલથી તેને વાકેફ કીધો, જે સાંભળીને યાહિયાને બહુ દુખ લાગ્યું, અને થોડાક વખ્ત સુધી જમીન તરફ પોતાનું ડોકું નીચું કીધું. પછી તેણે માથું ઉચકીને પોતાના ખજાનચીને બોલાવ્યો અને તેને પુછયું કે "ખજાનામાં કેટલું નાણું છે?"

તેણે જવાબ આપ્યો કે "પાંચ હજાર રૂપાંના સિક્કા."

યાહિયાએ તે લાવવા ફરમાવ્યું, અને પછી પોતાના બેટા અલ ફઝલ ઉપર એક ચીઠી લખી આપીને માણસ દોડાવ્યો. એ ચીઠીમાં એવું લખ્યું હતુ કે "મોટી કીમતની જાગીરો મને વેચવાની માંગણી થઇછે, કે જે મને પડત નાખવી જોઇતી નથી; માટે થોડુક નાણું મારી ઉપર મોકલી આપ." આ ઉપરથી અલ ફઝલે ૧૦૦૦૦૦૦ રૂપાંના સિક્કા મોકલી આપ્યા. પછી યાહિયાએ પોતાના બીજા બેટા જાઅફર ઉપર એક ચીઠી આપીને બીજા માણસને મોકલ્યો, જેમાં એવું લખ્યું હતું કે "એક અગત્યનું કામ બજાવવું છે માટે થોડાંક નાણાની જરૂર પડીછે." આના જવાબમાં જાઅફરે તરત ૧૦૦૦૦૦૦ સિક્કા મોકલી આપ્યા. એજ રીતે યાહિયાએ બર્મકી ખાનદાનના જુદાજુદા ધણીઓ ઉપર અનેક માણસો મોકલાવીને મન્સુરને થકી નાણાંની એક મોટી રકમ ભેગી કીધી.

હવે આ બાબે સાલેહ કે મન્સુરને કશી ખબર હતી નહિ, માટે મન્સુરે યાહિયાને કહ્યું કે, અમે મારા સાહેબ મેં તો તારી દામન પકડીછે, અને તારી હમેશની સખાવત જાણીને તારા સિવાય બીજા કોણ કનેથી એ નાણું મેળવવાં તે હું જાણતો નથી. એટલામાં મારી મિલકત વેચતાં જે રકમની હજુ ખુટ પડેછે તે તું પુરી કરી આપ, અને મને તારો સદાનો કરજદાર ગુલામ બનાવ."

"આ સાંભળીને યાહિયા પોતાનું સર જમીન ઉપર નીચું નમાવીને રડયો, અને પછી બોલ્યો કે "અએ ખિદમતગાર, નામદાર ખલીફે આપણી લોંડી દીનાનુરને મોટી કીમતનું એક ઝવેરાત બક્ષ્યું હતું, માટે તું જા અને તેણીને કહે કે તે ઝવેરાત મારા ઉપર મોકલી આપે."

પેલો ખિદમતગાર ગયો, અને ઝવેરાત લઇને પાછો ફર્યો. પછી યાહિયાએ મન્સુર તરફ ફરીને કહ્યું કે—"અએ મન્સુર ૨૦૦૦૦૦૦ દીનાર (સોનાના સિક્કા) ની કીમતે આ ઝવેરાત મેં નામદાર ખલીફને માટે સોદાગરો કનેથી ખરીદ કીધું હતું, અને વાંસલી વગાડવામાં ઉસ્તાદ ગણાતી અમારી લોંડી દીનાનુરને તે નામદારે આ ઝવેરાત ભેટ કર્યું હતું. જ્યારે તે નામદાર તે તારી પાસે આવેલું જોશે ત્યારે પિછાનશે, અને તારી સાથે માનથી વર્તશે, અને અમને માન આપવા થકી અમારે લીધે તારો જાન બચાવશે; અને એ મન્સુર, તને જોઇતાં નાણાં હવે પુરેપુરાં ભેગાં થઇ ચુકયાં છે."

મન્સુરને સાથે લઇને સાલેહ પેલાં સઘળાં નાણાં લઈ ખલીફની દરબારમાં ગયો. પણ માર્ગમાં મન્સુર પોતાને લાગુ પાડીને આ મતલબની એક બેત બોલતો સાલેહને સંભળાયો:—

"ગયા નહિ પાય મોહબતસે તેઓ તર્ફ,
બિધો જીવથી ગયો તેથી હું તો સર્ફ."

આવા સખુનો સાંભળીને સાલેહને બહુ અચરતી લાગી કે મન્સુરનાં જેવો નીચ અને ઘાતકી નિમકહરામ બીજો કોઇ હોશે નહિ, અને એનું ખાનદાન બહુજ કમીનું અને કનિષ્ટ હોવું જોઇયે. તેણે મન્સુરને

ગુસ્સાથી જવાબ દીધો કે "દુનિયાની સપાટી ઉપર ખર્મકીઓ કરતા વધારે ભલું કોઇ નથી; અને જગતમાં તારા કરતાં વધારે નીચ અને વધારે બુરૂં બીજું કોઇ નથી; કેમકે તેઓએ તને મોતને ઘરથી ખરીદ કરી લીધો, નાશમાંથી તારો બચાવ કીધો, અને તારા છુટકારાનું દામ તને બક્ષ્યું, પણ તેના બદલામાં તેં તેઓનો નથી ઉપકાર માન્યો કે નથી સ્તુતી કીધી, પણ તેને બદલે ઊપલા સખુનોથી તેં તેમની મેહેરબાનગીનો અવેજ વાળ્યો છે!"

સાલેહ પાદશાહની હજુરમાં ગયો અને જે સઘળી બિના બની હતી તેથી તે નામદારને વાકેફ કીધો. ખલીફ હારૂન એક તરફથી યાહિયાની સખાવતની અને તેના સુખી દિલગુદાની અને તેના ભલા ખવાસની બિના, અને બીજી તરફથી મન્સુરનું નીચપણું જાણીને બહુ અચરત થયો. તેણે ફરમાવ્યું કે પેલું જવેરાત યાહિયાને પાછું હવાલે કરી દેવું અને કહેવું કે "જે કંઇ મેં આપ્યુંછે તે પાછું લઇ લેવું વાજબી નથી."

સાલેહ પેલું જવેરાત પાછું લઇ ગયો, જે વેળા તેણે યાહિયા આગળ મન્સુરની બદ ચાલની ફરિયાદ કરવાની તક લીધી. યાહિયાએ તેને કહ્યું કે "અયે સાલેહ, જ્યારે એક માણસ તંગીમાં આવી પડેછે અને તેનું દિલ દુખી હોયછે અને મન ગુચવાયલું હોયછે, ત્યારે તે જે કંઇ કરેછે તે માટે તેને ઠપકો ઘટતો નથી; કેમકે તે તે કામ દિલથી અને મનથી કરતો નથી." એ રીતે મન્સુરની બુરી ચાલ માટેનાં યાહિયાએ અનેક બહાનાં બતાવ્યાં.

આ સાંભળીને સાલેહ રડયો અને બોલ્યો કે "વખતના દોરમાં ફરીથી તારા જેવો માણસ કદી જન્મ લેનાર નથી. અફસોસ, ત્યારે, તારા જેવા ઉત્તમ ખવાસના અને તારા જેવી સખાવતના શાહને જમીનમાં છુપાવી દેવા (જમીદા કરવા) માં આવશે એ કેમ બને!"

પછી તે આ બેતો બોલ્યો:—

"કર ઉતાવળ બજાવવા કોઇબી ભલું કામ,
રહેતું નથી ચાલુ હમેશ સખાવતનું ઠામ;
અચકેછે જો માનવી સખાવત કરતી વેળ.
અટકાવેછે મુફલેસી રાખી સદાનો છેલ."

---

# માણસખાઉ જંગલીઓનો યુરોપિયન રાજા.

## આસ્ટ્રેલિયાના કાળા દેશીઓમાં ૨૮ વરસ ગુજારી આવનાર એક ફ્રેંચ મુસાફરની કાહણી.

આપણ નાના હતા ત્યારે "રૉબિન્સન ક્રુસો" ની રસીલી કથા વાંચી હતી. તે કથા એક ખરા બનેલા બનાવ ઉપરથી જોડી કહાડેલી હતી. તે કથાને મળતી એક નવી ખરી બનેલી કહાણી હાલ અજવાળાંમાં આવીછે. મો. લુઇ દિ રૂઝમંટ નામે એક ફ્રેંચ મુસાફર ઉપર ગુજરેલી મુસીબતોની આ કહાણી, જે તેણે બ્રિસ્ટલ શેહેર ખાતેની બ્રિટિશ આસોશિયેશનના છેલા વાર્ષિક મેળાવડા દરમયાન બે જુદાં જુદાં ભાષણો આપીને અજવાળાંમાં આણીછે. એ ભાષણો સાંભળવાને નામીચા અંગ્રેજ વિદ્વાનો ભેગા મલ્યા હતા, જેઓએ આ મુસાફરને બારીક સવાલો પુછીને તેની હકીકતોની સચાઇ બાબે પોતાની ખાતરી કરી લીધીછે. ઑસ્ટ્રેલિયાનો ટાપુ યુરોપખંડ જેવડો મોટો છે, અને જોકે તેને શોધી કાઢવાને એક સદી વહી ગઇછે, તોપણ તેના મહિલા ભાગોમાં શું છે તે હજુ કોઇ જાણતું નથી. ત્યાં યુરોપિયનોની જે કાંઇ વસ્તી થઇછે તે માત્ર કાંઠા ઉપરજ થઇછે; ખંડના મહિલા ભાગો બાબે હજુ કેવળ અંધારૂંજ છે. તોપણ ત્યાં વસ્તી નથી એવું આપણે સમજવાનું નથી. એ ખંડ તેના અસલ રહેવાસીઓથી ભરપુર છે. અને તેવા અસલી રહેવાસીઓમાં ઉપલો ફ્રેંચ મુસાફર ત્રીશ વરસોની લાંબી મુદત ગુજારી આ વર-

સેજ યુરોપ પાછા ફર્યોછે. એ ખંડના વાય્વ અને મધ્ય ભાગોમાં તેણે કાળા જંગલીઓ સાથ લાંબાં વરસો ગુજાર્યાંછે, અને તે મુદતમાં પોતાની ઉપર ગુજરેલી જફાઓનું તેણે ઉપલાં ભાષણોમાં વર્ણન આપ્યુંછે. આ કહાણી અનેક રીતે જાણવાજોગ છે; મુખ્ય કરીને જંગલી કાળા લોકો સુધારાની રોશનીથી ગમે એટલા બેખબર હોવા છતાં કેવી સરસ રીતભાત ધરાવેછે અને તે ઉપરથી ગોરા સુધરેલા લોકોને કેટલુંબધું શિખ્ખવાનું છે, તે આ કહાણી ઉપરથી જણાયછે. આ કહાણીનો સાર ફ્રેંચ મુસાફર રૂઝમંટના શબ્દોમાંજ આપણુ નીચે મુજબ વાંચીશું.

૧૮૬૩ નાં સાલમાં હું મારૂં વતન છોડીને મોતીની શીપ મેળવવાના ઇરાદાથી ઑસ્ટ્રેલિયા અને ન્યુગીની વચેના દરિયા તરફ હંકારી ગયો. એ વેળા હું બહુ જવાન છોકરો હતો. દશ મહિના પછી મારૂં વહાણ પરવાળાંના ખડક સાથ અથડીને ભાંગી ગયું, ઑસ્ટ્રેલિયાના વાય્વ ખુણાં ઉપરના એક નાના ટાપુમાં હું જઇ પડયો. હું એકલવાયો હતો, પણ મારી જોડે વહાણના કપ્તાનનો કુત્તો પણ બચી આવ્યો હતો. બે વરસ સુધી અંહીં મેં દુખભરેલી એકાંત જીંદગી ગુજારી, જે બાદ કાળા લોકોની એક ટોળકી ખરાબે અવડી અમારા ટાપુ ઉપર આવી ચડી. તેઓ જોડે છ માસ ગુજારીને હું ઑસ્ટ્રેલિયાના ખંડ તરફ હંકારી ગયો. માર્ગમાં કોઇબી યુરોપિયન સંસ્થાન મેળવવાની શોધ કરતો હું છેક ખંડનાં ભિત્તરમાં જઇ લાગ્યો. શરૂઆતમાં મારી કને કપડાં, હથિયાર કે ઓજાર જેવું કંઇજ હતું નહિ. એક બાઇબલ ભોગજોગે બચેલી હતી તેનાં કોરાં પાના ઉપર મેં કંઇ કંઇ નોંધ લોહી વડે ઉતારી હતી, પણ પાછળથી ચાલુ સાલમાં "મિટોરા" નામે સ્ટીમર ભાગી તેમાં આ કેતાબ નાશ પામી હતી. મારી નાદાન વયને લીધે મને ઑસ્ટ્રેલિયાની ભુગોળવિદ્યાની કશી ખબર ન હતી. કેમ્બ્રીજ ગલ્ફ નામના દરિયામાં મારા કાળા સોહબતીઓનું વતન હતું, જ્યાં તેઓએ મને લાયક માન આપ્યું અને ઘણીજ સરસ આગતાસ્વાગતા કીધી. ઉપર કહેલા ટાપુ ઉપર જે કાળા દેશીઓ ઘસડાઇ આવ્યા હતા તેઓમાંની એક સ્ત્રી મારી બાયડી થવા પામી હતી, અને તેણીનીજ ભલામણને લીધે મને સર્વ દેશીઓએ મિત્ર ગણી માન આપ્યું. મને ગોરી ચામડીનો જોઇને આ દેશીઓ જેટલા અચરત થયા નહિ તેટલા તેઓ મારાં પગલાં જોઇને વિસ્મય પામ્યા. તેઓનાં અને મારાં પગલાં વચે દેખઇતો મોટો તફાવત હતો.

૧૮૭૪ નાં સાલ સુધી મેં ગોરા લોકોનાં સંસ્થાનોની શોધ માટે મારી બાયડી જોડે ઘણી મંજલ કાપી, પણ મને કોઇબી યુરોપિયનનો ભેટો થયો નહિ. મેં હવે ઑસ્ટ્રેલિયાનો આખો ખંડ ઉત્તરેથી વટાવી દક્ષિણે જવાની મંજલ માથે ઉઠાવી. પણ એમ કરતાં માર્ગમાં અમને લાલ પથરોના મોટા ઉંચા પર્વતોની હાર મળી, જે ઉગમણુથી આથમણુ તરફ લંબાયલી હતી. પર્વતો વચેની ખીણોમાં વનસ્પતિ ખીલી નિકળી હતી, અને કાળા લોકોની વસ્તી પણ ભારી હતી. મારી ધારણા મુજબ હું દક્ષિણ છેડે તો જઇ શકયોજ નહિ, કેમકે માર્ગમાં પર્વતો અને નદીઓની મુશ્કેલીઓ જોડે વળી એક ટોળાનો મુલક છોડી બીજા ટોળાના મુલકમાં દાખલ થવાની મુસીબતો કંઇ ઓછી ન હતી. આ ભાગોમાં જ્યારે પાણી મળતું નથી ત્યારે દેશીઓ બિયાબાનોમાં ઉગતાં "માલી" નામે એક જાતનાં ઝાડનાં મુળિયાં કાપી તેમાંથી પાણી મેળવેછે. "યુકેલિપ્ટસ" નામનાં ઝાડોની આ એક કિસમ છે, જેનાં બબે ફીટ જેટલા કટકા કાપી કાઢીને દેશીઓ શેરડીનાં પેડિયાં માફક તેમને ચુશેછે અથવા તેમને કોઇ વાસણમાં મુકેછે એટલે આપોઆપ સર્વ પાણી નિકળી આવેછે. પાણી તદન સ્વચ્છ હોવા છતાં જરા માટીનો પટ મારેછે. જ્યાં સર્પ જણાય ત્યાં પાણી મળવાનું એમ તેઓ માનેછે. સાત મહિના સુધી મારી બાયડી જોડે મુસાફરી કીધા બાદ એકાએક ચાર ગોરા

માણસોની ટોળકી અમને મળી ગઇ. મારી જોડ આ વેળા થોડાક કાળા દેશીઓ પણ હતા, જેઓ ઉપર ઉપલાજ ગોરાઓએ હુમલો કરેલો હોવાથી આ વેળા તેઓને જોતાંજ કાળાઓએ કીનો લેવા તેઓ ઉપર ધસારો કીધો, જેમાં હું પણ શામેલ થયો. પણ ગોરાઓ કને બંદુકો હોવાથી તે અમારી તરફ છોડીને તેઓ ગેબ થઇ ગયા.

આ વેળા હું તદન નગ્ન હાલતમાં હતો. કાળા જંગલીઓ સાથ વસતો હોવાથી તેઓની માફક મેં મારાં શરીરને રંગેલું હતું. વળી મારી ગોરી ચામડી સૂર્યના તાપથી કાળી મારી ગઇ હતી. એટલામાટે ઉપલા ચાર ગોરાઓ મને ઓળખી શક્યા નહિ. આવી હાલતમાં મેં વજ્ઞે વજ્ઞ નાચારીથી ગોરાઓ સાથ મળવાની આશાજ છોડી હતી. ઉપલા બનાવ પછી બે ત્રણ અઠવાડિયે મારી બાયડીએ એક ગોરા માણસને શોધી કાઢયો. પણ તે બીમારો મગજથી ગયલો હતો. તે મારી જોડ બે વરસ સુધી રહ્યો, અને મરતી વખ્તેજ સાવધ થઈ બોલ્યો કે "મારૂં નામ ગિબ્સન છે, અને હું ગાયલ્સ નામે ઇંગ્રેજની ટોળકીમાંનો છું." ગિબ્સનનાં મરણ પછી મેં હવે એકાંતવાસમાં મારી જીંદગીના દહાડા પુરા કરવા ધાર્યું, પણ મારા જંગલી મિત્રોએ મને દિલાસો આપ્યો કે મને જે જોઇયે તે હાજર છે, માટે હું જો તેઓની જોડ રહીશ તો તેઓ મને પોતાનો પાદશાહ ગણીને માન આપશે. આ ઉપરથી મેં તેઓ જોડ આશરે ૨૦ વરસની લાંબી મુદત ગુજારી. આ દેશીઓ મધ્ય ઑસ્ટ્રેલિયામાં વસેછે, જેમની જોડ મેં માહેલા બાગો ખાતે શોધખોળને થકી ઘણીએક વેળા મુસાફરી કીધી હતી.

એક વાર તો એક ઉંટનો કાફલો પસાર થઈ ગયો હતો તેને પગલે અમે આગળ ચાલ્યા અને તેમ કરીને યુરોપિયન સંસ્થાન શોધી કાઢવાની તજવીજ કીધી. તેમાં તો હું ફાવ્યો નહિ, પણ મારા સોહબતીઓને ખાલી પત્રાંનાં બાકસ વગેરે મલ્યાં તેમની જોડ એક વર્ત્તમાનપત્ર પણ હાથ લાગ્યું. તે સિડની ખાતે પ્રગટ થયલું "*Town and Country Journal*" નામનું હતું. આ પત્રમાં મેં એવું વાંચ્યું કે "ઑલ્સેસ અને લોરેન પ્રગણાઓ તરફના સભાસદોએ જર્મન પાર્લામેંટમાં મત આપવાની ના પાડી, અને ત્યાંથી તેઓ ચાલી ગયા." આનો અર્થ હું સમજી શકયો નહિ, કેમકે એ બંને પ્રગણાંઓ તો મારાં વતન ફ્રાન્સને તાબેનાં હતાં, અને તેના પ્રતિનિધિઓ જર્મન પાર્લામેંટમાં કયાંથી જાય? મને ૧૮૭૦—૭૧ ની ફ્રાન્સ અને જર્મની વચેની લડાઇની ખબર હતી નહિ, તેથી આ બાબતનો ભેદ હું સમજી શકયો નહિ. આ વર્તમાનપત્ર મેં એટલીબધી વાર ફરી ફરીથી વાંચ્યા કીધું કે તે લગભગ મારે મોઢે થઇ ગયું. તેને એક ચામડાંની કોથળીમાં મેં સાચવી રાખ્યું હતું, તોપણ વખ્તે વખ્ત બાહેર કાઢયા કીધું તેથી તેના કટકા ગોવડ થઈ ગયા.

હું મધ્ય ઑસ્ટ્રેલિયાના જે ભાગનાં લોકોનો રાજા થઇ રહ્યો હતો તેમનું નામ "વંગવંગ હતું, અને તેમનો મુલક ઉત્તર, દક્ષિણ અને પૂર્વ બાજુએથી પહાડોથી ઘેરાઇ ગયો હતો. પર્વતો ઉંચા હતા, જેમાં પુષ્કળ થંડી હોવી જોઇયે; પણ ત્યાં બર્ફ પડતો મેં કદી દીઠો નથી. ત્યાંના ખડકોમાંથી તેમજ નદીઓની રેતીમાંથી સોનું મળેછે. કેટલીક જગાનાં નાળાંઓ તો સોનાની રેતીથી ભરપૂર છે. આ રેતીઓમાં વળી જાતજાતના અને રંગબેરંગીન હીરાઓ મળી આવેછે. તેઓ ભીનાપલા હોય ત્યારે તેમનો રંગ ખુલ્લો જણાયછે. કોઇ કોઇ ઠેકાણેથી બારી કાળા રેતીના પથરા મળેછે, જેમને પ્રથમ હું લોખંડના સમજ્યો, પણ પાછળથી વધારે તપાસ કરતાં તેઓ કલાઇના જણાયા. એજ રીતે કેટલેએક ઠેકાણેથી લોખંડ અને બીજે ઠેકાણેથી ત્રાંબું મારે હાથ લાગ્યું. આ સઘળી ધાતુઓવાળી જગાઓ યુરોપિયન વસ્તીથી ઘણી દૂર છે, તોપણ જો બરાબર યોજના સાથની ટુકડીઓ શોધ કરવા ત્યાં જયે તો તેમનો માર્ગ કંઇ ઘણો મુશ્કેલ

માલુમ પડશે નહિ. હું પોતે જલદીથી એવી એક ટોળકી તે તરફ કીમતી ધાતુઓની શોધમાં લઈ જવાની ઉમેદ રાખું છું.

મારાં રાજપાટવાળા મુલકમાં લાંબી મુદ્દત ગુજર્યા પછી મારી જંગલી પ્રજા વચેની મારી જીંદગીનું આ રીતે શેવટ આવ્યું. ત્યાં ઇન્ફ્લુએન્ઝાનો રોગ સખ્ત આકારમાં ફાટી નિકળ્યો, જેણે સંખ્યાબંધ રહેવાસીઓના જીવ લીધા, જેઓમાંની એક મારી બાયડી પણ હતી. આ સ્ત્રી જંગલી લોકોની દીકરી હતી, પણ મારી જંગલીઓ વચેની આખી જીંદગીમાં તેણી બોલબોલ મારા રેહબર ફરેસ્તાસમાન હતી. અમોને ઘણાં ફરજંદો થયાં હતાં, જેમાંનાં જેઓ બાળ વયમાં મરતાં બચ્યાં હતાં તેઓ પણ ઉપલા નાશકારક રોગમાં ઘસડાઈ ગયાં. આથી હવે હું તદ્દન એકલો રહી ગયો. જે કારણોથી મારી જંગલી જીંદગી મને વહાલી થઇ પડી હતી તે કારણો હવે દૂર થયાથી હું એટલો બેચેન બની ગયો કે મારા ગોરા જાતભાઇઓને શોધી કહાડવાની એક છેલી જેહમત માથે ઍંચવાનો મેં કસ્દ કીધો. મેં મારૂં પહાડી મથક છોડયું અને નૈરુત્ય ખુણા તરફની રાહ ધરી. મારી આગળી સઘળી મંજલો દરમયાન બન્યું હતું તેમ આ વેળાએબી હું સીધો અને પાધરો મારી ધારેલી જગાએ જઇ પુગવા પામ્યો નહિ. માર્ગમાં હું આમથી તેમ ચક્ર લેવા લાગ્યો, અને જુદા જુદા ટોળાઓ વચે થોડી થોડી મુદ્દત ગુજારવાની મને ફરજ પડી. એમ કરતાં મને એક ઝાડ મલ્યું, જેના ઉપર "Forest" (ફૉરેસ્ટ) એવો શબ્દ લખેલો હતો. પાછલથી જણાયું તેમ આ એક ઈંગ્રેજ મુસાફરનું નામ હતું, કે જે તે તરફ શોધખોળ કરવા આવીને ઝાડ ઉપર પોતાનું નામ લખી ગયો હતો. અહીંથી દક્ષિણ તરફનો મેં રસ્તો લીધો અને એમ કરતાં પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં મૌંટ મારગરેટ નામે પહાડની ઉત્તરે થોડાક દિવસોની મંજલ ઉપર મને યુરોપિયનોની એક ટોળકી મળી, કે જે તે તરફ સોના વગેરેની શોધમાં આવી હતી, અને ત્યાં ખાણ ખોદવા માટે તેણે પોતાની નાખી હતી. અહીંથી હું ૧૮૯૫માં મેલ્બોર્ન ખાતે જઈ પુગ્યો, અને પછી આ વરસે યુરોપ આવ્યો.

આપણા મુસાફરે "વંગ વંગ" પ્રજા માથે રાજ્ય ચલાવ્યું તેની રીતભાત વગેરેનું બયાન તે નીચે મુજબ આપેછે.

**શરીર રંગવું**—વંગ વંગ લોકો તદ્દન નગ્ન હાલતમાં વસેછે. તેઓ પોતાનાં શરીર રંગેછે, અને જાતજાતનાં રંગથી તેને શણગારેછે. ચર્બી, માટી અને કોલસાના ભુકા તેઓ ચામડી ઉપર એક જાતનું ખોળું બનાવેછે કે જે તેમનાં વસ્ત્રની ગરજ સારે તેઓ સમજેછે. તેઓ કપડાંના ઉપયોગથી નહિ પણ નામથી પણ અજાણ્યા છે. તેઓ કપડાં આ રંગનું પડજ છે, જેમાં તેઓ કોઇ કોઇ સુગંધી પાળાનો રસ મેળેછે.

**રેહાણ**—આ લોકોને વસવા માટે જે રેહાણો છે તે બાંધેલાં ઘરો નથી, પણ જંગલી ઝુપડાં છે, જે ગોળ અથવા ઇંડાંના આકારે હોયછે. તે ઝાડોની છાલ અને ડાળીઓ બનાવેછે, અને તેનાં મુખ આગળ આગ બળતી રાખેછે. એક માણસ મરી ગયો કે તે આ ઝુપડું બાળી નાંખેછે, એવી મતલબથી મરી જનારનો રૂહ ત્યાં ભટકયા કરે નહિ. ઝુપડાં જાથુકનાં હોતાં નથી, કેમકે એક જેઓ તે છોડી જાય તેઓ પાછા તેમાં આ વસતા નથી, પણ તેમને નાશ પામવા દેછે. રેહાણોમાં દાખલ થવાનો એકજ રસ્તો છે અને તે ૧૫ ઇંચ ઊંચાં અને ૧૦ ઇંચ આકારોમાંથી છે.

**તરવાની બક્ષેશ**—આ લોકો અચ્છા મારનાર તથા તરનારા છે. તેઓ જમીન જેમ વસી શકેછે તેમજ પાણીમાં પણ ગુજારેછે. તરતી વેળા તેઓ બાજુએ ફટકા લગાવેછે. તેમને આ હુનર કોઇ વતું નથી, પણ કુદરતી રીતે તેઓ ગોખ પેટમાંથી તે શિખીને જન્મેછે. નાનાં બાળકો ઉમરે ચાલવા શિખેછે તેજ ઉમરે તરવા.

**પથરનાં હથિયારો**—આ લોકો ધાતુનો પ્રયોગ જાણતાજ નથી. તેઓ ચકમકનાં હથિયારો અને પથરની કુહાડી બનાવેછે, અને વડે ઝાડ કાપેછે અને લાકડાં ફાડેછે. તેઓ બહુ આનાકાનીથી ઝાડ કાપેછે, અને તેનો જીવ લેવા થકી તેની કરગરીને માફી માગેછે. ઝાડ કાપવા થકી તેમને બીહવાનો બીજો સબબ એ છે કે મબાદા તેમાં કોઇ નીચ જાદુગર માણસને કેદ કીધો હોય તે છુટો થઇ હેરાન કરે. દરેક માણસ પોતાને જોઇતાં હથિયારો પોતેજ બનાવેછે, અને જરૂર પડે ત્યારે તે બીજાને આપીને તેને બદલે પોતાને જોઇતી બીજી વસ્તુ લઇ શકેછે. આ હથિયારો એક બાપ પોતાના દીકરાને દોલત દાખલ આપી જતો નથી, પણ તે તેની જોડે દાટવામાં આવેછે, એવી મતલબથી કે જ્યારે તેનું રૂહ ઉઠે ત્યારે સઘળાં હથિયારો તેને વાપરવા માટે તૈયાર મળી શકે.

**આતશ**—લાકડાં યા પથરને ઘસીને આતશ પાડવામાં આવેછે. આતશ રોશન કરવા માટે ઝાડો ઉપરથી પડેલાં સુકાં પાત્રાં કે ડાળીઓ કે મરી ગયલાં ઝાડનાં લાકડાં વાપરેછે. જીવતાં ઝાડને બળતણ માટે કદી પણ કાપવામાં આવતાં નથી. સ્ત્રીઓની ફરજ પ્રથમ આતશને સદા બળતો રાખવાની હતી, પણ આસ્તે આસ્તે તેમને માથે ઘરનું સઘળું કામ કરવાની ફરજ આવી પડી. જ્યારે આતશ બુઝાઇ જાય ત્યારે આ જંગલીઓ એમ સમજે કે તે સુરજમાં જઇ મળ્યો, કે જ્યાંથી તે આવ્યો હતો.

**ખોરાક**—આ લોકો સઘળી જાતનાં જંગલી પ્રાણીઓ અને ફળો ખાયછે, તથા સઘળી જાતનાં મધ આપનારાં ફુલો ચુસેછે. દુધથી તેઓ કેવળ બેખબર છે. વળી છાકટપણું યા કેફ પેદા કરનારા શરાબોથી પણ તેઓ અજાણ્યા છે. તોપણ તેઓ એક જાતનાં ઝાડનાં પાત્રાં ચાવેછે અને ગળી જાયછે, જેથી તેમને કેફ ચઢેછે અને તેઓ બેહોશ પડેછે. તેઓ મોટી મોટી ઉજાણી કરેછે અને પુશ્કળ ખાયછે.

**માણસ ખાવાનો રેવાજ**—આ લોકો સંબંધી સુધરેલા દેશોમાં એવો વિચાર છે કે તેઓ પોતાના શત્રુઓને પકડી તેમનું ગોશ્ત ખાયછે, અને તેઓ એજ ખોરાક ઉપર જીવેછે. પણ એ વિચાર ભુલભરેલો છે. ફકત પેટ ભરવાને થકીજ તેઓ માણસનું ગોશ્ત ખાતા કદી જણાયા નથી. ઘણું કરીને જ્યારે લડાઇમાં શત્રુ જખ્મી થયો હોય ત્યારે તેનું ગોશ્ત ફતેહ મેળવનારાઓ ખાયછે, અને તેમ કરવાની તેમની મતલબ એવી કે મરનાર જેવો બહાદુર અને હિમતવાન હોય તેવા પોતેબી થવું. તેની ખુબી પોતાનાં શરીરમાં લાવવા થકીજ તેઓ શત્રુનું ગોશ્ત ખાયછે, એમ જાણીને મેં મારી મતા હેડલના ટોળાના લોકોને સમજાવ્યું કે અગરજો તમો મરનારના જેવાજ થવા માંગતા હશો તો તેનાં માથાંના વાળનાં બાજુબંધ, તોરા અને કંઠી બનાવીને પહેરશો તો તેથી પણ તમારી મતલબ બર આવશે.

**એતેકાદ**—આ દેશીઓ દેવના દાખલ કોઇ પણ શક્તિને ઓળખતા નથી. પણ એક સર્વોપરી રૂહને પિછાનેછે, કે જેને તેઓ પૂંજતા નથી પણ રાજી રાખેછે. તેઓ માનેછે કે મરનારનો જીવ મોત પછી રેઠાણ આગળ ભટકયા કરેછે, અને પછી બીજાં શરીરમાં દાખલ થાયછે. ધર્મગુરૂઓ જેવું કોઇ તેઓમાં નથી; પણ દવા દારૂ કરનાર તેઓમાં મોટો કાબુ ધરાવેછે, કે જે ઘણી એક ટોળાના સરદારને પણ તેના ઓહદા ઊપરથી પદભ્રષ્ટ કરી શકેછે. આમ તે પોતાની જાદુઇનાં જોરથી કરતો મનાયછે. ટોળાના ખર્ચે આ 'ધણીનું' પોષણ થાયછે, અને બાપ પછી દીકરો તેની જગા લેછે.

**વેહેમો**—આ લોકો કોઇ પણ મહાત્મા યા વીર પુરૂષની યાદ જાળવી રાખતા નથી. મરનારનું નામ તેઓ કદી યાદ કરતા નથી, પણ આડકતરી રીતે તેને માટે ઇશારો કરેછે. મરનારે જે મોટી લડાઇ મારી હોય તેનાં તે કામ મારફતે તેઓ તેને માટે ઇશારો કરી શકેછે. આ લોકના વેહેમો તરેહવાર છે. તેઓ સ્વપ્ના ઉપર પુર વિશ્વાસ રાખી જે કંઈ જોયું હોય તેને ખરૂંજ માનેછે. તેઓમાં જાદુઇ અને ડાકણપણું બહુજ ફેલાવલુંછે. કાળી અને ધોળી બને જાદુઈ તેઓ માનેછે.

ગુનાહ—એક માણસનો જીવ લેવો તેને તેઓ મોટી તકસીર ગણેછે; પણ, જો કોઇ માણસનો જીવ લડાઇમાં લેવો પડે અથવા ખાનગી કજીયામાં જીવ જાય જેમાં મરનારની તકસીર હોય, તો તે કાંઈ ગુનાહ ગણાતો નથી. આ લોકોમાં ગુનેહગાર વર્ગ જેવું કંઇ નથી; તેમજ પોલિસ જેવું ખી કોઇ કાંઇ જાણતું નથી. એઓમાં નીતિના ચોકસ કાનુનો છે, જે કાંઈ લિખિત નથી, પણ તેને સર્વ કોઇ માન આપી ચાલેછે. છોકરાંઓને માત પિતા તે શિખવેછે, અને તે મુજબ વર્તવાની ગામના પટેલો અને વહિવટ ચલાવનારા આગેવાનો ફરજ પાડેછે. જાહેર મત જેવું ખી કાંઇ નથી, પણ આગેવાન જે કંઇ ચુકવે તેને મુગે મ્હોડે સર્વ કોઇ ખરૂં જ ગણીને માન આપેછે.

નીતિ નેકી—એ લોક બધાં સાથ કદી પણ માઠી રીતે વર્તતાં નથી. સર્વ માણસોની તેઓ પરોણા ચાકરી કરેછે. કોઇ વાપ્પાનો મારેલો ધણી આવે તેની ખિદમત નહિ બજા લાવવી તે ઘાતકીપણું ગણાયછે, અને કોઇ આવે તેના તરફ બેદરકારી બતાવવી એ નીચ કર્મ લેખાયછે. ઠગવું યા ચોરી કરવી એ ખોટું છે; પણ દુસ્મનના સંબંધમાં એમ કરવું રવા છે. જૈફ માણસોને માન આપવુંજ જોઇયે. વડા બેટાને કશા ખાસ હક મળતા નથી; સધળા દીકરાઓ એકસરખો હક ધરાવેછે.

ન્યાય—જો ખોટા સોગંદ ખાધેલા સાબિત થાય તો તે માટે મોતની સજા મળેછે. જાત જાતના ગુનાહોની તપાસ માટે ન્યાયની અદાલતો મળેછે.

ટોળાનો વડો—ગામનો પટેલ યા ટોળાનો વડો કાંઇ હમેશાં નેમાતો નથી, પણ ગામમાં યા ટોળામાં જે વડો હોય તે પોતાની બુજર્ગીના હકથી વડપણ ભોગવેછે. તેની સત્તા મોટી છે. તે મરજી પડે તે કરેછે. તે લડાઈ ઉઠાવે યા સલાહ કરે; અને સધળાં અગત્યનાં કામોનો ચુકાદો પોતાનાં એકલાં મતથી આપી શકે. બાયડી અને ભતારને તે એકેકથી છુટાં પાડી શકે; પણ છુટાછેડાનો શેવટનો હુકમ આપ્યા આગમજ તેની ફરજ છે કે બાયડીને માટે નવો ખાવંદ શોધી આપવો.

લડાઈ—જ્યારે શત્રુ સાથ યુદ્ધ કરવું પડે ત્યારે સઘળા પરણેલા પુરૂષો લડવા મેદાન પડેછે. ઓછાંમાં ઓછી ઉમર ૧૭ ની છે. શત્રુના મુલક ઉપર હુમલો લઇ જવા બાબે તેઓ તેને ધુમાડો કરીને ચેતવણી આપેછે.

ટોળાઓ—સધળા ટોળાઓ ભટકતી જીંદગી ગુજારેછે, અને કોઇ મોટા મેળામાં સામેલ થવું હોય અથવા વેપારને માટે મંજળ કાપવી હોય ત્યારે એક બીજાના મુલકમાંથી રસ્તો લઇ શકેછે, અને માર્ગમાં જે મળે તેનો શિકાર કરી ખાયછે. ટોળાઓ વળી તાયફાઓમાં વહેંચાયલાછે, અને તાયફાઓ કુટુંબોના ભેગા મળવાથી બનેછે. એક કુટુંબ સાત માણસનું બનેછે: એક બાપ, બે મા, અને ચાર છોકરાં.

વિદ્યા—આવા જંગલીઓને વિદ્યાની તે શી ખબર હોય? તોપણ તેઓ એવું માનેછે કે આપણી પૃથ્વી સપાટ છે, અને તેના છેડાઓ ઉપર ઉભા કીધેલા સ્તંભો ઉપર આકાશને ટેકાવી રાખેલું છે. પેલું મોટું રૂહ આકાશ ગંગામાં વસેછે, અને તેજ એકલું એવુ છે કે જે કદી મરણ પામતું નથી. ચાંદરાતનો દરેક ચાંદ તદન નવો જણાયછે, જેને આગળા માસના ચંદ્ર સાથ કશો સંબધ હોતો નથી. અંક ગણિત જેવું ખી આ લોકમાં કંઇ નથી. માત્ર ચાર સુધીનાજ આંક તેઓ ગણી શકેછે.

લગ્ન—લગ્નને આ લોકો ધર્મની ક્રિયા લેખતાં નથી. મરકીથી નાસે તેમ એક જમાઇ યા વહુ પોતાની સાસુથી નાસેછે. જમાઇ એવું માનેછે કે જો તે તેણી જોડ વાતો કરે તો તેના બાળ સફેદ થઇ જાય. આ લોકોની ચોકસ જાતોમાં એક કિસમનાં એવાં લગ્નનો રેવાજ છે કે ટોળામાંનો દરેક માણસ દરેક ઓરતનો ધણી થઇ શકેછે, અને દરેક ઓરત દરેક મર્દની બાયડી ગણાયછે. સધળી બાયડીઓ એકસરખો હક ભોગવેછે, તોપણ એક મર્દ બીજીઓ કરતાં એક બાયડીને વધારે માનિતી ગણે અથવા બીજીઓ કરતાં એક બાયડી વધારે જવાન અને ખુબસુરત નિકળી આવે ત્યારે તેઓ વચે કજીયો બરપા થાયછે. આ ઝગદાનો નિકાળ નવાઇ જેવી રીતે લાવવામાં આવેછે. બને

વઢતી સ્ત્રીઓ હાથમાં લાકડીઓ લઇ મેદાન પડેછે, અને એક બીજાનાં માથાં ઉપર ફટકા લગાવેછે. આથી જીવ બી જાયછે, પણ તેની દરકાર કરવામાં આવતી નથી, કેમકે લડતાં અટકી જવું એ હીચકારાપણું ગણાયછે. અંતે જ્યારે એક સ્ત્રી જમીન ઉપરથી ઉઠવાને અશક્ત થઇ પડેછે ત્યારે લડાઇનું શેવટ આવેછે, અને એકેક સાથે પાછી દોસ્તી કરી દેછે, અને એકેકને લાગેલા જખમોનો મલમપટો કરેછે.

**મરણ**—આ લોકો માનેછે કે તેઓમાં કુદરતી કારણોથી મરણો કદાચજ નિપજેછે; માત્ર બાળકોજ પોતાને મોતે મરેછે, બાકી ઉમરે પુગેલાં મરી જાયછે તે તો જાદુકોતલથી મરેછે. તેઓ માનેછે કે જો કોઈ જાદુગર મારફતે શત્રુઓ અમારા જીવ નહિ લેવાડે તો અમો સદાકાળ જીવતા રહિયે. મરનારની લાશ એક રાત છાવણીમાં રાખેછે, જે વેળા ઓરતો ફરિયાદ અને ઝારી કરેછે. લાશને દાટયા પછી તેનું નામ કદી દેવામાં આવતું નથી, એવી બીકથી કે તેથી તેનાં રૂહને ખલલ પુગશે. મરનારની યાદમાં એક જુદો આતશ રોશન કરવામાં આવેછે, જેને તેઓ કેટલાંક અઠવાડિયાં યા મહિનાઓ સુધી બળતો રાખેછે.

**સુખી સંસાર**—આ લોકોમાં જમીનની મારામાર છેજ નહિ. તેઓને ઘર ભાડું કે કર કે છાપો કશું આપવું પડતું નથી. સઘળી જમીનનો એખ્તિયાર ટોળાના વડાના હાથમાં છે. દરેક બાળક ટોળાનું બચ્ચું ગણાયછે. ગરીબી કે ભીખારી જેવું એઓમાં નથી, કેમકે નબળાં અને નાચારને બળવાન અને સઘળા લોક પાળી લેછે. જેમ ભીખારી નથી તેમ લક્ષાપતિ પણ કોઇ નથી. દરેક જણ કને જરૂર જેટલુંજ હોયછે અને વધારે હોય તો તે તેમને એક પિડા સમાન થઇ પડેછે.

---

# વિવિધ વિષયો.

## હજરત ક્રાઈસ્ટની ખરી તસ્વીર!

અસલના જમાનાઓમાં તસ્વીર લેવાનો હુનર જાણીતો નહિ હોવાથી જેમ હજરત જરતોસ્ત તેમજ હજરત ઇસુ ખ્રિસ્તની તસ્વીરો લેવામાં નહિ આવેલી હોવાથી આજે જે તસ્વીરો એ પેગાંબરોની શીકલ દાખલ સાધારણ લોકો કબૂલ રાખેછે તે ભરૂસેદાર યા ખરી નથી. પણ હાલમાં ખ્રિસ્તીઓના પેગામ્બરની તસ્વીર કોઇ નવાઇ જેવા સંજોગોથી હાથ લાગવાનો બુમાટો ચાલેછે, અને ઘણાઘણા ધર્મી લોકો તે જોવા માટે દેશ પરદેશથી ટયુરિન શેહેર ખાતે જાયછે. આ વાત જાણીતી છે કે હજરત ઇસાને તેના શત્રુઓએ ઘાતકીપણે મારી નાખ્યો હતો. એ કર્મ કીધા પછી એક ચાદરમાં તેની લાશને વિંટાળીને તેને ભૂમિદા કીધો હતો. હવે સર્વ તો ફના થયું, પણ પેલી ચાદર સલામત રહી અને તેને આજ ૨૦૦૦ વરસ થવા આવ્યા છતાં જાળવીને રાખવામાં આવેલી મનાયછે. આ ચાદર ઉપર લોહીના ડાગ પડેલા હોવા જોઇયે, પણ માત્ર ડાગજ નહિ પણ હજરત ઇસાનો દુખી ચેહેરો, દાઢી, બીજા વાળ, અને શરીરની આકૃતિ એ સર્વ આ ચાદર ઉપર તેજ વખતથી બેમાલુમ રીતે છપાઈ ગયું હોય તેવો કાંઇ મોજેજો હાલ બનેલો જાહેર થયોછે. આ ચાદરની તસ્વીર લેતાં કાચ ઉપર ઉપસું સર્વ છપાઈ નિકળેલું કહેવાયછે, અને તે ઉપરથી એવી હુબહુ છબી પ્રગટી નિકળેલી જાહેર થઇછે કે તે હજરત ઇસાનીજ છબી છે એમ કેથલિક પંથવાળા ધર્મગુરૂઓ બેધડક માનેછે. જે દોરડાં વડે તે મરહુમને બાંધ્યો હતો, જે જે ઠેકાણે તેને જખમો કીધા હતા, તે સર્વ આ તસ્વીરમાં ગોયા સામે આવી ઉભાછે! સિનોર પાયા નામે ટયુરિન શેહેરના ફોટોગ્રાફરે આ શોધ કીધીછે, અથવા હજરત ઇસાની

તસ્વીર ઉપજાવી કાઢવામાં ફતેહ મેળવીછે, અને તેથી તેનાં મકાનમાં તે જોવા માટે ત્યાંના આર્ચબિશપ, તથા ડચેસ ઇસાબેલા, શાહજાદી કલારા અને સંખ્યાબંધ મોટા ધર્મગુરૂઓ, હુનરમંદો અને ધંધાદારીઓનો જબરો દરોડો પડેછે. કહેછે કે તેઓ સર્વની ખાતરી થઇછે, એટલુંજ નહિ પણ એક જાણીતો વિદ્વાન કાંઇ પણ ખામી શોધી કાઢીને આ તસ્વીરને ખોટી જાહેર પાડવાના હેતુથી ગયો હતો તેની વટીક ખાતરી થઇછે કે એ ખરીજ છે. તે તો આમ બોલ્યોછે કે "યાતો આ ચાદર સાચી છે, અથવા તો તેના ઉપર પડેલી તસ્વીર કોઇ આકાશી દેવતા આવીને ચિતારી ગયોછે." આ ચાદર સાદી આંખે જોતાં તે ઉપર ઇસાની સબી માલુમ પડતી નથી, તે છતાં સબીનાં યંત્રમાં તે કેમ ખુલ્લી માલુમ પડી આવી, તેનું કારણ એવું સમજાવવામાં આવેછે કે ચાદર ઉપર હજરતની તસ્વીર ઉંધા આકારમાં પડી હતી, અને તે ઉંધા આકાર ઉપરથી કાચ ઉપર પાછો તેવોજ ઉંધો આકાર નહિ પડતાં તે સુધો થઇ પ્રગટી નિકળ્યોછે. પણ એ સુધો આકારે માત્ર કાચ ઉપરજ જણાયછે. કાચ ઉપરથી કાગજ ઉપર છાપી લેતાં તસ્વીર પાછી જેવી ચાદર ઉપર હતી તેવીજ ઉંધી પડેછે. આ કાચ ઉપરની તસ્વીર ને ટયુરિન ખાતે ભરાડનાર પ્રદર્શનમાં જોવા મુકવામાં આવનાર હતી, જે પછી તે ઇટાલીની સરકારના ખજાનામાં તેની મતા દાખલ રહેશે, પણ તેની નકલો છુટથી વેચાશે.

આ બાબત ભેદભરેલી છે, અને તેના ભેદની ચાવી કદાચ હવે પછી જાહેર થાય તેમાં નવાઇ નથી.

## ઊડવાના નવા સંચાઓની શોધ.

છેક ઇસ્વીસનની આગમજની ૧ લી સદીથી તે આજે ૨૦ મી સદીની આખરી સુધીમાં માણસજાતની એક સર્વથી મોટી ઊમેદ પાર પડયા વિનાની રહી ગઇછે, અને તે હવામાં ઉડવાની છે. જાતજાતના ફિલસુફો અને વિદ્વાનોએ જાતજાતનાં ઓજારો અને સંચાઓ બનાવ્યા, પણ તેઓમાંનો એકબી આજસુધી એટલો ફતેહમંદ સાબિત થયો નથી કે માણસ એક શેહેરથી ઉપડેલો બીજે ધારેલે શેહેર સલામતી સાથ જઇ પુગે. બલુનોમાં ગમે એટલો સુધારો થયા છતાં તેઓથીબી આ ઉમેદ બર આવી શકી નથી.

એમ છતાં મો. આડર નામે એક ફ્રેંચ ઇજનેરે "આવ્યો" નામે એક ઉડવાનું નવું યંત્ર શોધી કહાડયુંછે, અને તે ફતેહમંદ ઉતરશે એવો તે ખયાલ દોડાવેછે. તેણે પોતાના જેવા બીજા કળાબાજોની એક ભુલ એ બતાવીછે કે પક્ષિઓનાં શરીરની રચના તપાસીને તે મુજબનું યંત્ર આજસુધી કોઇ બનાવતું નથી. હવે એજ કિસમનાં યંત્રો તો ઘણાં બનેલાંછે, પણ મો. આડર કહેછે કે જે કોઇને આંખ છે તે જોઇ શકશે કે કુદરતે પક્ષિનાં દરેક પિછને વધતી કે ઓછી વળાણ આપેલીછે. એ વળાણ કાંઇ અમસ્થી નથી, પણ ઉડવાનાં કામમાં તે વધતી કે ઓછી મદદ આપેછે. એટલામાટે આ ઇજનેરે પોતાનો સંચો એક ગંજાવર કદનાં પક્ષિના આકારનો બનાવ્યોછે, જેનું ઓપ્યું તમામ બાંબુનું છે. પક્ષિની પાંખોને ઉંધાડેલી બનાવીછે, અને તે ઉપર વળાણવાળાં પિછાં જડિત કીધાંછે. આ યંત્ર બહુ હલકું છે. તેને ચલાવવા માટે સ્ક્રૂ જડયોછે, અને તેને ઉડવા માટે વરાળ બળ વાપરવા ધાર્યુંછે, જે બળ જલદ તેજાબથી પેદા કરવામાં આવશે.

હવે આ ગંજાવર પક્ષિ મો. આડરની ઉમેદ બર લાવેછે કે એક મોટા "અફ્રેદ હાથી" માફક માથે પડેછે તે જોવાનું રહ્યુંછે; પણ તે દરમયાન કૌંટ ઝેપેલિન નામે એક જર્મન ઉમરાએ એક નવું બલુન બનાવીને માણસજાતની ૨૧ સદીઓથી ચાલી આવેલી લાંબી ઉમેદ બર આણવા જેવો કંઇક ચમતકાર કરી બતાવેલો કહેવાયછે. તેણે ૩૦૦ ફીટની લંબાઇનું એક ગોળ નળાના આકારનું આ બલુન બનાવ્યુંછે. એક અતિ ગંજાવર સુખડપેનના આકારનું આ બલુન છે, અને તેમાં હવા ભરેલાં બીજાં નાનાં બલુનો

બનાવી રાખેલછે. વળી વજન વધતો ઓછો રાખવા માટે ટાંકીઓમાં પાણી ભરી રાખ્યુંછે. બલુન પૈડાં મારફતે હવામાં ઉડેછે, જે પૈડાંઓ વીજળી બળથી ગબડેછે. હવાઈ મુસાફરીના ખાંએ આ બલુન ફતેહમંદ ઉતરશે એવી આશાહી વર્તેછે. શોધક છાતી ઠોકીને કહેછે કે આ બલુન મારફતે આઠ દિવસની મંજલ આસાનીથી કાપી શકાશે અને ધારેલે ઠેકાણે ઊતરી શકાશે. આ શોધની ફતેહ માટે એટલી મોટી વકી રખાયછે કે તેને અમલમાં મુકવા થકી ૫૦૦૦૦૦ ફ્લોરિનની થાપણ સાથની એક કંપની ઉભી થઇછે. સર્વથી પહેલી મુસાફરી જર્મનીથી અમેરિકા સુધીની કરવા ધારીછે, જે માત્ર ચાર દિવસની મંજલ છે અને તે ઘણી આસાનીથી થઇ શકશે એમ કોંટ ઝેપેલિન હિમતથી કહેછે.

---

# માસિક.

## વિદ્યા હુનરને લગતી નવી જાણવાજોગ બાબતો.

બુચ—અગરજો માણસને તરતાં આવડતું નહિ હોય, તે જો એક રતલ બુચનો કમરબંધ પહેરી લેતો તેને ડુબી જવાની ધાસ્તી રહેતી નથી.

*

૧૧૮ વરસનો પોપટ—યુનૈટેડ સ્ટેટસનાં કનેકટિકટ નામે રાજ્યમાં એક જણને ઘર એક પોપટ એટલોબધો ઘરડો છે કે તેની ઉમર ૧૧૮ વરસની ગણાયછે. ત્રણ પેહેડી થઇ તે એકજ કુટુંબમાં પળાતો આવ્યોછે. જ્યારે તેને ખરીદ કરવામાં આવ્યો ત્યારે તેનું વય ૧૮ વરસનું હતું.

*

સૌથી ઉંડો સરોવર—આખી દુનિયામાં બૈકલ નામે સરોવર સર્વથી ઉંડો જણાયોછે જે એશિયા ખંડ માહેલા રશિયા દેશમાં આવેલોછે. આ સરોવરનો વિસ્તાર ૧૫૦૦૦ ચોરસ મૈલનો છે, જે દરમયાન તે કેટલાક ભાગો ખાતે ૫૨૬૧ ફીટ જેટલો ઉંડો છે. આ સરોવર નજદીક ૪૦૦ મૈલ લાંબો છે, અને એશિયા ખંડમાં તે સર્વથી મોટો છે.

*

૬૦૦૦ વરસનાં પુરાણાં ફુલો—મિસર દેશ સુધારાની બાબતમાં સર્વથી પુરાણો છે સર્વથી જુની તવારીખ એજ દેશની મળેછે, જ્યાંના પુરાતન પાદશાહોએ બંધાવેલાં મકાનોનાં ખંડિયેરો ૬૦૦૦ કરતાં પણ વધુ વરસનાં જુનાં કહેવાયછે. આવાં ખંડિયેરોમાંથી હાલ કેટલાંક એવાં ફુલો મળી આવ્યાં છે, જેમને પાણીમાં નાખતાંજ પાછાં ખીલતાં જણાયાંછે.

*

સસ્તામાં સસ્તી રેલવે લાઇન—બેલ્જીયમ દેશમાં રેલવેની મુસાફરી બહુ સસ્તી છે, પણ જો ત્યાંની સરકારી રેલવેનો ઉપયોગ કરવામાં આવેછે તો ઉતારૂને માત્ર પંદર રૂપિયામાં ૧૫ દિવસો સુધી ત્રીજા વર્ગમાં મુસાફરી કરવાનો હક મળેછે. બીજા વર્ગમાં મુસાફરી કરનારને ૨૨રા અને પહેલા વર્ગના ઉતારૂને ૩૦ આપવાથી આવોજ હક મળે છે, અને એ રીતે પંદર દિવસો સુધી આખા દેશમાં મુસાફરી થઇ શકેછે.

*

શીતલા અને શાદી—સ્વીડન અને નોર્વે દેશોમાં એવો ધારો છે કે દરેક જણે શીતલા મુકાવવા. જો શાદી વખતે પરણનાર ધણી શીતલાની નિશાની દેખાડી શકે નહિ તો તેને શાદી કરવાની રજા મળી શકતી નથી.

*

લાંબી જીંદગીનો નવો સબબ ! એક તબીબ દાવો કરેછે કે લાંબી જીંદગીનો નવો સબબ તેણે શોધી કાઢયોછે, અને તે એ કે મોડી રાત વેર ભટકવું અને પાછલી રાત સુધી ઉજાગરો કરવો ! આ ધણી પોતાની ગણ-

ત્રીઓને આધારે જણાવેછે કે ૮૦ વરસની વયના દશ માણસોમાંના આઠ જણ મોડી રાત સુધી બટકનારા અને ઉજાગરો કરનારા હોયછે !

*

બાલ—સ્ત્રી અને પુરૂષના બાલમાં તફાવત હોયછે. વળી તેમની લંબાઇમાં પણ ફેર હોયછે. એક મર્દના બાલ ૧૨ થી ૧૪ ઇંચ કરતાં વધારે લાંબા જવલેજ થાયછે, ત્યારે ઓરતના બાલ ૨૫ થી ૩૦ ઇંચ સુધી વધેછે. ઇંગ્રેજ ઓરતોના સંબંધમાં એક લખનાર એમ જણાવેછે કે જો તેમના વાળને એકદમ વધવા દેવામાં આવે તો તે ૭૦ થી ૭૫ ઇંચ સુધી લાંબા વધેછે.

*

રાણી વિક્ટોરિયાનો માનિતો કવિ—નામીચા વાર્તા લખનાર સર વૉલ્ટર સ્કૉટની કવિતાઓનાં રાણી વિક્ટોરિયા એટલાંબધાં શોકીન છે કે તે તેઓએ વખ્તે વખ્ત વાંચ્યા કીધાથી તેમને મોઢે પણ થઇ ગઇછે, અને ચોકસ કુદ્રતી દેખાવો વેળા સ્કૉટની લાગુ પડતી કવિતા તે નામદાર મોઢે બોલી જાયછે.

*

વીજળીક રેલવે—ઇંગ્લંડમાં વીજળીથી ચાલતી રેલવેઓની સંખ્યા વધતીજ જાયછે. ૨૩ લાઇનો વીજળી બળથી હાલ ચાલુ છે, અને બીજી ૨૫) લાઇનો એજ બળથી ત્રેનો ચલાવવાની મકસદથી નવી બંધાયછે. એઓમાની દશ લાઇનો તો શેહેરની નીચેથી ચાલુ કરવામાં આવનાર છે.

*

ગણવા કોણ ગયું?—આફ્રિકા ખંડની પૂર્વ બાજુએ આવેલા માડાગાસ્કરના મોટા ટાપુથી આપણુ હિંદુસ્તાન દેશ સુધીના મહાસાગરમાં લગભગ ૧૦૦૦૦ ટાપુઓ ઉજડ પડેલા કહેવાયછે. કોઇ પુછશે કે ગણવા કોણ ગયું? પણ કેટલાક વિદ્વાનો એવો વિચાર ધરાવેછે કે ઉપલા વિસ્તાર વચે તેમજ ત્યાંથી છેક ઑસ્ટ્રેલિયા ખંડ સુધી એક મોટો ખંડ અમલ હૈયાત હતો, જે જવાળિક પર્વતો ફાટવાથી ગર્ક ગયો હતો. તે ગંજાવર ખંડ ગૂમ થવા પછીના આ ટાપુઓ ઉજડ રહી ગયા હોય.

છેલાં ૧૦૦ વરસોની મુદતમાં ૫૦ થી વધારે જવાળામુખી પર્વતોએ આપણી પૃથ્વી ઉપર જન્મ લીધોછે.

સાદી આંખે ૫૦૦૦ થી ૮૦૦૦ તારા જોઇ શકાયછે; પણ ગંજાવર દૂર્બીનવડે ૫૦૦૦૦૦૦૦ તારાઓ ગણાયછે.

*

ગર્જના અને વીજળી—તુફાન વેળા ગગડાત થાયછે તેનો આવાજ નવ મૈલ સુધી લાંબો સંભળાયછે.

વીજળી પડતી હોય તે વેળા બચાવનો સર્વથી સરસ ઇલાજ એ છે કે પાણીમાં ભિંગાવું. વર્સાદ પડતો હોય તો તેમાં કપડાં ભિંગાવા દેવાં, અને વર્સાદ નહિ પડતો હોય તો કોઇ પણ રીતે પાણીથી શરીને પળાવવું.

*

સ્ત્રીઓના મર્દાના ધંધા—સ્ત્રીઓ તબીબી અને ન્યાયના ધંધા ચલાવવા લાગીછે. ઇંગ્લંડમાં સ્ત્રીઓનો ૫ા ભાગ આપબળે પોતાનું ગુજરાણ ચલાવી શકેછે, જેઓમાંની ૧૦૦ સ્ત્રીઓ તો લુહારનો ધંધો કરેછે.

*

શેત્રંજ—ઑસ્ટ્રિયા દેશની સરકારી નિશાળોમાં એક નવી ફરજીઆત કેળવણી દાખલ થઇછે. ત્યાં બીજી સર્વે બાબતોની જોડ શેત્રંજની કેળવણી અવશ્યની ગણવામાં આવેછે.

*

ખુલ્લા હાથની શેકહેંડ— હાલ કેટલાક સુધરેલાઓ હાથે મોજાં પહેર્યાં વગરના ધણીઓ સાથ શેકહેંડ કરવાનું પસંદ કરતા નથી અને પેરિસમાં તેવાઓની એક મંડળી ઉભી થઇછે. તેઓ કહેછે કે ખુલ્લા હાથની શેકહેંડથી એક જણના હાથના પસરાટથી બીજાની સુખશાંતિમાં ખલલ થાયછે.

*

સિક્કા—ઇંગ્લંડના ગીની સિક્કા ઉપર શરૂઆતમાં હાથીની નિશાન છાપવામાં આવતી હતી. અરબસ્તાન દેશ ખાતે ચાલતા સિક્કાઓ ઉપર હજુસુધી કશી પણ નિશાન નહિ છાપતાં માત્ર કોરાનમાંના વાક્ય અથવા ખલીફનું નામ છાપેલું હોયછે.

*

૩૦ મજલાની ઇમારત—અમેરિકનોને સઘળું મોટું મોટું બહુ ભાવેછે. ન્યુયૉર્ક શેહરમાં હાલ એક ગંજાવર ઇમારત બંધાયછે, જે ૩૦ મજલાની છે. ૨૬ મજલાની એક ઇમારત હમણાજ બંધાઇ તૈયાર થઇછે તે ૩૧૨ ફીટ ઉંચી છે. વીશ મજલાની ઇમારતો તો ત્યાં ઘણી છે, અને ૧૦ મજલાની તો સાધારણ છે.

*

લાંબી ઉમરનો નવો નુસ્ખો—જીંદગી લાંબી કરવા સંબંધી અનેક નુસ્ખાઓ અમે આગળ આપી ગયા છિયે તેમાં આ નીચલો નવો ઉમેરાશે. જર્મન શેહનશાહ વિલ્યમ ૨ જાને તેના તબીબે આ નુસ્ખો ફરમાવ્યોછે, અને તેની મતલબ એ છે કે ચા યા કૉફી લેવી નહિ; ઠંડી યા ગર્મીમાં એકસરખી રીતે દરરોજ ચાર મૈલની મંજલ કાપવી; ભોજન તેમજ નાસ્તા સાથ ફળ ખાવાં; પેટટા દરરોજ એકજ વસ્ત્ર લેવા; ગરમ ગરમ કેક કે બીજી જુજેલી મીઠાઇનાં પકવાનોને હાથ લગાડવો નહિ; દરરોજ ન્હાવું; અને રાત્રે ગરમ પાણીથી મોઢું ધોઇને ૮ કલાક ઊંઘાવું.

*

સ્નાન કરવાનો એક નવો ફાયદો—જેઓને રાત્રે ઉંઘ નહિ આવતી હોય તેમને તબીબી બતામણ છે કે તેઓએ રાત્રે સ્નાન કરવું. સ્નાન કરવાથી શરીરમાં કુવત આવેછે, માણસ હુંશિયારી પકડેછે, થાક ઉતરી જાયછે અને મજાહની ઉંઘ આવવા માંડેછે.

*

નવી નવી શોધો—એક તબીબે વીજળીના પ્રવાહ સાથની એક એવી તોપી બનાવીછે કે જે પેહેરવાથી માથું દુખતું નરમ પડી જાયછે, અને ઉંઘ આવી જાયછે.

કોલોં શેહેરના એક ધણીએ પગમાં પહેરેલાં બૂટમાં હવાનો આવજા થઇ શકે એવી કળા શોધી કાઢીછે. બૂટમાં એક નાની ધમણ દાખલ કરવામાં આવેછે, જેથી દર કદમે પગ દબાતાંજ ધમણ મારફતે હવાનો આવજા થાયછે.

એક ધણીએ ખેલતાં રમકડાંઓ ભેગાં કરી તેમની એક કેતાબ બનાવીછે. ચોપડીમાં નાનાં છોકરાં, પ્રાણીઓ વગેરેનાં રમકડાં પાડેલછે, જેમાંનાં દરેકને લગતી જુદી જુદી દોરી બહાર રાખેલીછે. આમાંની જે દોરી તમે એંચો તેને લગતું રમકડું બોલશે: ગાય હશે તો તે બરાડશે, બાળક હશે તો તે મા બા કરશે, પક્ષિઓ ચીચી કરશે અને મરઘાં બતકાં કાક કાક કરશે.

*

ચામડીના રંગના સબબો—આપણાં શરીરની ચામડી ત્રણ પર્દાની બનેલછે. ત્રણેને એકેક ઉપર ચહડાવેલાછે, અને એ ત્રણે પર્દા વચે દાણાદાર પ્રવાહી જેવી કાંઈ એવી ચીજ હોયછે કે ચામડીને જાતજાતના રંગ આપી શકેછે. સર્વ આદમજાતની ચામડી તો એકસરખીજ હોયછે, પણ તેના રંગમાં ફેરફાર કરનાર આ નવાઇ જેવો પ્રવાહી છે. દેશની આબોહવા આ પ્રવાહી ઉપર અસર કરેછે, અને તેથીજ ગરમ દેશના રહેવાસીઓની ચામડીનો રંગ કાળો અને ઠંડા દેશવાળાઓનો સફેદ બનેછે. હિંદુસ્તાનના રહેવાસીઓની ચામડીમાં સુપ્તાવલો આ પ્રવાહી કંઇક રતાશ ઉપર અને ચીનાઓની ચામડીમાં કંઇક પિળાશ ઉપર હોયછે.

*

ઇડાં તાજાં રાખવાની રીત—આપણ નાના હતા ત્યારથી આપણાં મોટાંમાયોને અખત્રા કરતાં જોતા આવ્યા છિયે કે ઇડાંની તપાસ તેમને પાણીમાં ડુબાડીને તેઓ લેતાં હતાં. જો ઇડાં ડુબી જાય તો તે તાજાં માનતાં—જો તરી નિકળે તો કોહેલાં ગણાતાં. હાલ યુરોપિયન રીતી એવી જાહેર થઇછે કે પાણીમાં થોડુંક નિમક નાખીને આ પરીક્ષા કરી જોવાથી વધારે સાચ્માં શેવટ ઉપર આવી શકાયછે. તાજાં ઇડાંને જાળવી રાખવાની અનેક રીતીઓ છે, જેમાં સર્વથી સરસ એ છે કે તેમને વેસીલાઇન અને ચુનાનાં પાણીમાં રાખી મુકવાં. આમ કીધાથી ઇડાં ઓછામાં ઓછા આઠ મહિના સુધી તાજાં રહી શકેછે, એક પણ બિગડી જતું નથી.

*

કેળાંની તારીફમાં—એવી ગણત્રી થઇછે કે ૨૨) એકર જમીન ઉપર જો કેળની ખેતી કીધી હોયતો તેનાં ફળ ઉપર દરરોજ ૬૦૦૦

માણસોનું ગુજરાણ થઇ શકે; પણ જો ભાત રાંધ્યુ. હોયતો માત્ર ૧૮૬ માણસો, બાજરી કીધી હોયતો ૮૮ માણસો, અને ઘઉં વાવ્યા, હોયતો ૪૨ માણસોને પેટ પુરતું મળી શકે. વિદ્વાનો ગણાવેછે કે એક રતન કેળાંમાં એક રતલ ગોશ્તનાં જેટલા પુષ્ટીના ગુણ છે. લીલાં કરતાં સુકાં કેળાં પુષ્ટીનું તત્વ ચાર ગણું વધારે છે. સુકાં કેળાના આટો દળી તેની કાંજી બનાવી હોયતો બહુ પુષ્ટી તથા જોર આપેછે. એક જમીન ઉપર બીજી હરકોઇ ફળ યા ... ગીની વનસ્પતિ ઉગાડો, પણ તેની પેદાશ ... ગુણ કેળાની પેદાશ અને ગુણને પ... નહિ. માણસજાતને આ રીતે ખોરાક પાડયા ઉપરાંત કેળના પાત્રાં, શાખા, વગેરે અનેક ઉપયોગમાં આવી શકેછે.

## શેત્રંજની બાજી ૩૩૩ મી.

કાળાં.



સફેદ.

પ્રથમ સફેદની ચાલણ છે અને કાળાની ત્રીજે હાથે માતબત છે.

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

**શેત્રંજની બાજી ૩૩૨ મીનો:—**

૧—સફેદ પાદશાહને ૨૦ મે ઘર બેસો,
કાળું ગમે તે ચાલે;
૨—તે મુજબ શેહ અને માતબત.

મુંબઇ, દફતર આશકારા કેરોસીન ઑઇલે એનજીન પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું

માણસોનું ગુજરાણ થઇ શકે; પણ જો ભાત રોપ્યું. હોનતો માત્ર ૧૮૬ માણસો, બાજરી કીધી હોયતો ૮૮ માણસો, અને ઘઉં વાવ્યા, હોયતો ૪૨ માણસોને પેટ પુરતું મળી શકે. વિદ્વાનો ગણાવેછે કે એક રતલ કેળામાં એક રતલ ગોસ્તનાં જેટલા પુષ્ટીના ગુણ છે. લીલાં કરતાં સુકાં કેળાં પુષ્ટીનું તત્વ ચાર ગણું વધારે છે. સુકાં કેળાના આટો દળી તેની કાંજી બનાવી હોયતો તે બહુ પુષ્ટી તથા જોર આપેછે. એક એકર જમીન ઉપર બીજી હરકોઇ ફળ યા તરકારીની વનસ્પતિ ઉગાડો, પણ તેની પેદાશ અને ગુણ કેળાની પેદાશ અને ગુણને પહોચશે નહિ. માણસજાતને આ રીતે ખોરાક પુરો પાડયા ઉપરાત કેળનાં પાત્રાં, શાખા, ડાળ વગેરે અનેક ઉપયોગમાં આવી શકેછે.

## શેત્રંજની બાજી ૩૩૩ મી.

કાળાં.



સફેદ.

પ્રથમ સફેદની ચાલણ છે અને કાળાંની ત્રીજે હાથે માઅત છે.

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

શેત્રંજની બાજી ૩૩૨ મીનો:—

૧—સફેદ પાદશાહને ૨૦ મે ઘર બેસો, કાળું ગમે તે ચાલે;

૨—તે મુજબ શેહ અને માઅત.

મુંબઇ, દફતર આશકારા કેરોસીન ઓપીસે ધનજીન પ્રેસમાં એદલજી માણેકજી વારછાએ છાપ્યું છે



# નૂરે એલમ.

ડિસેમ્બર ૧૮૯૮.

## ગુલાંનાં ગુલામ:

અથવા

## ખાવપ્રા અને બેવપ્રા.

(પારસી સંસારની એક નીતિબોધક વાર્તા.)

### પ્રકરણ ૪૫ મું.

### મુંબઇ તરફ કુચ—સકીનાનું મરણ.

માનજી લટારો તેના બે સોહબતીઓ સાથ મારયો ગયો, અને બાકીના ત્રણ કેદ પકડાયા, તથા આ જવાંમર્દીનું કામ જમાદાર ફતેહઅલીએ બજાવ્યું હતું, એ સર્વ બિના મધરાજનાં સઘળાં પત્રોમાં ખુલેબોલ પ્રગટ થઇ. તોપણ નિર્દોષ ગુલાં અને તેની સખી ભોલકણી સકીના એ બાબે કશું જાણતી ન હતી, અને જમાદારના પાછા ફર્યા પછીબી થોડાંક દિવસો સુધી તેઓને કશી ખબર પડી નહિ.

એક દિન જમી રહ્યા પછી સકીનાએ પોતાના ખાવંદને ગમગીન દીઠો, અને તેનું કારણ પુછ્યું. ફતેહઅલીએ હુકો પીતાં પીતાં તેણીને પટાવીને કહ્યું કે તેણીએ માળાપર જઇ પોઢી જવું. કારણ પુછતાં તેણે ભોળાઇથી ખુલાસો કીધો કે મારે મારી બાઇ સાથ બે વાત કરવી છે.

સકીના ઘણીજ ડાહી અને નિષ્કપટ નાજનીન હતી. ગુલાંને તેણી બેહન કરતાં આગલા પ્યારથી ચાહતી હતી, અને પોતાના ખાવંદનો હુકમ તેણી કદી પાછો રાખતી ન હતી. ગુલાં તરફ જમાદાર આટલોબધો શા માટે ભાવ રાખેછે, તેનો ખરો ભેદ તેણી જાણતી ન હતી અને જાણવાની દરકાર પણ રાખતી નહોતી. એટલામાટે ગુલાં સાથ રાત્રે ખાધા પીધા પછી પોતાનો ખાવંદ એવી તે શી ખાનગી વાતો કરનાર છે તેને માટે જરાબી શંકા કે જીગ્નાસા બતાવ્યા વગર સકીના બતી લઇને માળા ઉપર ગઇ અને થોડા વારમાં તો પોઢી ગઇ.

ગુલાંને ભેટ્યા વિના સકીના કદી સુવા જતી ન હતી, તેમ જ્યારે તેણી તેને ભેટી ત્યારે આટલી જલદી જવાનું ગુલાંએ કારણ પુછ્યું. જવાબ એટલોજ મલ્યો કે એવી ફતેહઅલીની મરજી. ગુલાંને હવે ચટપટ થઇ. જમાદારે પોતાની ઓરતને આજે જલદી સુવાડવા મોકલાવી હશે, હવે તે પોતે ક્યારે પોઢવા જશે, તે તેણીને શું વાત કહેનાર હશે; એવા એવા વિચારોને ગુલાંનાં મનમાં બે મિનિટ પણ ફતેહઅલીએ આવવા દીધા નહિ. તેણે તેણીને એકલી જોતાંજ તેની નજદીક પોતાની ખુરસી ખેંચીને વાત છેડી.

"ગુલાંમાય, હવે આનાકાની કરવામાં માલ નથી. મારા મનમાં શું છે તે મારે ઝટ કહી દેવું જોઇએ. હું થોડા દિવસમાં મુંબઇ જવા ધારૂં છું; સાથે મારી જોરૂને પણ લઇ જાઇશ, તમે અહીં એકલાં રહી જશો. તેને બદલે તમબી અમારી સાથે મુંબઇ આવશો?"

"પેલો જીવતો છે તાંહાંસુધી હું અહીંથી નિકળનાર નથી," ગુલાંએ ડોળા ફાડીને કહ્યું.

"તે જીવતો નથી; તે તો મરી ગયો."

ગુલાં આ શબ્દો સાંભળતાંજ ચોંકી તે ઉઠીને ઉભી થઇ. તેનો ચેહરો ફિકો મારી ગયો. તેણી થરથર ધ્રુજવા લાગી. લથડતે હોઠે તેણી એટલુંજ બડબડી કે—

"શું મરી ગયો? મારો હોરમજ? કયારે?"

તેણી ઓય તુટી પડશે એવું જોઇ પોતાનો હુકો છોડી દઇ ફતેહઅલી ઝટ ઉઠયો, અને ગુલાંને પકડી લઇ તેની બેઠક ઉપર પાછી બેસાડી. પોતે આવી રીતે ખાઇ પીને આ દુઃખભરેલી વાત છેડી તે માટે જમાદાર પોતાને શ્રાપ દેવા લાગ્યો.

ગુલાં બેસી શકી નહિ. તે તો ટગર ટગર જોતી સાવજ જેવી—મીણનાં પુતળાં જેવી—ખડીજ ઉભી રહી. જમાદાર ગભરાયો. તેણે બે ચાર હાંક મારીને સકીનાને તરત ઉંઘમાંથી ઝબકાવી નીચે બોલાવી, અને તેણીની મદદથી ગુલાંને તેનાં બિછાનાં ઉપર લઇ જઇ સુવાડી.

એ વેળા તે દુખી નાર કેવળ બેહોશીમાં હતી. પણ બીજે દિને તેણી હુશિયાર થઇને ઉઠી. ઉઠી ત્યારે તેનાં મન ઉપર કશો પણ બાર હોય એમ જણાયું નહિ. ચાનજીનાં મરણથી લાગેલા આંચકાની અસર ટુક મુદતનીજ જણાઇ. તે લુટારૂ થયા પછી ગુલાંને મોટી ચિંતા એજ હતી કે રખેને તે પકડાય અને સરકાર તેને ફાંસી દઇ મારી નાખે. પણ જ્યારે તેણીએ જાણ્યું કે તે તો પોલિસ સાથની મારામારીમાં માર્યો ગયો હતો ત્યારે ગુલાંને કંઇક ધીરજ ઉપજી.

હવે ગુલાંએ જમાદાર અને તેની બન્ની ઓરત જોડે મુંબઇ પાછા ફરવાને ના પાડી નહિ, તો જોકે તેણીને મોટી ફિકર એ હતી કે માત પિતા તેણીની આગળની કસુર કદી પણ માફ કરનાર નથી, અથવા તેણી ઉપર પડેલાં દુખો માટે કશીબી દયા ખાનાર નથી.

જમાદારે હવે મધરાજ અને આસપાસનાં પરાંઓ ખાતેની પોતાની સર્વ સ્થાવર મિલકતો વેચી દીધી, જેના પાંચ લાખ રૂપિયા ઉપજ્યા. એમ કરતાં ઉપડવાનો દિવસ નજદીક આવતો ગયો ત્યારે જમાદારે પોતાની જંગમ મિલકતો પણ લીલામેથી વેચી દીધી; તેણે સઘળું વેચ્યું પણ "શીરીન" ને વેચી નહિ—"શીરીન" ઘોડી. તેને તો તેણે પોતાની ફતેહોના ભાથા દાખલ પોતાની જોડેજ રાખી.

મધરાજથી મુંબઇ જવાનું રેલવે મારફતે સહેલ હતું, પણ જમાદારનાં મનમાં એવું હતું કે એક નાની સ્ટીમર ખરીદ કરીને તેમાં સફેર કરતા, દરિયાની ખારી હવા લેતા, મુંબઇ જવું. આ વેળા સકીના બેજીવસે હતી. તેમ વળી ગુલાંને હવા ફેરફારની જરૂર હતી. એટલામાટે ફતેહઅલીને સ્ટીમરની મુસાફરીનો વિચાર ઘણોજ પસંદ આવ્યો.

એક સારે દિવસે તેઓ સઘળાં સ્ટીમરે ઉપર સવાર થયાં અને તે દક્ષિણ તરફ હંકારી ચાલી. સીલોનના દક્ષિણ બિંદુ ગાલી ખાતે સ્ટીમર આવતાંજ તુફાની પવન લાગુ થયો. સકીનાની હાલત આ વેળા ઘણીજ નાજુક હતી, અને દરિયો લાગવાથી ચાલુ થયલી ઓકારી ચાલુજ રહી. તેણી હવે વધારે બીમાર પડી ગઇ. સારાં ભાગ્યે આ વેળા ગુલાંની તનદરોસ્તીમાં ઘણોજ સારો સુધારો થયલો હતો, માટે તેણી સકીનાની સારવારમાં રાતદિવસ હાજર રહેતી.

જમાદારે પોતાની મૂર્ખાઇ જોઇ લીધી. સકીનાની આવી હાલત છતાં—પુરા દહાડા છતાં—તેણે સ્ટીમરની મુસાફરી માથે લેવી ન હતી. એટલામાટે ગુલાંને એક દાસીની માફક પોતાની મેહબુબની ચાકરી કરતી જોઇને ફતેહઅલીની આંખમાં આંસુ આવી ગયાં. તેને લાગ્યું કે જે ઓરત તરફ તેણે ફિદાગીરી બતાવીછે તે ઓરત ખરેખર અશ્રાફનું બચ્ચું છે. પોતે અત્યારસુધીમાં ગુલાંની જે કાંઇ ખિદમત બજાવી હતી તેનો બદલો તેણીની હાલની સેવા ચાકરીથી વળી ગયલો તેણે માની લીધો. અને ખરેખર જો હાલનાં સંકટમાંથી સકીના બચેતો પોતાની કનેના પાંચ લાખ રૂપિયાનો ગુલાં ઉપર નેસાર કરે તો તે થોડા ગણાય એમ જમાદાર સમજતો હતો.

પણ અફસોસ ! સ્ટીમરના મધરાજી તબીબ યા ગુલાં અને જમાદારની સર્વ જેહમતો છતાં ભલી સકીના બચી શકી નહિ. તેણીએ પોતાનો જાન પેદા કરનારને હવાલે કીધો, અને તેની લાશની પેટી દરિયાના વિકાળ મોજાને સ્વાધીન થઇ. તે વખતના ગમ અને આંસુનું બયાન કરવા જોગ નથી. તે બયાન થઇ શકતું નથી.

સકીનાનાં મરણ પછી કેટલાક દિવસો સુધી જમાદાર એક શબ્દ પણ બોલ્યો નહિ; તેણે એક પણ નવાલો મોંપર મુકયો નહિ. ગુલાં રડતી રડતી તેની પાસે જાય, પણ જમાદાર પથરની છાતીનો હોય તેમ એક પણ આંસુ નહિ ખેરવતાં ચુપચુપ પડી રહે, ટગર ટગર જોયા કરે, અને ભોજન પાછું ફેરે. આથી હવે તે બહાદુર મર્દનાં કોઠાં બેસી જવા લાગ્યાં, તેની આંખની નીચે કાળી લીટીઓ પ્રગટવા લાગી, અને તેની ચામડી રાખના જેવી ઘેરી મુરદી પકડવા લાગી. તે પોતાની કેબિનમાં એક માનિતી પેટી ઉપર બેસતો, અને દરિયા તરફ જોતો. એની એ હાલતમાં કલાકના કલાક વહી જતા, પણ જમાદાર એકથી બીજી બાજુએ નજર ફેંકતો નહિ.

હવે ગુલાં ગભરાઇ. તેને ફિકર પડી કે ફતેહઅલી દીવાનો થશે. તેણીએ તેને સમજાવવા પટાવવા માટે પોતાથી બનતું કીધું. જે ઓરત થોડાજ દિવસ ઉપર એક બાળક જેવી ગાફેલ અને નિરાધાર હતી તેણી આજે એક મોટાંમાય જેવી ચગોર અને સાવધ બની ગઇ હતી. બીજા હાથ ઉપર જે જવાંમર્દ એક નરે શીર જેવો બહાદુર હતો તે આજે એક બકલ્યાં જેવો નિર્દોષ અને કમજોર થઇ પડયો હતો. તે મોટાં દુખમાં ગિરફતાર હતો, ને દુખનો એટલોબધો ભારી બોજો હતો કે તેમાંથી પોતાની જબાં બાહેર કાઢીને પોકાર મારવાને પણ તે અશકત હતો.

અંતે ગુલનિ એક તદબીર સુઝી—તેને એક વાત યાદ આવી. જમાદારની કેબિનમાં તેને મળવા સ્ટીમરનો કપ્તાન, માલમ, ઇજનેર ડાકટર, વગેરે આવતા હતા; પણ તેઓ સઘળા તેને અસ્વસ્થ જોઇ પાછા ફરતા હતા. હવે ગુલાંએ એક સાંજે તેઓને ડુટક ઉપર ભેગા કીધા, કે જ્યાં જમાદાર પણ આવીને બેઠેલો હતો. સઘળાના બેઠા પછી ગુલાંએ સકીનાની વાત છેડી અને તેણીના ભલા ગુણોની તારીફ કરવા માડી. પોતે એક પારસણ છે તે છતાં સકીનાએ એકદમ મહમદિયાન હોઇને કેવા કેવા ઉપકારો કીધેલા તેનું વર્ણન ગુલાંએ કરવા માંડયું, જે સાંભળીને ભેગા મળેલાઓમાંના કોઇ કોઇ ડચકાં ખાવા અને બીજાઓ આંસુ ખેરવવા લાગ્યા. જમાદારની નજર પ્રથમ તો દરિયા તરફ હતી ત્યાંજ રહી, પણ પછી તે ગુલાંના સખુનો તરફ ખેંચાતી જણાઇ. પોતાના સાથીઓને રડતા જોઇ તથા ગુલાંની આંખમાંથી તડતડ મોતી ખરતાં જોઇ જમાદાર તેઓ તરફ ડોળા ફાડી જોતો બેઠો. એવામાં ગુલાંની વાતથી સ્ટીમરના માલમનું હૈયું એટલુંબધું ભરાઇ આવ્યું કે તે મોટે સાદે રડી પડયો.

તેને રડતો સાંભળી જમાદારનાં ભેજાં ઉપરનો ભાર ઓછો થયો. આંસુ ગડગડ ચાલવા માંડયાં, અને તે મોટે મોટે રડવા લાગ્યો. એ વખતથી તેની હાલત સુધરતી ચાલી.

---

## પ્રકરણ ૪૧ મું.

## વિધવા ગુલાં.

મુંબઇ આવી લાગીને સ્ટીમર લાંગરી. જમાદાર નાની બોટ મારફતે ધકાપર ઉતર્યો.

"હવે,તમે કાંહાં લઇ જશો મને ?" ગુલાંએ વિકટોરિયામાં બેસતાં જમાદારને પુંછયું. આ વેળા તેણી વિધવાના પોશાકમાં હતી.

"તમારા બાપને બંગલે."

"પણ તાંહાં હું કેમ આવું ? મેં માતપિતાપર લખ્યું નથીની ?"

"તેનું શું છે ? તમે મારા બાપનાં છાપરાંમાં થોડોવાર બેસજો. ખબર મળ્યા મુજબ મારો બાપ જીવતો છે. તેટલાં હું તમારા બાપને જઇ મલીશ, વાતો કરીશ, તમારે લગતી ખબર

પોતે પાંચ લાખની દોલત લઇને આવ્યોછે તે કહેવાનેબી તે ચુકયો નહી; અને તેણે લટારા મુદાલ્યર વગેરે સાથ લડાઇ લડી તેમને હાર માર્યા તે બિના સાંભળીને તો હોમજી શેઠ અકળાઇજ ગયા.

તોપણ હજુસુધી કાસમે ગુલબાનું વિશે એક હર્ફ પણ શેઠને કહ્યો હતો નહિ.

"આહા, બચા, મને એવું થાયછ કે હું તુંને એક વાત કેહું!" શેઠ તેના બરડા ઠોકીને બોલ્યો.

"કહો, મુરબી, મને કંઇબી કહો." કાસમ સમજયો કે શેઠ ગુલાં વિશે કંઇ કહેવાના હશે, માટે આગ્રહ કરવા લાગ્યો.

"નહિ, હમણા નહિ; કાલે—કોઇ નહિ હોય તે વખતે."

"ને મુરબીજી, મનેબી એવું થાયછ કે એક વાત હું તમનેબી કેહું!" કાસમની જબાં ઉપર ગુલાંનું નામ આવી અટકયું.

"બચાજી, ત્યારે તો તું મારી વાત ચેતી ગીયો હોશે—નહિતો તું જાણતો હોશે."

"શું સાહેબ!"

"હું જે વાત તુંને કેહવાનો છેઉં તે—મારા ભેદની વાત."

"ના ના મુરબી—તમારી વાતની મને કંઇજ ખબર નથી. મારી વાત તો જુદીજ છે."

"ત્યારે તે મને કહી દે. પેહલી તારી વાત કેહ, પછી મારી વાતનું થઇ રેહશે," શેઠજી તેને પટાવવા લાગ્યા.

"ના સાહેબ એમ બને નહિ. તમારી વાત પહેલાં કહો," કાસમ શેઠની જીગ્નાસા ઉશ્કેરવા લાગ્યો. "હું જે વાત કહેવાનો છું તે તમારે પોતાનેજ લગતી છે, મુરબી."

"ને હું જે વાત તુંને કેહવા માંગુંછ તે તારે ને મારે લગતી છે. પણ તે વાત કાલે;—તારી વાત આજે કર."

"તમે હુકમ આપો તો કરૂં."

"મારો હુકમ છે, કેહ."

"તમે માફ કરો તો કહું."

"મેં માફ કીધું, કેહ."

"તમે કસમ સેઓ તો કહું," આમ બોલીને કાસમે શેઠની તરફ કરગરીને જોયું.

"કેમ બચા, હવે છેક ફાસ ચાલ્યો કે! કસમ શાના ખવારેછ. હું કદી કસમ નહિ ખાઉં, ને ખવારૂંબી નહિ. જો તારાં મનમાં જેબી દેહશત હોય તે મેં દૂર કીધી—મારા સંબંધી જેબી તકસીર હોય તે મેં માફ કીધી—હવે કેહ."

"હવે બસ. હવે કહું, મુરબી સાહેબ." આમ બોલીને કાસમ શેઠને પગે પડયો, અને ઘુંટણપર બેસી, ડાકું ઉંચું કરી, બને હાથ જોડી તે બોલ્યો કે "આદાને ખાતર, હોમજી શેઠ, તમારાં એકપુરાં બચાંને માફ કરો."

"માફ કીધું—કીધું, કીધું—મેં તો ઘણા વરસનું માફ કીધેલુંજ છે. મેં તુંને ત્યારનું નહિ કહ્યું કે હું માફ કરી ચુકયો!" તે જૈફ શેઠ પોકારી ઉઠયા અને કાસમને ઉઠાડવા લાગ્યા.

"ત્યારે હું તેને અહીં લાવું, મુરબી! તે અગ્યારીમાં બેઠેલી છે. મુરબીજી, મેં પાંચ પાંચ વરસ થયાં તેનું રક્ષણ કીધેલું છે ને તેના ઉપર એવી તો મમતા બતાવી છે કે જેવી એક ભાઇ પોતાની બહેન તરફ તે કદાચજ બતાવે. ફરમાવો તો બીચારીને લઇ આવું તમારી આગળ."

"તે બીચારી! કોણ બીચારી!" શેઠે આતુરતાથી પુછયું.

"તમારૂં એકપુરૂં ફરજંદ ગુલાં બીચારી, તમારી મેઠી બીચારી! આજે તે વિધવા થઇ પડીછે, મુરબી. પોતે કીધેલી બેવકુફીને વાસ્તે આજે તે ઘણીજ પસ્તાયછે ને તમને દુખી કરવા માટે ઝારઝાર આંસુથી રડેછે."

"તું દેવાનો તો નથી થયો, મારા દીકરા! તું મને આવી મળ્યો તેથી ખરૂં માનજે, મને નેહાએત ખુશી ઉપજીછ; પણ હવે તું ગુલાં-ની વાત લાયો તેથી મને લાગેછ કે આએ બધી સપના સરખી વાત છે ને હું ઉંઘમાં બધું જોઉંછ. ખરૂં કે!" હોમજી શેઠ ખુરશી-ચેર ઉપર ફસડાઇ પડીને બોલ્યા.

"નહિ નહિ, મુરબી. તમે આ બધી વાત તદન હુશિયારીમાં હોઇને સાંભળોછો. એ કંઇ ખાબ નથીજી."

"પણ ત્યારે તું ગુલાંની વાત કેમ બોલ્યો. તે તો મરી ગયલીછે. મેં સાંભલ્યુ તું કે તે જીવતી નથી. બે વરસપરજ અમને કોઇએ આવીને એ વાત કહી—અરે નહિ કોઇએ અમારીપર કાગળ લખ્યું કે ગુલાં એખલી અતુલી ગુજરી ગઈ. ને એ ખબર વાંચીને તેની માએ——"

બુઢાજીથી હવે બોલી શકાયું નહિ. તેવણ એમ કેહવા જતા હતા કે ગુલાંના ગુજરવાની ખબર સાંભળીને તેની મા ગમ ખાઇ મરણ પામી હતી. પણ એ સખુનો નિકળ્યા આગમજ છાતી દબાઇ ગઇ અને સખુનોની જગા આંસુઓએ લીધી. હોમજીશેઠ એક બચ્ચાંની માફક રડી પડ્યા.

"નહિ, નહિ, મુરબ્બીજી; એ બધી વાત ખોટી છે. એ તમને કોણ કમબખ્તે કહ્યું? કોણ ચંડાલે લખ્યું કે તે મારી વહાલી શેઠાણી મરણ પામી? બધું ગલત છે. હું કહુંછું તેમ તે તો તમારી મારી ચહાતી અગ્યારીમાં બેઠી બેઠી ભણેછે. પાંચ પાંચ વરસ થયાં મેં તેને સભાળીછે. બબે વરસ થયાં તો તે મારાં ઘેરમાંજ મારી ઓરત સાથે રહેતી હતી. મુરબ્બીજી, ગુલાંનો હું બિરાદર થઇને તેની તાબેદારીમાં રહ્યો હતો, અને તેણી મને બિરાદર ગણીનેજ માન આપેછે."

"લાયક છે, લાયક છે. તમારો સબંધ તેવોજ છે. શી ખોદાતાલાની કુદ્રત છે! ત્યારે મારી ગુલાં જીવતી છે ખરી કે? તમે છેલ હમણા સુધી કયે ગામ હતાં?"

"મધરાજમાં, મુરબ્બી સાહેબ."

"મારી ઉપર આવેલું કાગજ મધરાજથીજ લખેલું હતું. એમ કેમ? વારું તું મને તેની આગળ લઇ જા. બધું જણાઇ આવશે? કાંહછે મારી દીકરી?" હોમજીશેઠ તેણીને ભેટવા માટે તૈયાર થઇ ઉઠ્યા.

"નહિ, નહિ, નહિ, બાવાજી સાહેબ! તમે રાત પડી ક્યાં આવશો? ભીંડી બજારની અગ્યારી કંઇ દૂર નથી. અર્ધા કલાકમાં હું ગુલાંમાયને તમારી આગળ લાવી હાજર કરંછું. તમો અહીંજ બેસો, મુરબ્બી. ર— આ ચાલ્યો."

ત્યારે મારી ગાડી જોડાવીને જા. બેટા, તેને તું એકદમ મારી આગળ લઇ આવ. જો બનશે તો પેલી વાતખી હું તુંને આજની આજ કહી દેવશ. પણ તું દોર—જા, જલદી જઇને મારી બેટીને તેરી લાવ."

આ છેલા સખુનો નિકળે તે આગમજતો કાસમ ઉપડી ચુકયો હતો.

## પ્રકરણ ૪૮ મું.

## બાપ અને બેટી.

એક તરફથી કાસમ ગુલાંને બોલાનવા દોડયો કે બીજી તરફથી શેઠે માકાને તથા હમાલ, મસાલ વગેરેને બોલાવી બંગલામાં સઘળું સાફસુફ કરાવ્યું, બિછાનાં તેયાર કરાવ્યાં, અને તકિયાઓને નવા ગલેફો નખાવ્યા. પછી સર્વ માણસોને ફરમાવ્યું કે જેવી ગાડી દરવાજામાં આવે તેવાજ તેઓ સર્વેએ બંગલાની બાહેર નિકળી જવું, તથા તેમને પાછા બોલાવવામાં આવે ત્યાંસુધી બાહેરજ રહેવું.

બરાબર અર્ધા કલાકમાં ગાડી ધમધમ કરતી આવી લાગી. રાત અંધારી હતી, પણ દીવાની રોશની પુરતી હતી. ઘોડા વાળાએ ગાડીનો દરવાજો ઉઘાડતાંજ કાસમે પ્રથમ ઉતરી પડીને ગુલાંને મદદનો હાથ આપ્યો અને તેણી ધીમેથી ઉતરી. પછી કાસમે ધીમે કદમે, આગળ આગળ ચાલવા માંડયું અને તેની પુઠે પુઠે—બળકે સાથે સાથે—ગુલાં, ચાલીને એકવાર પાછી પોતાના બાવિકાં ઘરમાં દાખલ થઇ. દરવાજા આગળજ હોમજીશેઠ તેની વાટ જોતા ઉભા હતા. તેને દાખલ થયલી જોતાંજ તેવણે આવકાર દીધો કે——

"દીકરી ગુલાં, આવ, આવ મારી આગળ!"

પણ ગુલાં બાપને ભેટવાને બદલે તેવણને પગે પડી. પછી પોતાના હાથ ઉંચા કરી તેવણ તરફ જોઇ પોતાની તકસીર માટે માફી ચાહી. બાપે દિલાજાનથી તેને માફ કીધું અને ધીમેથી તેનો હાથ પકડી ઊઠાડી; તેજ હાથોં ગુલાંએ

પોતાની આંખમાં ચાંપ્યા અને પછી તેવણુનાં ત્રણ મરતબે ઓવારણા લીધા. છેલે તે ફસ્કાઇ પડી, અને પોતાના જૈફ બાપની છાતી ઉપર ડોકું નાખી દીધું.

અગરજો આ વેળા હરખભરેલી છાતીું સાથ આ સઘળો તમાશો જોનાર કાસમ ઉર્ફે જમાદાર ફતેહઅલી હાજર ન હોત, અને તેણે સમય સૂચકતા વાપરી હોમજીશેઠને પકડી લીધા ન હોત તો ગુલાંના આંચકાથી બાપ અને દીકરી બન્ને ફરસબંદીની ભોંય ઉપર ઓકાયાં હોત.

તેઓ બન્નેને પાસેનાજ સોફા ઉપર બેસાડી દીધાં, જ્યાં ગુલાંની બેહોશીમાં હોમજીશેઠ તેણીનાં માથાંના વાળ પસવારવા અને તેના ખરડા ઉપર હાથ ફેરવવા, તથા તેણીને હિમતના સખુનો કહેવા લાગ્યા. ધીરે ધીરે ગુલાં પાછી સાવધ થતી આલી, અને બાપના માયા ભરેલા સખુનો સાંભળીને તેણીની છાતી ભેરાઇ આવ્યાથી તે ડચકાં ખાતી જણાઇ. બાપે તેના ચેહરા ઉપર હાથ ફેરવી જોતાં તેણીની આંખો તદન ભીંગાઇ ગયલી જણાઇ.

ઠપકો દેવાનો આ વખત હતો નહિ. હવે ઠપકો દેવાની જરૂરજ હતી નહિ. તે સમો હવે તો વહી ગયો હતો: ઉમરે પહોંચેલા અને પાકટ અનુભવવાળા બાપે ગુલાંને હવે તો રાજી રાખવા માટેનાજ સખુનો તેના કાનમાં રેડવા માંડયા. ગઇ ગુજરી ક્ષમા કરીને તેવણ બોલ્યા કે "દીકરા, તારી માએ મરતી ઘડી સુધી તુનેજ યાદ કીધી હતી."

હવે તે રાત પસાર થઇ ગઇ, અને દિવસો વહેવા લાગ્યા; જે દરમયાન ગુલાં પોતાનાં બાપિકાં ઘરમાં પાછી નવી જુની થઇ ગઇ.

હોમજીશેઠ કાસમને બીજે દિને જે વાત કહેવાની કબૂલત આપી હતી તે તેવણે તેને કહી. તે વાત આ જગાએ લંબાણથી કહેવા જોગ નથી. ચતુર વાંચનાર અત્યાર આગમજના ચેતી ગયા હશે કે તે શી વાત હોવી જોઇએ. હોમજીશેઠ કાસમને વખતેવખત પોતાના બેટા દાખલ બોલાવતા હતા, અને ગુલાં તરફની તેની એક બાઇ દાખલની પ્રીતિને કુદરતનો ભેદ ગણતા હતા, તે કંઇ અમસ્તુંજ ન હતું. ટુંકમાં કાસમ હોમજીશેઠનો દીકરો હતો, અને જો ગુલાં પોતાના બાપને આવી મળી ન હોત તો બુઢાજી પોતાની સર્વ માલમતા અને દોલત પોતાના આ દીકરાનેજ આપી જાત, એ બનવાજોગ હતું.

પણ કાસમને એ દોલતની જરૂર ન હતી. તે પોતેજ દોલતમંદ હતો. સકીનાનાં મરણ પછી એક વરસે તેણે બીજી ઓરત કીધી, જે મરનારના જેવીજ ભલી નિવડી. તેનું નામબી *સકીનાજ* હતું. આ સકીના હોમજીશેઠનાં ઘરમાં પળોટાઇ ગઇ. ગુલાંની તે મોટી સહી મિત્રી થઇ પડી.

ચાનજીનાં મરણને ૧॥ વરસ ગુજરી ગયું હતું. શેઠના બંગલામાં કોઇ કોઇ વાર જુના દોસ્તો મળવા આવતા હતા. હવે ગુલાંને પાછી ફરેલી જોઇને ઘણા મિત્રો મળવા ભેટવા લાગ્યા, તેઓમાંનો એક વીકા હીરજીનાં ખાનદાનનો ચેરાગ બહમન હતો. બહમન જ્યારે જવાન હતો ત્યારે ગુલાંના હાથની સર્વથી પહેલી માંગણી કરનાર હતો, અને જો ચાનજી વચમાં નડી સુઓ નહિ હોત તો ગુલાં પોતાની તેમજ પોતાનાં માતપિતાની અને સર્વ દોસ્ત. આસ્નાઓની રાજીખુશીથી બહમનને પોતાનો હાથ આપત. પણ તે વખતે બહમનથી સરસ હોરમજ નજર આવ્યાથી ગુલાં તે "હોરમજ" ના હાથમાં ગઇ, કે જે પાંછલથી હારેમન નિકળ્યો.

બહમન વીકાહીરજી આજે પોતાનાં બાપની તમામ દોલતનો ધણી હતો. અને તોપણ હજુ તે પરણ્યો ન હતો. ગુલાંના ગુમ થયા પછી તેણે કુંવેબી મોહબતે બાંધવાનું ગુનાહ ભરેલું માની લીધું હતું. એ વાતને આજે દશ વરસ થવા આવ્યાં હતાં.

એક દાહેડાં પછી તેને કાને વાત આવી કે ગુલાં પોતાના બાપને ઘેર પાછી આવીછે. આથી તે ખુશ થયો, પણ ગુલાંને વિધવા થયલી જાણી તે દિલગીર થયો. એક દહાડે હોમજીશેઠે તેને બેંડ સ્ટેંડ ઉપર દીઠો; બોલાવ્યો અને ત્યાંથી થયલી નવી ઓળખાણને લીધે તે બીજે દિને શેઠને મળવા આવ્યો.

એ વખતથી ગુલાં સાથ તેને પાછી પિછાન થઇ અને તે દોસ્તીમાં બદલાતી ચાલી.

ખરૂં બોલિયે તો બંને વચેની જુની દોસ્તી પાછી તાજી થતી ચાલી. એક દિને ગુલાં પોતાના ઓરડામાં એકલી હતી તે વેળા બહમન ચુપચુપ ચાલી આવ્યો. તેણીએ શેકહેંડ માટે પોતાનો હાથ માયાથી આપ્યો, પણ બહમને તે પાછો છોડયો નહિ.

"ગુલાં, તું મને કબૂલ રાખે નહિ ત્યાં સુધી આ નાજુક હાથ હું છોડનાર નથી." તે બોલ્યો.

ગુલાં શરમાઇ ગઇ. તેણીએ માથું નીચુ નાખી દીધું. તે એક બોલ બોલી નહિ.

"ગુલાં, તારેજ ખાતર હું આજ સુધી કુમારો-છું. હું તો એજ હાલતમાં જીંદગી ગુજારનાર હતો. પણ કુદ્રતનો હુકમ તેવો જણાતો નથી. જેને થકી મેં જમાનો ગુમાવ્યો તે શું મને એક જમાના પછીબી નાજ પાડશે?"

બહમનના આ સખુનો અસરકારક હતા. ગુલાં-ગુગી પશેમાન થતી જણાઇ. તેણીએ હજુબી પોતાનો હાથ છોડવાની માંગણી કીધી નહિ, અને બહમન તે પકડીજ રહ્યો. અંતે તેણી બોલી—

"બાવાજી હા કેહે તો મારે ના નથી. પણ તોબી એક શરત—ગઇગુજરી વિશે એક બોલવો કે બોલવા દેવો નહિ."

શરત કબૂલ રખાઇ. બાવાજીએ હા કહ્યું. ગુલાં બહમનની થઇ. અને સુખી થઇ.

સમાપ્ત.

---

**એક બેરિસ્ટરે કહેલી ખાનગી વાત**—સર ફ્રાંક લોકઉડ ઇંગ્લંડનો નામીચો ધારાનો હિમાયતી હતો. તેના સંબંધી નીચલી રમુજી વાત ખરી બનેલી કહેવાયછે, અને તે સર ફ્રાંકના પોતાનાજ શબ્દોમાં જાહેર કરવામાં આવીછે. તે કહેછે કે—

એવું બન્યું કે એક સોલિસિટર એક કુલ તરફથી મારી પાસે આવ્યો ત્યારે મેં તેને પુછ્યું કે "આરોપીનો બચાવ શો છે?"

તે બોલ્યો કે "આલિબિ."

મેં કહ્યું કે "વાહ, બચાવ તો મજાહનોછે. પણ આપણે તે સાબીત કેમ કરવો? બધી વાત તમે મને કહો."

તેણે કહ્યું કે "તા૦ ૧૫ મી માર્ચને દિને યૉર્કે શેહેરમાં ગુનાહ કરવાનું આપણા નિર્દોષ કુલ ઉપર તોહમત મુકવામાં આવ્યુંછે."

"યૉર્ક?" મેં કહ્યું. "યૉર્ક તરફથી તો હું આમની સભામાં બિરાજુંછું, ત્યારે મારા ચુંટી કહાડનારાઓનો મારે બચાવ કરવો જોઇશે."

"તે તો ગમે તેમ હોય, પણ યૉર્કમાં ગુનાહ થયો તે વખ્તે આપણું કુલ તો યૉર્કમાં નહિ પણ મેન્ચેસ્ટરમાં ઘોડદોડની શરતમાં શામેલ હતો."

"શરતની વાત તો તમે કરોજ ના; એથી તો વળી કોઇનું દિલ દુખાશે કે આપણું કુલ જુગારીછે." મેં સુચવ્યું.

આ ઉપરથી સોલિસિટર બોલ્યો કે "ચાલો ત્યારે એમ ગોઠવો કે તે બ્લાકપૂળ ખાતે હતો, જ્યાં તે એક પિઠાંમાં બીર દારૂ પીતો હતો. આ બિના સાબીત કરવા માટે આપણ દારૂ વેચનારી છોકરીને સાક્ષીમાં હાજર કરીશું."

"વાત તો ખરી," મેં કહ્યું; "પણ પિઠું ને દારૂ એવી વાતો કોર્ટમાં આવ્યાથી આપણાં નિર્દોષ કુલને સારૂં લાગશે?"

"ત્યારે તમે કંઇ સુચવોની, સર ફ્રાંક?" સોલિસિટર હવે મને ગળે પડયો. પછી તે બોલ્યો—"વારૂં, એમ ગોઠવિયે કે ગુનાહ થયો તે વેળા આપણું કુલ વુલ્વરહેંપ્ટન ખાતે એક કાટપિટયાની દુકાને કંઇ જુનું પુરાણું ખરીદ કરતો હતો—નહિ, નહિ; પોતાની સાસુનું કફન ખરીદ કરતો હતો, જે માટે પુરાવામાં આપણી કને હિસાબનો ચોપડો છે. કેમ, આ રીતનો બચાવ ઠીક પડશે?"

"સત્તર આનાને બે પૈ ઉપર."

હવે અમારાં કુલની તપાસ ચાલી, ઉપર મુજબ અમે તેનો બચાવ કીધો, અને સઘળું પુરૂં થયા પછી જડજે મારી જોડ વાતો કરતાં મને કહ્યું કે "તમે આલિબિતો ઘણી અછી બતાવી, હેં?"

"નહિ કેમ બતાવિયે, નામવર?" મેં હસીને કહ્યું. "ત્રણ ત્રણ આલિબિમાંથી અમે આને પસંદ કીધી હતી."

ઉપલી રમુજી વાત જો ખરી હોય તો ઇંગ્લંડ ખાતેબી કેવા કેવા ખોટા બચાવો ઉભા કરવામાં આવતા હશે તેનો આપણને ખયાલ મળેછે.

# મર્કી સંબંધી થોડીક જાણવા નોધ.

## મર્કીને ઓછા વરસાદ સાથ કંઈ સંબંધ છે!

આજ ત્રણ ત્રણ વરસો થયાં મુંબઈમાં મર્કીએ ધામો નાખ્યોછે, તોપણ તેનું મુળ શું છે—તે ક્યાંથી આવી—તેને કોણ લાવ્યું—તે આપણ ખાતરીપૂર્વક જાણતા નથી. અટકળો તો ઘણી થઇછે—કારણો તો ઘણાં રજુ થયાં-છે—પણ એકપી સબબ ખરો પાડી આપવામાં આવ્યો નથી. હાલમાં એક નવો સબબ આપણાં મન ઉપર ઠસાવવાની તજવીજ થાયછે; પણ ચીનથી યા બગદાદથી ઉંદરો મારફતે યા ખોરાકીની વસ્તુઓ મારફતે મુંબઇમાં મર્કીએ જન્મ લેવાના સબબ જેવોજ લુલો આ નવો સબબ પણ અંતે સાબેત થાયછે કે કેમ તે નક્કી કરવાનું કામ વિદ્વાનોનું છે. નવો સબબ એ બતાવવામાં આવેછે કે મુંબઇ અને પશ્ચિમ હિંદુસ્તાનમાં ૧૮૯૬ ની મોસમમાં પુરતો વર્ષાદ પડયો નહિ—મોસમના છેલા બે માસ સુધી વર્ષાદ તણાઇ ગયો—તેમજ ૧૮૯૭ અને ૧૮૯૮ ની મોસમોમાં પણ જોઇતો વર્ષાદ થયો નહિ તેથી મુંબઇમાં મર્કીએ ઘર ઘાલ્યુંછે. આમ કહેનાર મી૦ ડબ્લ્યુ. ડન્બાર નામે એક સુખશાંતિનો ઇજનેર છે. તે છેક ઇંગ્લંડથી પત્ર લખી ઉપલો સબબ જાહેર કરેછે. તે કહેછે કે ૧૮૯૬ માં મુંબઇની ગીચ વસ્તી છતાં વર્ષાદ પડયો નહિ, તે વર્ષાદ લાવનારા પવનો ફુંકાયા નહિ, અને પવનો વિના શેહેરની જમીનમાંની ગલીચી સાફ થઈ શકી નહિ. વળી તે કહેછે કે ૧૮૯૬ નોજ વર્ષાદ ઓછો હોત તો મુંબઇની આસપાસ મર્કી ફેલાત નહિ, પણ ત્યાર પછીનાં વરસોમાંબી કમી વર્ષાદ પડવાથી મર્કીનો વિસ્તાર વધ્યોછે. આ અને એવીજ બીજી દલીલોમાં કેટલી સચાઈ છે તે દેખાડી આપવાનું કામ શેહરના લાગતાવળગતા અધિકારીઓ અને વિદ્વાનોનું છે. પણ અમે નથી ધારતા કે આ કારણો મર્કીના મૂળ સબબો માની શકાય.

## જંતુઓની રીતભાત.

હવે આ મર્કીને પેદા કરનાર એક જાતનાં બારીક જંતુઓ છે, જેઓ સાદી આંખે જોઇ શકાતાં નથી, પણ જ્યારે તેમનું વંશ વધી જાયછે ત્યારે તેઓ ખુલ્લી નજરે દેખાયછે. તેઓ હીલચાલ કરતાં જણાતાં નથી. પેટેટા ઉપર તેમને ખીલવ્યાં હોય તો તેમનો રંગ ભુરા સફેદ રંગનો જણાયછે, અને ગોસ્તના શેરવામાં તેઓ ઘેરા વાદળિયા રંગનાં માલુમ પડેછે. એક જંતુ લંબાઇમાં એક ઇંચના ૧૦૦૦ માં ભાગ જેટલું અને પહોળાઇમાં ૨૫૦૦૦ માં ભાગ જેટલું હોયછે. ડૉ૦ ઉડહેડ નામે તબીબની ગણત્રી મુજબ જો તેઓને એકેકની જોડાજોડ ગોઠવ્યાં હોય તો ટપાળની એક ટિકિટ ઉપર ૫૦૦૦૦૦૦૦૦ જંતુઓનો સમાસ થઇ શકેછે. આકારમાં તેઓ બારીક સળિયાં જેવાં છે, જેમના બંને છેડા ગોળ હોયછે. તેઓને પોતાના ઉધરભાવને થકી ઑક્સિજન ખાસ જોઇયેછે. એક સળિયો જ્યારે બે યા ત્રણ સળિયા જેવડો લાંબો બનેછે, ત્યારે તેમાંથી તેટલાં નવાં જંતુઓ નિકળેછે, અને એ રીતે થોડા કલાકમાં તેઓની સંખ્યા વધી જાયછે. ડૉ૦ હાફકિન મુજબ અગરજો આ જંતુઓને ઉધારવા માટે જોઇતું સ્થાન મળ્યું તો તેઓ અસંખ્ય વધી જાયછે. અગરજો તેમને ઉધરવા માટેનો ખોરાક ખૂટી જાય પણ તેમનો નાશ કરનારા તેમના શત્રુઓ નહિ હોય અથવા કોઇ સબબો નહિ બને તો આ જંતુઓ ખોરાક વિના મહિનાઓ અને વરસો સુધી જીવતાં રહી શકેછે.

## જંતુઓનો મોટો શત્રુ ગર્મી.

માણસજાતના આ શત્રુઓનો સર્વથી મોટો શત્રુ ગર્મી છે. હાંગકાંગ ખાતેની છેલી મર્કીના જંતુઓની તપાસ લેનારા જાપાની તબીબો ડૉ૦ કિતાસાતો અને પ્રોફેસર એઓયામાની શોધખોળ મુજબ ફેહરનહેટની ૧૩૬ ડીગ્રી જેટલી ગર્મીથી આ જંતુઓ થોડા કલાકમાં મરી જાયછે, પણ જો ૨૧૨ ડીગ્રી જેટલી

ગર્મી આપી હોય તો તેઓ થોડી મિનિટમાંજ મરણ પામેછે. સર વિલ્યમ રૉબિન્સન મુજબ આ જંતુઓનો મોટો શત્રુ સૂર્ય છે. સૂર્યની રોશનીમાં અગરજો ૧૪૦ ડીગ્રી જેટલી ગર્મી આપી હોય તો તે સહેલથી મરી જાયછે.

### મર્કીના વર્ગો.

ગયે સાલ મુંબઈ આવી ગયલો ફ્રેંચ વિદ્વાન યર્સાં પ્રથમ એવું માનતો હતો કે મર્કીનાં જંતુની પેદાયશ જમીનમાં થયછે. પણ તેણે પોતાની એ ભૂલ પાછલથી કબૂલ કીધી છે. ઉંદર અને તેની જાતનાં પ્રાણીઓમાં આ જંતુઓ પ્રથમ ઘર કરેછે, અને તેમની મારફતે તે જમીનમાં દાખલ થવા પામેછે. ડૉ૦ પેન નામે તબીબ મુજબ મર્કી એક જાતનું એવું તાવનું દર્દ છે કે જે માદાં આદમી મારફતે તનદુરસ્ત આદમીમાં દાખલ થઇ શકેછે, જે વેળા બીમારને ગાંઠ યા પાયું થાયછે. આપણી ટાપુના જાણીતા તબીબ ડૉ૦ આર્નેટના અભિપ્રાય મુજબ મર્કીના દર્દી ચાર કિસમના જોવામાં આવ્યાછે: (૧) ગાંઠ સાથની નરમ મર્કી; (૨) ગાંઠ સાથની સખ્ત મર્કી; (૩) ગાંઠ સાથની યા તે વિનાની ફેફસાંના દર્દવાળી મર્કી; અને (૪) ટાઇફોઇડ તાવને મળતી મર્કી. વળી એ ઉપરાંત વધારે નરમ આકારમાં પણ મર્કી ચાલેછે, અને ડૉ૦ પેનનાં મત મુજબ આવી નરમ મર્કી સખ્ત મર્કીની શરૂઆતમાં યા તેની આખરીએ દેખાવ દેછે. આપણી ટાપુ ખાતેના એક બીજા જાણીતા તબીબ ડૉ૦ ચાઇલ્ડના જણાવ્યા મુજબ ગાંઠ સાથની મર્કીનું જોર શરૂઆતથીજ ઘણું ભારી હોયછે, અને તે એકાએક દેખાવ દેછે. તાવ લાગુ થાયછે, જેની જોડ સખ્ત માથું દુખેછે, ઉલટી થાયછે અને દર્દી લવારો કરેછે. એ વેળા ૧૦૪ ડીગ્રી સુધી યા તેથી પણ ઘણી તાવ વધેછે. હાંફ ચહડેછે અને નાડી પણ જોશમાં ધબકેછે. દર્દીનો ચેહેરો ચિંતાતુર બનેછે, કાંખામાં તથા જાંગમાં દુખારો થાયછે, અને શેવે [illegible] નેકળી આવી દુખેછે. પ્રથમ [illegible]થી કે "ચાઇનાના દાખલા મર્કીના ગણાતા [illegible]કપૂળ ખાતે વધારે તપાસ ચલાવતાં જણાયુંછે કે ગાંઠ વિનાની મર્કીની તાવથી તો દર્દી ત્રણ ચાર દિવસમાં મરી જતો હતો. એ વેળા દર્દી ફેફસાંનાં દર્દથી પિડાયછે, અને તેથી એવાં દર્દને "pneumonic plague" નું નામ મલ્યુંછે.

### દર્દીઓની એક વિચિત્ર ખાસિયત.

મર્કીનાં દર્દીઓમાં એક નવાઇ જેવી રીત ભાત આપણા હેલ્થ ઑફિસર ડૉ૦ વેઅરે જોયછે. તે જણાવેછે કે મર્કી લાગુ પડ્યા આગમજ હજુતો ૧૦૦ ડીગ્રી જેટલીજ તાવ હોય તે સુધાં દર્દીનાં મનમાં પોતાનાં ઘેરની બાહેર ગમે ત્યાં નિકળી જવાનો વિચાર આવેછે, અને તેની કને જો પૈસા હોયતો તે લાગલો રેલવે સ્ટેશન ઉપર દોડી જાયછે અને કોઇ બીજેજ સ્ટેશને જઇ ઉતરેછે. તે આમ કાં કરેછે તેનું તે પોતે કશું કારણ જાણતો નથી અને તેથી જણાવી શકતો નથી. આવી રીતે ઘરની બાહેર ભટકવાનો પવન સઘળા વર્ગોમાં ડૉ૦ વેઅરને જણાયોછે, જે કૃત્ય પછી તેઓને સખ્ત તાવ આવેછે, અને લવવ બકવા મંડી જાયછે.

### "કાળાં મોત" બાબે ખોલાસો.

એક બીજી જાણવાજોગ વાત એ છે કે દર્દીઓનાં શરીર ઉપર કાળાં ધાબાં પડેછે જે ઉપરથી તેને કેટલાકો "કાળું મોત" ગણેછે અને બહુ ધાસ્તી ખાયછે. મધ્ય કાળમાં આવી રીતે બનતું હતું, અને તે પછી દર્દી મરણ પામ્યા વિના રહેતો ન હતો, ને ઉપરથીજ તેને ઉપલાં ભયંકાર મોત (Black Death) નું નામ મલ્યું હતું. પણ ડૉ૦ આર્નેટ સમજેછે કે મધ્ય કાળમાં ટાઇફસ અને બીજા ઝેરી તાવોને લોકો મર્કીના તાવ સાથ ભેળી નાખતા હોવા જોઇયે, અને તે ઉપરથી તેઓએ ઉપલું નામ આપેલું હોવું જોઇયે.

### મર્કી કેમ પારખવી.

મર્કીની નિશાની બાબે ઉપર લખવામાં આવ્યુંછે, પણ તેમ છતાં નીચે વિગતે લખીશું જંતુઓ હરકોઇ રીતે શરીરમાં દાખલ થય

પછી તેમને પુરેપુરાં ઉધરતાં અને દર્દ પેદા કરતાં એક બેથી દશ દિવસ લાગેછે. બીમારને ગમતું નથી, હાડકાં અને બરડો તથા કાંખ્ખમાં દુખેછે, એકાએક જબરી તાવ આવેછે, દર્દી ગાફેલ બની જાયછે, આંખના ડોળાની સફેદી બદલાઈ જઈ રતાશ પકડેછે, જીભ ઉપર વચમાં સફેદ થરો બાઝેછે, બીમાર ધીમે અચકાતો બોલેછે, કોઇ વાર ગુસ્સામાં જવાબ દેછે. એ પછી કાંખ્ખમાં, બગલમાં યા જડબાંની પછવાડે ગાંઠ થાયછે; કોઈ વાર એ બંને ઠેકાણે થાયછે. આ ગાંઠને લીધેજ દર્દને "ગાંઠિયા તાવની મર્કી" એવું નામ મળ્યુ છે. કોઇવાર ગાંઠ નથી પણ થતી; પણ તેવા સંજોગ વેળા દર્દી ઓચિંતો મરી જાયછે અથવા ફેફસાંના દર્દથી તે પિડાયછે. આ રોગ એટલો ઝેરી છે કે ૧૦૦ દર્દીઓમાંથી ૮૦ યા તેથી વધારે મરી જાયછે. દર્દ લાગુ પડયા પછી દર્દીની આખર ઘણું કરીને ત્રણ દિવસમાં આવેછે.

## રોગને ઉત્તેજન આપનારા સબબો.

શરીરમાં દાખલ થયલા જંતુઓ લોહીમાં પેંસથ થયા પછી આ ખરાબી કરેછે. ચામડી ઉપર તેમને કોઇ માફક પડતી જગા મળવી જોઇયે, અને તે જગા ઉપરથી તેઓને લોહી તરફનો રસ્તો મળવો જોઇયે. એટલામાટે રોગ ચાલતો હોય તે વેળા શરીરનો જે ભાગ છોલાયો હોય, કપાયો હોય, યા જે ભાગમાંથી લોહી વહેતું હોય તેને ઢાંકેલો રાખવો. જંતુઓ એક જાતનો ઝેરી પદાર્થ ભેગો કરી રાખેછે તેજ મર્કીની નિશાનીઓને કારણ આપેછે. વળી ખરાબ ગંધાતી જમીન, ગીચ વસ્તીવાળાં ઘર યા સાંકડા મહોલ્લાઓ, હવા અને રોશની તથા સૂર્યની ગર્મી વિનાના ઓરડાઓ;—એ સઘળાં આ ઝેરી જંતુઓને ઉત્તેજન આપનારા સબબો છે. અસ્વચ્છ પાણીથી તેનું કારણ છે કે કેમ તે ચોક્સ કહેવાઇ શકાતું નથી, તોપણ, જેમ હમેશાં તેમજ એવી વખતે પાણી તો સ્વચ્છ હોય તેજ પીવામાં લેવું જોઇયે. વળી આપણાં કપડાં ઉપર વધારે ધ્યાન આપવું. જંતુઓ તેમાં ભરાઇ રહે ને પછી ચામડી ઉપર પોતાની જગા મેળવી શકે એ બનવાજોગ છે. ઉંદરોને તપાસતા રહેવું; તેઓ દર્દવાળાં ઘરમાંથી તનદુરસ્ત ઘરમાં જંતુઓ લઈ આવેછે. મર્કીની અગમચેતી ઉંદરો આપેછે.

## મર્કી સામે કેમ લડવું.

હવે આ દર્દનો અટકાવ શો? તેની સામે માણસે કેવી પ્રકારે લડત ચલાવવી? શું કરવું કે જેથી રોગ હુમલો નહિ લાવી શકે? આ સવાલોના જવાબ ટુંકા છે. શરીરની, ઘરની, આસપાસની સુઘડાઈ રાખવી, અને ડૉ૦ હાફકિનવાળી રસી મુકાવવી. સુઘડાઇ માટે ખાસ નીચલી વિગતો ધ્યાનમાં રાખવી.

૧—ઘરને અચ્છી રીતે સાફસુફ રાખવું, કચરો પુંજો કાઢવો, ભીનાશ રાખવો નહિ, અને ગંદવાડ કરવો નહિ.

૨—જો જમીન ભીની જણાય, દુર્ગંધ નિકળતો હોય, તો સુકી જમીન નિકળે ત્યાં સુધી ખોદીને ભીનું મેટોડું દૂર લઇ જઇ નાખવું અને નવાં સુકાં મેટોડાંથી જમીનનો ખાડો પુરી લેવો.

૩—ઘરને અંદરથી તથા બાહેરથી ચુનો લગાડવો.

૪—વસ્ત્રો, ગાંસડાપોટલાં વગેરેને સુવાના ઓરડામાં લટકેલાં રાખવાં નહિ.

૫—બારી બારણાં બનતાં સુધી ઉઘાડાં રાખવાં અને ખુલી હવાનો આવંજા વધારવો.

૬—જાજરૂરને ગંધિલાં નહિ રાખતાં, મળ વગેરે દિવસમાં બે વાર સાફ કરાવવો. એજ રીતે ગટરો અને મોરીઓ પણ સાફ રાખવી.

૭—ગાયઢોરના તબેલાઓ પણ એજ રીતે સાફ રાખવા.

૮—શરીર અને તેમાં ઘાલેલાં કપડાં હમેશ સ્વચ્છ રાખવાં. જો શરીર દુબળું હોય તો થંડાને બદલે ગરમ પાણી વડે સ્નાન કરવું.

૯—ખોરાક સાદો પણ કુવતદાર અને ઉંચા પ્રકારનો લેવો. જેથી તરકારી, ભાજી યા ફળફળાદિથી અતિસારને ઉત્તેજન મળે તે ખાવામાં લેવાં નહિ.

૧૦—હદથી જયાદા ખાનપાન રાખવું નહી, મોડી રાત સુધી જાગણુ કરવું નહિ, અને સર્દી યા થંડીમાં ઉંઘાડા બેસવું નહિ.

૧૧—પકાવેલો ખોરાક થંડો પડી ગયા બાદ લેવો નહિ. માખીને ખોરાક ઉપર બણ-બણવા દેવી નહિ. ભાજી તરકારી પકાવ્યા સિવાય કાચી ખાવી નહિ. પકાવ્યા આગમજ તેને ઉકાળેલાં પાણી વડે સારીપેઠે ધોઇ સાફ કરવી. ખોરાક સાથ નિમક છુટથી વાપરવું, પણ એટલુંબધું નહિ લેવું કે જીવ બેચેન બને યા પેટ છુટી જાય.

૧૨—પાણી સદા તાજું અને ગાળેલુંજ વાપરવું. ખાનપાન માટે તેમજ કોગળો કરવા થકી જોઇતું પાણી ઉકાળીનેજ ખપમાં લેવું. દુધ પણ ઉકાળ્યા પછીજ લેવું.

૧૩—હાથપગ કપાયા હોય, છોલાયા હોય, અથવા શરીરના કોઇ ભાગમાંથી લોહી વહ્યું હોય તો તેવા માણસે મર્કીવાળાં દર્દીની પાસે જવું નહિ; પણ જો જવુંજ પડે તો પોતાના ઉપલી કિસમના ભાગોને બાંધીને યા ઢાંકીને જવું, જઈ આવ્યા બાદ તે ભાગો જંતુ માર-નારી દવાનાં પાણીથી ધોઇ નાખવા.

૧૪—દર્દી આગળ જનારે ઘણીએ ઉઘાડે પગે જવું નહિ.

આ સર્વ ઇલાજો જોડે આજે જે ચોતરફથી સર્વ માન્ય અને મુખ્ય ગણાયછે તે મર્કીની રસીનો છે. એક પાર્સી તબીબે પોતાનાં ભાષણમાં કહેવા મુજબ આ રસી એક જાતનો શેરવો છે. આપણ શેરવો મ્હોડાં વાટે શરીરમાં દાખલ કરિયે છિયે, પણ આ મર્કીના અરકાવનો શેરવો ચામડી વાટે દાખલ કરવાનો છે. માત્ર ટાંચણીની અણી ભોકાય એટલું દુખ રસી મુકતી વેળા લાગેછે, એકાદ દિવસ થોડીક તાવ આવેછે, રસીવાળો ભાગ સુજેછે, ગાંઠ બંધાયછે, અને બે દિવસ પછી તો કશું લાગતુંજ નથી. બીજી વારખી આ રસી મુકવામાં આવેછે. આ રીતે હથિયારબંધ થનાર ઉપર મર્કીનો હુમલો થતો નથી, અને જો થાયછે તો બહુજ નબળો. ઓછાંમાં ઓછ છ મહિના સુધી રસી મુકાવનાર મર્કીના હુમલાથી નિર્ભય રહી શકેછે. એ તક સમજુ માણસે કદી ચુકવી જોઇતી નથી.

---

## પેરિસમાં બદમાશોનું રાજ્ય—કમ્યુનિસ્ટ બળવાખોરો.

પોતાનું સર્વસ્વ છોડીને ફ્રાન્સની શાહાનશાહાત ચલાવનારી બુધ્ધિવાન રાણી યુજીની પાયતખ્ત પેરિસમાં સળગેલી જીવલેણ આગ છોડી નાઠી, તેના આગલા અંકમાં આપેલા હેવાલથી કોની આંખમાં આંસુ નહિ આવ્યાં હોય? તેણીને નસાડનાર ફ્રાન્સનો શત્રુ, જર્મનીનો રાજા વિલ્યમ યા તેનું લશ્કર ન હતાં; તેણીને નસાડનાર તો ખુદ તેનીજ રૈયતના લોકો હતા. આ લોકો રાજ્ય પક્ષની વિરૂધના હતા. તેમને ફ્રાન્સમાં પાદશાહનું નહિ પણ પ્રજાનું રાજ્ય જોઇતું હતું. એ બાબતમાં તેમને વખ્તે વખ્ત ઉસ્કેરનારા સબબો મળતા હતા, અને આ વખ્તે એવી ઉસ્કેરણી કરનાર મોં૦ રૌશિફર્ટ નામે ઉમરા ખાનદાની હતો. પોતાનાં મોટાં કુળ છતાં એ ઘણી પ્રજાનાં ઉતરતાં લોકને વખ્તે વખ્ત ઉસ્કેરી રાજ્ય સામે દંગો કરાવતો હતો. એ માટે તેણે "લેન્ટર્ન" (ફાનુસ) નામનું એક નજીવી કીમતનું પત્ર પ્રગટ કરવા માડયું હતું, જેમાં પાદશાહ વંશની તારી મારી સિવાય બીજું કાંઇ પ્રગટ થવા પામતુંજ નહિ. પ્રજા ઉપર પડતા જુલમાતની જુઠી સાચી હકીકતો વાંચીને અબૂજ લોક ઉસ્કેરાઈ જતું હતું, અને હુલડો જાગતાં હતાં. તેઓ બસ એજ માગતા કે રાજાને કહાડી મુકો અને વહિવટ સઘળો પ્રજાના હાથમાં આપો! આવા મામલાને દરમયાન એક દિને ફ્રાન્સના શેહનશાહ નેપોલ્યનના એક સગા નામે પિયર બોનાપાર્ટે એક વર્તમાનપત્રના અધિપતિનો જીવ લીધો, જે ઉપરથી રૌશિફર્ટે પોતાનાં પત્ર મારફતે પ્રજાનાં લોકોને ઉસ્કેરવાની તક લીધી. પણ લોકોમાં આ ઉસ્કેરણીનું કામ આગળ વધે તે આગમજ

તો ફ્રાન્સ અને જર્મની વચે લડાઇ ઉઠી, જેનાં પરિણામ દાખલ ફ્રેંચ શેહનશાહ કેદ પકડાયો, અને તેની બાનુ ઇંગ્લંડ નાસી ગઇ.

પણ ફ્રાન્સની દુર્દશા એટલામાંજ અટકી નહિ. જે દિને યુજીની પેરિસથી નાઠી તેની એક દિવસ આગમજ ફ્રાન્સની શેહનશાહતની કમબખ્તીના સમાચાર ચોતરફ ફરી વળ્યા હતા, અને તેથી પ્રજાનાં ઝનુની લોકો પ્રજાસત્તાક રાજ્યની માંગણી કરવા આ પાદશાહી શેહેરમાં પોકારો ઉઠાવી નિકળ્યાં. તેમને એ બાબતમાં નેશનલ ગાર્ડસ નામના લશ્કરી સિપાહીઓએ ટેકો આપ્યો, અને એ રીતે આ તુફાની લોકોની મદદમાં લશ્કરનો એક ભાગ શામિલ થયો. તા૦ ૪ થી સપ્ટેમ્બર ૧૮૭૦ ને દિને પાછલા પોહોરે આ તુફાની લોકોએ "શેહનશાહનો ક્ષય અને પ્રજાનો જય!" એવા એવા પોકારો પછી ટુઇલરીના પાદશાહી મેહલ ઉપર ધુળારો લઇ જઇ તે ઉપર ફડફડ ઉડતા ઝુંડાને ઉતારી પાડયો. એ પછી ઝનુની તુફાનિયાઓએ જ્યાં શેહરના બચાવ માટેની મસલેહત કરવા સરકી સભા મળનાર હતી, ત્યાં પ્રધાનો અને બીજા સભાસદોની જગા ઉપર બેસી જઇને નવું તુફાન મચાવવા માંડયું. તેઓ તો મસ ફ્રાન્સની ગાદી ઉપરથી શાહ નેપોલ્યન અને તેનાં છીલપીલને દેશ નિકાલ થયેલાં જોવા માંગતાં હતાં. હવે ઉપલી સભાએ અંતે એવુંજ ઠરાવ્યું કે હાલની સ્થિતિ મુજબ ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્ય બરપા કરવું જોઇયે. આ કામમાં આગેવાની જુલે ફાવ્ર નામે અધિકારીની હતી. એ ઠરાવ જાહેર થતાં ઝનુની લોકમાં એટલું થર આવ્યું કે જે કોઇ શેહનશાહ અને તેનાં ખાનદાનને લગતું હોય—પછી તે ગાડી ઘોડા, મેહેલ, મિનારા કે બાવલાં હોય—તે સર્વનો નાશ કરવા લાગ્યું. તેઓએ નેપોલ્યનની તથા યુજીનીની તસવીરો અને પુતળાંઓનો નાશ કર્યો, અને રાજ્ય સામે ઉશ્કેરણી કરનાર રોશેફર્ટને હુલડાનું કારણ આપવા સરકી કેદ કીધો હતો તેને કેદમાંથી છોડવી મશાલોની રોશની સાથ મહોલ્લાઓમાં ફેરવ્યો અને તેનાં માનમાં ગીતો ગાયાં.

લોકોના હાથમાં જાણે અમલ આવ્યો હોય તેમ તેઓ શેહરમાં ગમે તેવી મારફાડ કરવા અને નિર્દોષ માણસોને હેરાન કરવા લાગ્યા. અંતે વાત એટલી રસપર ચઢી કે આ તુફાની, અભણ, ઝનુની લોકોએ જે પ્રજાસત્તાક રાજ્ય સપ્ટેમ્બરની શરૂઆતમાં સ્થાપાયું હતું તેને અકટોબરની આખરીએ તો રદ કરવા માંગ્યું. તે રાજ્યના વડા જેનરલ ત્રોશુ, જુલ ફાવ્ર, ગેમ્બેટા વગેરે નામીચા આસામીઓ હતા, પણ તેમના હાથમાંથી સઘળો અમલ પડાવી લઇને પોતાના થોડાક ચુનંદા ફિતુરી બદમાશીના હાથમાં તે આપીને દેશની તદન ખાનાખરાબી કરવાને આ બિકદર, બેસબર, બેપ્ખબર લોક ઉશ્કેરાયું. પ્રધાનોના જીવ લેવાને તે તત્પર થયું, અને તેથી તે બાપડાઓ પોતાના જાનમાલની સંભાળમાં રહ્યા. આ વેળા વળી જર્મનો ફતેહ કરતા કરતા છેક પેરિસ સુધી આવી તેને ઘેરો નાખવા લાગ્યા. આ ઘેરો ૧૩૨ દિવસો સુધી ચાલુ રહ્યો, જેને લગતું બયાન અમે ગયા ફેબ્રુઆરી અને માર્ચના અંકોમાં આપી ગયા છિયે. આ ઘેરા વેળાના ભુખમરા અને તોપોના મારાથી થયલી નુકસાનીથી પેરિસની તમામ પ્રજા કંટાળી ગઇ હતી. આ શંકટો વચે વળી ઉપલાં તુફાની લોકે પ્રજાસત્તાક રાજ્યની ખુમારીમાં હુલડો કરવા અને રાજ્યંધવાઓને છોડવી શેહરમાં માહોમાહેની લડાઇઓ નાના પાયા ઉપર ચાલુ કીધી. આ લડાઇ પ્રજાના આ તુફાનિયા બદમાશો અને પ્રજાસત્તાક રાજ્યની સત્તા ધરાવનારાઓની ફોજો વચે ચાલી. પ્રજાસત્તાક રાજ્યવાળા મુખ્ય ઓહદેદારો સઘળા શાહનશાહાત વેળા ચાલતી રાજનીતિને ધિકારનાર હતા; પણ હવે તેજ રાજનીતિના તેઓ મોટા હિમાતી થઇ પડયા, કેમકે આ બદમાશ તુફાનીઓ સામે તેમને જે પગલાંઓ લેવા પડયા તે શાહનશાહત વેળાની આપખુદીના જેવાજ હતા. તેઓએખી તુફાનિયાઓનાં ઉશ્કેરણી કરનારાં વર્તમાનપત્રોને બંધ પાડયાં, તેમના લખનારાઓને કેદ કીધા, અને બીજા ઘણા સખ્ત પગલાંઓ લીધા.

# એક પુરાણા પાર્સી વજીરની કહાણી.

"અરેબ્યન નૈટસ" ના લાખો અને કરોડો વાંચનારાઓને જે એક નામ ખલીફ હારૂન અલ રશીદના જેવુંજ જાણીતું છે તે તેના માનિતા વજીર જાઅફરનું છે. આ જાઅફર વજીર ઇસલામી હતો ખરો, પણ તેનાં દિલમાં જરતોસ્તી લોહી દોડતું હતું. તેના બાપનો બપાવો પાર્સી હતો, જરતોસ્તી મજહબ પાળનારો હતો, અને બલ્ખનાં આતશબેહરામનો એક મુતવલી હતો. ગિબન તો લખેછે કે તે ઇરાનના પાદશાહી ખાનદાનનો હતો. યજદેજર્દ શેહેરિયાર પછી ઇરાનનું રાજ્ય આરબોના હાથમાં ગયું, જેઓએ જરતોસ્તી મજહબ પાળનારાઓને પોતાના ઇસ્લામી મજહબમાં ફરજીયાત વટલાવ્યા, અને જેઓ નહિ વટલ્યા તેમને કાપી નાખ્યા. આમ વટલનારાઓમાંનો એક બર્મક નામે ખાનદાની જરતોસ્તી હતો, અને તેના વંશમાં ત્રીજી પહેડીએ ઉતરેલો મજકુર વજીર જાઅફર હતો.

જાઅફર સાથ ખલીફ હારૂનને બહુજ મિત્રાચારી હતી. ખલીફને જાઅફરની માતાએ પોતાનું દુધ પાયું હતું. ખલીફ બાળક હતો તે વેળા તેના બાપના શત્રુના હાથમાંથી હારૂનને જાઅફરના બાપ યાહિયાએ બચાવ્યો હતો. એટલામાટે ખલીફ હારૂન જાઅફરના દુધ-ભાઇ જેવો અને તેના બાપનો મોટો ઉપકારી હતો. આ ખલીફ તવારીખમાં "અલ રશીદ" યાને "અદલ" નાં નામથી ઓળખાયોછે. પણ જાઅફર વજીર અને તેના બાપ, માં, તથા ૪૦ માણસોનાં આખાં કુટુંબને આ ખલીફે નિર્દયપણે કાપી નખાવ્યાથી તેનાં "અદલ" નામ ઉપર સદાનો કાળો કલંક રહી ગયોછે. મી૦ પાહલનજી દેસાઇની નવી "અરેબ્યન ટેલ્સ" માંથી છેલા બે અંકમાં "સખાવતના શાહ તે એ!" એવે નામના વિષયમાં અમે જે પાંચ રસીલી વાર્તાઓ પ્રગટ કીધીછે તે આ વજીર જાઅફર અને તેના બાપ યાહિયાનાજે સખી દિલગુર્દાની વાર્તાઓ છે.

બર્મકી ખાનદાન સખાવતને માટે મશહુર થઇ ગયુંછે. જેમ યાહિયા ખલીફ હારૂનનો ઉસ્તાદ હતો, તેમ તેની ઓરત ખલીફની દાયા હતી. યાહિયાનો વડવો બર્મક બલ્ખ શેહેરના આતશખાનાનો વડો દસ્તુર હતો, જેના ઉપર આરબ સત્તાવાળાઓનું ગમે એટલું દબાન ચાલવા છતાં તેણે મહમદિયાન મજહબ એખ્તિયાર કીધો નહિ; પણ તેની પછી તેનો બેટો કાહલીદ જુલમ નહિજ ખમાયાથી અંદરખાનેથી ચુસ્ત જરતોસ્તી રહીને બહારથી ઇસ્લામી થયો. બર્મક ખલીફ અબ્દુલ મલીકના વખતમાં આરબોની તાબેદારીમાં એક મોટા ઓહદા ઉપર હતો; તેનો નબીરો યાહિયા ખલીફ મેહદીનો વજીર હતો; અને યાહિયાનો બેટો જાઅફર તો ખલીફ હારૂનના માનિતા વડા વજીર દાખલ મશહુર હતોજ. યાહિયાની સખાવતની થોડીક વાર્તાઓ જે અમે છેલા અંકોમાં ટાંકી ગયા છીએ તે ઉપરાંત એક બીજી રેસીલી વાર્તા "અરેબ્યન નૈટસ" માં "હજામના છઠા ભાઇની વાર્તા" માં જે શોકિન વાંચનારાઓએ વાંચી હશે તેઓને યાદ આપીશું કે તેમાં જે બર્મકી ખાનદાનની પરોણાચાકરી વગેરેનું બયાન્ છે તે યાહિયા પોતે અને તેનું ખાન[illegible] હતું.

વજીર જાઅફર અને તેનાં ખાનદાનની કતલ બાબે અનેક લખનારાઓ લખાણો કરી ગયાછે. ગિબન જેવા નામીચા તવારીખનવેશના આ શબ્દો છે કે "His title to the name of Al Rashid (*the just*) is sullied by the extirpation of the generous, perhaps *the innocent, Barmecides.*" "અરેબ્યન નૈટસ" ની કેરો શેહેરવાળી આવૃત્તિમાં તે બર્મક ખાનદાનને પાદશાહી ખાનદાન જણાવ્યા છે. અને એ ખાનદાનીઓને "Sons of Kings" લખ્યાછે. આ ઉપરથી અનુમાન થાયછે કે કદાચ બર્મક ખાનદાનનો વડો કોઇ ઇરાની શાહજાદો હોય. "અરેબ્યન નૈટસ" માં "ત્રણ સેપફળની વાર્તા" આપેલછે તેમાં જાઅફર તરફ ખલીફ કેવાં ઘાતકીપણાંથી વર્તેછે તે ખુલ્લું બતાવ્યુંછે, તોપણ વાર્તા લખનારે

ખલીફને અદલ દેખાડવાની તજવીજ કરતાં તવારીખની સચાઇને ઉલટાવી નાખીછે, અને હારૂને જાફર તથા તેનાં ૪૦ એશીઓનાં તમામ કુટુંબને નાહક કતલ કરાવ્યું જ નહિ હોય એમ દેખાડયું છે. પણ જાફર તરફ ખલીફના ખરેખરા ગુસ્સાનું તો જુદુંજ કારણ હતું

સર રિચર્ડ બર્ટન પોતાની "અરેબ્યન નૈટસ" ના દશમાં દફતરમાં જાફર વજીર અને તેનાં બાપાં ખાનદાનના નાશના સંબંધમાં લંબાણથી તદન જુદોજ ખોલાસો આપેછે, જેનો સાર મી૦ દેસાઇની "ટેમ્સ" ઉપરથી આ ઠેકાણે ઉતારી લઇશું, કેમકે તે તદન નવોજ અને વળી બહુ જાણવાજોગ છે. શરૂઆતમાં તે લખેછે કે ખલીફ હારૂનનો "એકજ મોટો ગુનાહ, કે જે શોકજનક બનાવની વિગતો નહિજ માનવામાં આવે એટલીબધી ત્રાસદાયક છે, તેથી તેના અમલ ઉપર અપકીર્તિનો એક એવો ડાગ પડયોછે કે જે લોહીનો ડાગ હોવાથી કદી પણ ધોવાઇ જનાર નથી." સર રિચર્ડ આ ડાગનું વર્ણન આપતાં લખેછે કે આરબ બની ગયલા પાર્સીઓમાં એક પુરાણું અને નામીચું ખાનદાન ઓમિયાદી વંશના ખલીફોની નોકરીમાં લાંબા વખ્તથી જાણીતું હતું. ૮ મી સદીની શરૂઆતમાં એ ખાનદાનનો વડો ખાલિદ બિન બર્મક અબ્બાસ વંશના પહેલા ખલીફની નોકરીમાં જોડાયો અને અલ-સફાહનો વજીર અને ખજાનચી થયો. પાછલથી ખલીફ અલ-મન્સુર દમાસ્કસને બદલે પેત્રાનું પાયતખ્ત બગદાદ ખાતે લઇ ગયો ત્યારેથી એજ વજીર અમલ ઉપર હતો. તે પોતાની સખાવતો અને રાજ્યની સેવાઓ માટે બહુ વખણાયો હતો. તેનાં મરણ પછી તેનો બેટો યાહિયા વજીરાત ઉપર આવ્યો જે પોતાની જવાન વયથીજ ડાહ્યા અને ખબરદાર, સખી અને ઉમદા ખાસ્યતનો હતો. ખલીફ અલ-મેહદીએ તેને પોતાના શાહજાદા હારૂનની કેળવણીનું કામ સોંપ્યું, અને તે ઉપરથી હારૂન યાહિયાને બાપ લેખે ગણતો હતો. એ વેળા અલ-હાદી નામે ખલીફે પોતાના બેટાને ખલીફનું તખ્ત અપાવવા માટે દેશમાં ત્રાસ વર્તાવી મુકયો હતો તે દરમયાન હારૂન શાહજાદાનો જીવ લેવાની ઘણીએક તજવીજો થઇ હતી, અને તે દર વેળા યાહિયાને પોતાના આ ચેલાને મોતમાંથી બચાવવા માટે કાંઇ થોડી મુશ્કેલી અને મેહેનત પડી ન હતી.

એમ કરતાં જ્યારે હારૂન તખ્ત ઉપર આવ્યો ત્યારે તેણે યાહિયાને પોતાનો વડો વજીર બનાવ્યો. આ મહાન પુરૂષના ચાર બેટાઓ હતા:—અલ-ફઝલ જાફર, મોહમદ અને મુસા. તે જમાનાના શાયરો અને બીજાઓ આ ચારે બેટાઓને ચાર અનાસરો (આતશ, પાણી, ખાક અને હવા) ની ઉપમા આપી ગયાછે. આ વેળા બર્મક ખાનદાન કીર્તિની તે ટોચે પુગ્યું કે જે ઉપરથી ગબડી પડવાનું ઊગમણા દેશોમાં કેવળ ચોકસ મનાયછે. ઉપલા ચાર બેટાઓમનો અલ-ફઝલ તો હારૂનનો દુધભાઇ હતો, કેમકે એ બંનેની માતાઓ વચે એટલી તો મોહબત હતી કે તેઓ એકેકના બેટાઓને ધવાડવા માટે બદલી લેતી હતી. આ જવાન બહુ કાબેલ હતો, પણ તેનો મિજાજ બહુ આકળો હતો; જાફર તેથી ઉલટાજ યાને થંડા સ્વભાવનો હતો; મોહમદના વિચારો છુટા અને સખી હતાં; અને મુસા બાહદુર તથા બળવાન હતો. આ છેલા બેને માટે અલ-મસઉદી કહી ગયોછે કે "તેઓ ભલું કરી ગયા, પણ કોઇને ઇજા દીધી ન હતી." હારૂન તખ્તે આવ્યો (૭૮૬ ઇસ્વી) ત્યારથી તે બર્મક ખાંનદાનનો નાશ થયો (૮૦૩ ઇસ્વી) ત્યાંસુધીનાં ૧૭ માંનાં દશ વરસો સુધી રાજ્યના ખરા હાકમે તો યાહિયા અને તેના બેટાઓ જાફર અને અલ-ફઝલ હતા. આ રાજ્ય મૉરિટાનિયાથી તારતરી સુધી લબાયલું હતું, જેને પડી ભાગતું તેઓએજ એ મુદતમાં પોતાની ચાલાકી અને બાહાદુરીથી બચાવી લીધું હતું.

હવે આવાં નામીચાં કુટુંબની પડતી આ રીતે થઇ. એક દિને યુફ્રેટિસ નદીના કાંઠા ઉપર આવેલાં અંબાર શેહેરનાં અલ-ઉમ્રના મઠમાં ખલીફ અને જાફર મજાહ મારી પરવાર્યા પછી રાત ત્યાંજ ગુજારનાર હતા. મધરાતને

શુમારે ખલીફે યાસર અલ-રિખ્લેહ નામે પોતાના ખાસ હજુરિયાને બોલાવીને ફરમાવ્યું કે "જાઅફરનું માથું કાપી લાવ." જાઅફરે હજુ અબુઝક્કાર નામે એક અપંગ શાયર તથા જાબ્રીલ ઇબ્ન બખ્તયાશુ નામે ખ્રિસ્ટી તબીબ સાથ ટોલ ટપામાં મશગુલ હતો. હજુરિયાથી પેગામ સાંભળીને જાઅફરે તેને એમ કહી પાછો મોકલ્યો કે "તું જઇને કહે કે મેં તેનું ડોકું કાપી નાખ્યુંછે. જો એ કામથી તે દિલગીર થશે તો હું તને મારો જાન બચાવનાર ગણીશ; પણ જો તેમ નહિ બનશે તો ખોદાના હુકમ મુજબ થશે." હજુરિયાએ જઇને ઉપર મુજબ ખલીફને કહ્યું ત્યારે તે એમ બોલ્યો કે "ઓ તારી માનું ———સુસતાર, જો તું એક બીજો શબ્દ મને કહેશે તો હું તેની આગમજ તારું સર કાપીશ!" જાઅફર પોતે પેલા હજુરિયાની પુઠે પુઠે ખલીફ શું બોલેછે તે સાંભળવા ગયો હતો, માટે ઉપલા સખુનો પોતાને કાને પડતાંજ તેણે પોતાની આંખે પાટા બાંધ્યા અને પોતાનું ડોકું શમશેર નીચે ધર્યું. ખલીફ આગળ જ્યારે જાઅફરનું ડોકું રજુ કરવામાં આવ્યું ત્યારે તેણે તે તરફ જોયું અને બે જણને બોલાવીને ફરમાવ્યું કે પેલા હજુરિયાનાસરને કાપી નાખ્યો, કેમકે "જાઅફરનું ડોકું કાપનારને હું જીવતો જોઈ શકતો નથી."

જાઅફરનો જીવ લઇનેજ ખલીફ ધરાયો નહિ. તેણે ટૈગ્રીસ નદી ઉપરના પુલને એક નાકે તેનું ડોકું અને બીજે નાકે તેનું ધડ ઉભું કરાવ્યું, કે જ્યાં નીચમાં નીચ તકસીરવારોની લાશને લટકાવવામાં આવતી હતી. એ પછી થોડાક મહિના રહીને ખલીફે જાઅફરનાં આ ધડ તથા સરને બાળી નખાવી તેની લાશને છેવટનું અપમાન આપ્યું. તેના ખજાનાના હિસાબમાં નીચલી બે નોંધ કરેલી મળી આવી છે કે:—

૪૦૦૦૦૦) દીનાર (૨૦૦૦૦૦ પૌંડ) વજીર જાઅફર બિન યાહિયાને ખેલઅત અને પોશાકના આપ્યા
૧૦) કીરાત (પાંચ શીલીંગ) જાઅફર બર્મકીની લાશને બાળવા માટે તેલ અને કચરાના આપ્યા.

આ રીતે પોતાના વડા વજીરનો નાશ કરીને હારૂન અર રશીદ ચૂપ બેઠો નહિ. તેણે તેના બાપ યાહિયા અને ભાઇ અલ-ફઝલને બગદાદ ખાતે પકડાવ્યા અને તેમને પાર્સી લોકના કેદખાનામાં નખાવીને તેમની મોટી દોલત જપ્ત કીધી. અલ-તબરીના જણાવ્યા મુજબ આખા બર્મકી ખાનદાનના ૧૦૦૦ (?) થી વધારે મર્દ ઓરત અને બચ્ચાંને ખલીફે કાપી નખાવ્યાં, અને ફક્ત ત્રણ જણા—યાહિયા, તેનો ભાઇ મોહમદ અને બેટો અલ-ફઝલ—ને જીવતા રાખ્યા. યાહિયા ખલીફના પિતા સમાન હતો, જેની ઊમર આ વખતે ૭૪ વરસની હતી, તે બાપડાને બંદીખાનામાંજ તે મરી ગયો ત્યાંસુધી સબડાવ્યો (હીજરી ૮૦૫ માં); અને અલ-ફઝલ ત્યારબાદ ત્રણ વરસે કેદી હાલતમાંજ મરી ગયો, જેની કને વધુ દોલત ક્યાં છુપાવી હતી તે મનાવવા થકી તેને ૨૦૦ જેરબંધને, માર મારતા હતા. એ દુખદાયક બનાવ પછી ખલીફ હારૂન પોતે ચાર માસમાં મરી ગયો. અલ-ફઝલને માટે કહેછે કે તેના બુઢા બાપને ગરમ પાણી નહિ મળતું ત્યારે આ દીકરો પાણીનાં વાસણને પોતાની છાતી સાથે દાબી પોતાનાં દિલની ગર્મીથી ગરમ બનાવતો હતો!

આવો નાતરસ જુલમાત વર્તાવવાનું કારણ મસઉદી અને બીજાઓ મુજબ ખલીફની વડી બહેન અબ્બાસેહ સાથની જાઅફરની શાદી અને તેનું ફળ હતું. ખલીફે તેની કનેથી સોગંદ લીધા હતા કે તેણે તેણીને પોતાની ઓરત ગણવી પણ ધણી ધણીયાણીનો કશો સંબંધ રાખવો નહિ. પણ અબ્બાસેહ તો હમેલદાર થઈ અને એક બેટાનો (કેટલાકો મુજબ જોડ બાળકોનો) જન્મ આપ્યો. આ બચ્ચાંને ખલીફના ડરથી ગુપચુપ મક્કે મોકલાવી દેવામાં આવ્યું; પણ ખલીફની રાણી ઝુબીદેને જાઅફર તથા તેની ઓરત ઉપર તિરસ્કાર હતો અને યાહિયા ઉપર કોઇ વાતનો દ્વેષ હતો, માટે તેણીને ઉપલી બિનાની ખબર મળતાંજ ખલીફના કાન ઉપર તે તરત લાવવામાં આવી, જેણે પેલાં બચ્ચાંને પકડાવી મંગાવ્યું, અને તેને તેની મા અબ્બાસેહ

જોડે તેણીના ઓરડામાં ખાડો ખણી જીવતું દાટી દીધું !

પણ બર્ટન બર્મેક ખાનદાનની કતલનું એક જુદુંજ કારણ દર્શાવેછે. ખલીફ તખ્તનશીન થયો ત્યારથી સાત વરસ સુધી અલ-ફ્જલ બિન રબીઅ નામે ધણી વઝીર હતો, જે બર્મેક ખાનદાનનો કટ્ટો દુશ્મન હતો. હવે એ અરસામાં ખલીફે કેદખાને નખાવેલા ત્રણ જણને નસાડી મુકવાનાં કામમાં જાઅફરે સખી દિલસુદીની ખુબીથી મદદ આપી હતી. આ બાબે પુછવામાં આવ્યું ત્યારે જાઅફરે પોતાની તકસીર કબૂલ કીધી અને માફી માગી. ખલીફ બોલ્યો કે "તેં ઠીક કીધું," પણ તે મનમાં બડબડયો કે "જો તારો જીવ નહિ લઉં તો ખોદા મારો જાન બંધ કરજો!" બર્મેકીનાં ખાનદાનની ભારી સખાવતો અને દમામ તથા ગંજાવર દોલતને લીધે તેના શત્રુઓ વજેવજે ખલીફના કાન ભરતા હતા. વળી ઇરાનમાં ઇસ્લામી મજહબ ફેલાય તે આગમજ એ ખાનદાનના વડવાઓ બદ્ધ આતેશનાં નવબહારનાં આતશખાનાં અથવા pyreathrum ના મુતવલી અને આકાબર હતા. વાહિયાને માટે ખલીફે ઉચ્ચાર્યો કીધો હતો કે "જરતોસ્તી મજહબ માટેની દિલસોજીએ એનાં દિલમાં એવી તો મજબૂત જડ ઘાલીછે કે એ મજહબને લગતાં સઘળાં મકાનોનું રક્ષણ કરવાની એને લાલચ થાયછે." એટલામાટે બર્મેકી ખાનદાનીઓ ઉપર "જનાદકેહ" હોવાનો વાંક મુકાયો હતો, કે જે નામ જંદ અવસ્તાનાં સાહીત્યોના અભ્યાસીનિજ વાજબી રીતે લાગુ પડી શકે; પણ ઇસ્લામીઓમાં એનો સાધારણ અર્થ "ખોદાને નહિ માનનારા અને ખરા ધર્મથી વિરૂધ જનારા"ં એવો થતો હતો.

પણ એ અને બીજાં અનેક કારણો છલ-બર્મેક ખાનદાનના નાશનું ખરૂં કારણ મસ ઉદી અને બર્ટન મુજબ ખોદા સિવાય કોઇ જાણતું નથી.

---

# વિદ્યા વિનોદ.

૧,

### સર્પનાં જેહેરનો સાબેત ઇલાજ.

માણસનાં શરીરમાં પેદા થતું પિત્ત જેહેરના ઉતાર દાખલ કીમતી જણાયુંછે. બીજાં પ્રાણીઓનું પિત્ત માણસ કરતાં એ બાબતમાં વધારે અકસીર છે; પણ સર્વથી સરસ હકીકત તો એ છે કે સસલાંનું પિત્ત સર્પનાં અને બીજા રોગોનાં જેહેરનો સર્વથી સરસ ઉતાર છે. પ્રોફેસર ડી. આર. ફ્રેઝર કહેછે કે સર્પના જેહેરના ઉતાર દાખલ પિત્ત ગુણગારૂં છે એટલુંજ નહિ પણ ડિફ્થીરિયા વગેરે રોગો ઉપરબી તે અકસીર છે. વળી જેહેરી સર્પોનું પિત્ત તેમનાં પોતાના જેહેરનો ઊતાર છે. મીઠા સર્પોનું પિત્ત એટલું કામનું નથી. માણસજાતનું, તેમજ વાંદરા વગેરે પ્રાણીઓનુ પિત્ત સર્પનાં પોતાનાં પિત્ત જેટલું કીમતી કે અસરકારક નથી. પણ વળી જેહેરી સર્પો કરતાં સસલાંનું પિત્ત જેહેરના ઉતાર માટે સર્વોપરી સાબેત થયુંછે. સર્પનાં પિત્ત કરતાં સસલાંનું સહેલથી મેળવી શકાયછે. આ શોધ બહુ કીમતી ગણાવી જોઇયે. સર્પનાં જેહેરનો તેમજ ડિફ્થીરિયા ટિટેનસ વગેરે જેહેરી અને જીવલેણ રોગોનો પણ ઉતાર માણસ મેળવવા પામે એના જેવી બીજી ખુશ ખબર થોડીજ હોવી જોઇયે.

### સાઇકલની સ્વારીના ફાયદા.

બાઇસિકલની સ્વારીથી શરીર ઉપર કેવી અસર થાયછે? એ સ્વારી કરી થાકીને આવેલા ધણીઓનાં શરીરની તથા તેમના અવયવોની તપાસ લેતાં એ સ્વારી કરનારાઓ ખુશી થાય એવાં પરિણામો જાહેર થયાંછે. ત્રણ ફ્રેંચ સ્વારો મિલર, ફ્રેડરિક અને ફોરે પેરિસમાં ૭૨ કલાક સુધીની ચાલુ સ્વારી કરી આવ્યા

શુમારે ખલીફે યાસર અલ-રિખ્લેહ નામે પોતાના ખાસ હજુરિયાને બોલાવીને ફરમાવ્યું કે "જાઅફરનું માથું કાપી લાવ." જાઅફર હજુ અબુઝક્કાર નામે એક અપંગ શાયર તથા જાબ્રીલ ઇબ્ન બખ્ત્યાશુ નામે ખ્રિસ્ટી તબીબ સાથ ટોલ ટપામાં મશગુલ હતો. હજુરિયાથી પેગામ સાંભળીને જાઅફરે તેને એમ કહી પાછો મોકલ્યો કે "તું જઇને કહે કે મેં તેનું ડોકું કાપી નાખ્યુંછે. જો એ કામથી તે દિલગીર થશે તો હું તને મારો જાન બચાવનાર ગણીશ; પણ જો તેમ નહિ બનશે તો ખોદાના હુકમ મુજબ થશે." હજુરિયાએ જઇને ઉપર મુજબ ખલીફને કહ્યું ત્યારે તે એમ બોલ્યો કે "ઓ તારી માનું ———ચુસનાર, જો તું એક બીજો શબ્દ મને કહેશે તો હું તેની આગમજ તારૂં સર કાપીશ!" જાઅફર પોતે પેલા હજુરિયાની પુઠે પુઠે ખલીફ શું બોલેછે તે સાંભળવા ગયો હતો, માટે ઉપલા સખુનો પોતાને કાને પડતાંજ તેણે પોતાની આંખે પાટા બાંધ્યા અને પોતાનું ડોકું શમ્શેર નીચે ધર્યું. ખલીફ આગળ જ્યારે જાઅફરનું ડોકું રજુ કરવામાં આવ્યું ત્યારે તેણે તે તરફ જોયું અને બે જણને બોલાવીને ફરમાવ્યું કે પેલા હજુરિયાનાસરને કાપી નાખવો, કેમકે "જાઅફરનું ડોકું કાપનારને હું જીવતો જોઈ શકતો નથી."

જાઅફરનો જીવ લઇનેજ ખલીફ ધરાયો નહિ. તેણે ટૈગ્રીસ નદી ઉપરના પુલને એક નાકે તેનું ડોકું અને બીજે નાકે તેનું ધડ ઉભું કરાવ્યું, કે જ્યાં નીચમાં નીચ તકસીરવારોની લાશને લટકાવવામાં આવતી હતી. એ પછી થોડાક મહિના રહીને ખલીફે જાઅફરનાં આ ધડ તથા સરને બાળી નખાવી તેની લાશને છેવટનું અપમાન આપ્યું. તેના ખજાનાના હિસાબમાં નીચલી બે નોંધ કરેલી મળી આવી છે કે:—

૪૦૦૦૦૦) દીનાર (૨૦૦૦૦૦ પૈંડ) વજીર જાફર બિન યાહિયાને ખેલાઅત અને પોશાકના આપ્યા

૧૦) કીરાત (પાંચ શીલીંગ) જાઅફર બર્મકીની લાશને બાળવા માટે તેલ અને કચરાના આપ્યા.

આ રીતે પોતાના વડા વજીરનો નાશ કરીને હારૂન અર રશીદ ચૂપ બેઠો નહિ. તેણે તેના બાપ યાહિયા અને ભાઇ અલ-ફઝલને બગદાદ ખાતે પકડાવ્યા અને તેમને પાસીં લોકના કેદખાનામાં નખાવીને તેમની મોટી દોલત જપ્ત કીધી. અલ-તબરીના જણાવ્યા મુજબ આખા બર્મકી ખાનદાનના ૧૦૦૦ (!) થી વધારે મર્દો ઓરત અને બચ્ચાંને ખલીફે કાપી નખાવ્યાં, અને ફક્ત ત્રણ જણા—યાહિયા, તેનો ભાઇ મોહમદ અને બેટો અલ-ફઝલ—ને જીવતા રાખ્યા. યાહિયા ખલીફના પિતા સમાન હતો, જેની ઊમર આ વખ્તે ૭૪ વરસની હતી, તે બાપડાને બંદીખાનામાંજ તે મરી ગયો ત્યાંસુધી સબડાવ્યો (હીજરી ૮૦૫ માં); અને અલ-ફઝલ ત્યારબાદ ત્રણ વરસે કેદી હાલતમાંજ મરી ગયો, જેની કને વધુ દોલત કયાં છુપાવી હતી તે મનાવવા સુકી તેને ૨૦૦ જેરબંધને, માર મારતા હતા. એ દુખદાયક બનાવ પછી ખલીફ હારૂન પોતે ચાર માસમાં મરી ગયો. અલ-ફઝલને માટે કહેછે કે તેના બુઢા બાપને ગરમ પાણી નહિ મળતું ત્યારે આ દીકરો પાણીનાં વાસણને પોતાની છાતી સાથે દાબી પોતાનાં દિલની ગર્મીથી ગરમ બનાવતો હતો!

આવો નાતરસ જુલ્મ વર્તાવવાનું કારણ મસઉદી અને બીજાઓ મુજબ ખલીફની વડી બહેન અબ્બાસેહ સાથની જાઅફરની શાદી અને તેનું ફળ હતું. ખલીફે તેની કનેથી સોગંદ લીધા હતા કે તેણે તેણીને પોતાની ઓરત ગણવી પણ ધણી ધણીયાણીનો કશો સંબંધ રાખવો નહિ. પણ અબ્બાસેહ તો હમેલદાર થઈ અને એક બેટાનો (કેટલાકો મુજબ જોડ બાળકોનો) જન્મ આપ્યો. આ બચ્ચાંને ખલીફના ડરથી ચુપચુપ મક્કે મોકલાવી દેવામાં આવ્યાં; પણ ખલીફની રાણી ઝુબીદાને જાઅફર તથા તેની ઓરત ઉપર તિરસ્કાર હતો અને યાહિયા ઉપર કોઇ વાતનો કેહેર હતો, માટે તેણીને ઉપલી બિનાની ખબર મળતાંજ ખલીફના કાન ઉપર તે તરત લાવવામાં આવી, જેણે પેલાં બચ્ચાંને પકડાવી મંગાવ્યું, અને તેને તેની મા અબ્બાસેહ

ઉપરથી તેનાં ભેજાંનું માપ લેવામાં આવ્યું છે, અને તે ઉપરથી જણાયું છે કે બીજા આગળો ઘણા વિદ્વાનો અને કાબેલ ભેજાંવાળાઓ કરતાં બિસ્માર્કનું ભેજું ભારી હતું. દાખલા તરીકે કુવિયેનાં ભેજાંનો વજન ૧૮૩૦ ગ્રામનો હતો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બાયરન | " | " | ૧૮૦૭ | " | " |
| કેંટ | " | " | ૧૬૫૦ | " | " |
| ચિલર | " | " | ૧૬૩૦ | " | " |
| ડાંટે | " | " | ૧૪૨૦ | " | " |

પણ એ સર્વ કરતાં બિસ્માર્કનું ભેજું વધારે ભારી હોવું જોઇયે, કેમકે તેનો વજન ૧૮૬૭ ગ્રામનો અથવા ૫૮ ઔંસનો ગણાયેલો છે. આ વજન કાંઇ બિસ્માર્કનાં મરણ પછી તેનું ભેજું કહાડીને તોલી જોવાથી મળ્યો નથી, પણ તેની હયાતીમાંજ તેનાં મોટાં માથાંનું માપ લઇને અટકળવામાં આવ્યોછે. યુરોપિયનોનાં ભેજાંનો સરાસરી વજન ૧૩૮૦ ગ્રામનો છે, માટે તે કરતાં ૫૦૦ ગ્રામ જેટલો વધુ વજન ધરાવનાર બળવંત મતશક્તિનો હોવોજ જોઇયે.

હવે જોકે બિસ્માર્કનાં માથાંનું માપ લઇને તેનાં ભેજાંનો આ વજન કહાડેલોછે, પણ એ ઉપરથી આપણને એમ નથી માની લેવાનું કે હમેશાં મોટાં માથાંમાં મોટાંજ ભેજાં હોયછે, અથવા તે ભેજાં બળવંત શક્તિનાંજ હોયછે. જોકે કવિ બાયરનનું ભેજું ઉપર જણાવ્યું તેમ ૧૮૦૭ ગ્રામના વજનનું હતું, તોપણ તેનું માથું નાનું હતું. આ ઉપરથી એક જાણનાર કહેછે કે બિસ્માર્કનું માથું મોટું હોવાં છતાં તેનું ભેજું નાનું હોય એ બનવાજોગ છે. અમે મોટાં માથાંના ધણીઓને ઓળખિયે છિયે, જેઓ લગભગ બે માથાં જેટલું એક મોટું માથું ધરાવેછે, તોપણ તેમની મનશક્તિ ઘણીજ કોતાહ છે. એ હિસાબે તેમનું ભેજું પણ નાનું હોવું જોઇયે.

**નાક—એક પિડા; નાક—એક શોભા.**

કેટલાક ધણીઓનાં મોટાં અને લાંબા નાક હોયછે, જેથી તેમનો ચેહરો છોક વગરનો લાગેછે. સઘળી ખુબસુરતી આ કદરૂપાં નાકને લીધે ઢંકાઇ જાયછે. આજનો જમાનો માણસને દરેક રીતે ખબરદાર, સુખી અને મોજી બનાવનારો છે. આજે વૈદકવિદ્યાની મદદ લાંબાં કે જબરાં નાકના સંબંધમાં પણ લેવાયછે, અને જેમ બોખો માણસ ખોટા દાંતથી, આંધળો ખોટી આંખથી, કાનફટો ખોટા કાનથી જેવો જોઇયે તેવો બની જાય છે, તેમ નકટો માણસ નાકવાળો બની શકેછે એટલુંજ નહિ પણ તેનું કદરૂપું, બેડોલ નાક ડોલદાર પણ બનાવી શકાયછે. બર્લીન ખાતે ડૉ૦ જોસેફ નામે એક તબીબ વસેછે, જેણે એક માણસનાં બેડોલ નાકને ઘાટવાળુ બનાવીને તે ધણીનો જીવ બચાવ્યોછે. આ ધણીને મનથી તેનું ગંજાવર નાક તેની જીંદગીના એક શ્રાપ સમાન હતું. જ્યાં તે જતો ત્યાં પહેલું ધ્યાન તેનું નાક એંચતું, અને સર્વ કોઇ તેને એજ ઇંદ્રિનાં રાક્ષી કરને લીધે હસતા. ડૉ૦ જોસેફે આ ધણીનાં નાક ઉપર પોતાની શસ્ત્રવિદ્યા ચલાવીને નાકમાંનું હદથી જયાદા માસ, ચર્બી, હાડકાં વગેરે એવી તો સફાઇથી કાપી કહાડયાં, અને તેનાં નાકને એવી તો ફતેહમંદીથી કુદરતી નાકની બરાબરનું બનાવી આપ્યું કે જેથી તે માણસને જીંદગી પ્યારી થઇ પડીછે અને હવે તેને દેખી કોઇ હસતું નથી.

**આગ હોલવવાના સહેલા ઇલાજ.**

આપણી મિલોમાં, ઘરોમાં, ઑફીસોમાં અને બીજે હરકોઇ ઠેકાણે આગ લાગે તે વેળા તે હોલવવા માટે એક જાતના પ્રવાહીની બાટલીઓ અને બીજાં ઓજારો રાખવામાં આવેછે, જે બહુ મોંઘાં પડેછે. હાલ એક યુરોપિયન પત્રવાળો જાહેર કરેછે કે એજ મતલબને થકી સર્વ કોઇથી બની આવે એવા સહેલ અને સસ્તા ઇલાજો મોજુદ છે. તે જણાવેછે કે ૨૦ રતલ ખાવાનું મીઠું લઇ તેમાં દશ રતલ સાલ-એમોન્યાક ભેળીને એ બંનેને ૭૦ લિટર પાણીમાં નાખવાં, અને પછી આ સર્વ મિશ્રણથી પતલા કાચની બાટલીઓ ભરવી. બાટલીઓને મજબૂત બૂચ મારીને તે ઉપર લાખનું સીલ કરવું, એવી તલબથી કે માહે ભરેલી જીનસો વરાળમ

રૂપે ઉડી નહિ જાય. આગની શરૂઆતમાં યા નાની આગ વેળા આ બાટલીઓને આતશમાં ફોડી હોયતો તેમાંની મેળવણીથી આગ હોલવાઈ જશે, એમ ઉપલો પત્રવાળો ખાતરી આપેછે.

### બાફેલું ઈંડું શા માટે તરત ખાઈ જવું જોઈયે?

મી૦ વિલ્યમ એચ. ઓહલર નામે ધણીને અટાપટી થઇ કે બાફેલું ઇંડું ભારી કે તાજું ઇંડું? આ સવાલનો નિર્ણય કરવા માટે તેણે એક તાજું ઇંડું લઇને પાંચ મિનિટ સુધી બાફ્યું. તે આગમજ તેણે તે ઇંડાંનો વજન કહાડયો હતો, જે મુજબ તાજું ઇંડું ૫૩·૬૨૪૫ જેટલું ભારી હતું. હવે જ્યારે બાફેલાં ઇંડાંનો તો વજન કહાડયો ત્યારે શું પરિણામ આવ્યું આ ધણી પોતેજ હિસાબ આપેછે તેમ—

બાફ્યા આગમજ ઇંડાંનો વજન ૫૩·૬૨૪૫
બાફીને થંડું પાડયા પછીનો " ૫૩·૪૮૧૦

વજનનો ઘટાડો ૦·૧૪૩૫

બાફ્યા પછી બે કલાકે કહાડેલો વજન ૫૩·૪૧૨
બાફ્યા પછી ૭ " " " ૫૩·૪૨૦
-૫૩·૬૨૪
૫૩·૪૨૦

એટલે વજનનો એકંદર ઘટાડો ૦·૨૦૪

આ રીતે પેલાં ઇંડાંને વધારે ને વધારે વજનમાં ઘટી જતું જોઇને મી૦ ઓહલર એકદમ ખાઇ ગયો!

---

# એક દિવાના માણસની વિલક્ષણ બુદ્ધિ.

## અર્લસઉડના અનાથગૃહના ઉસ્તાદ કારિગરનું વર્ણન.

દિવાના માણસોને રાખવાનાં અનાથગૃહમાં છુપાયલા કરૂણારસ બનાવો, કલ્પિત કહાણીઓ અને જીંદગીના ઇતિહાસો ઝણઝણીયાં ભરાય એવી વાતોને બહાર લાવેછે. પણ એવાં વર્ણનો કદી લખવામાં આવતાં હશે કે નહિ? બનાવટમાંથી સાચવટને છુટું પાડવાનું, તેમજ ખ્યાલી વાતોમાંથી સચ્ચાઇને જુદી પાડવાનું કામ એટલું તો બિકટ છે કે એક ઇતિહાસ કર્તા આવું કામ માથે લેનાં ડરે. તોપણ અર્લસઉડના અનાથગૃહનો ઉસ્તાદ કારિગર ગયાં ૪૦ વરસ સુધી તેમાં H. J. P. ને નામે રહ્યો હતો, તેનો ઇતિહાસ બરાબર લખવામાં આવેલોછે. લાકડાંમાંથી અને હાથિદાંતમાંથી તેના બનાવેલાં અજાયબ જેવાં કોતરકામો તેની મોટી વિચારશક્તિનો ખ્યાલ આપેછે. અનાથગૃહમાં રહેનારાઓ વચ્ચે તેના જેવી સુંદર કલ્પના કરવાનો, અથવા તો યુક્તિ રચના માટે તેના જેવી મોટી બુદ્ધિ ધરાવવાનો બીજો કોઇ દાખલો નોધાયલો નથી.

સવાલ છે કે આવું ફળદ્રુપ મગજ અને આવો કિસ્બી હુનરનો શોખ ધરાવનાર અર્લસઉડમાં જીંદગી સુધીનો દિવાનો શા માટે રહેવો જોઇયે?

H. J. P. અનાથગૃહમાં ૮૦૦ ઘેલા માણસોમાં પોતાને એકલાનેજ શોધકબુદ્ધિનો ધારેછે, એટલુંજ નહિ પણ પોતાને જે તકો મળી તે તેણે એવાં કામો ઉપ વાપરીછે કે તે પોતાને બાર હુનરબાજોમ એકલો પ્રવિન તેમજ અસાધારણ કિસ્બ યોજના અને ગુંચવણાઈ ધરાવનાર ગણેછે H. J. P., ૪૦ વરસ અગાઉ એટલે બરાબર પોતાને બારમે વરસે, અર્લસ્વુડના અનાથગ્રહમાં દાખલ થયો. તે વખ્તે એવા ગ્રહોમાં કોઇ વિદ્યાને લગતું કેળવણીખાતુ હતું નહિ, તેથી તેની બુદ્ધિને વહાણ બાંધવાના યંત્રવિદ્યાનાં અને હાથીદાંત કોતરવાના જેવા શોધકબુદ્ધિનાં કામોવાળા વર્ગમાં મુકવી જોઇયે; કારણકે તે બિલકુલ પોતાની મેળે આ સઘળું શિખ્યોછે, અને જોકે તે સઘળા ધંધામાં નથી તોપણ તેઓમાંના ઘણાને ઉસ્તાદ છે.

કેટલાંક વરસો સુધી અનાથગ્રહમાં તેનું ગુજરાન તેનાં સગાંવહાલાંઓ પૂરું કરતાં હતાં પણ જ્યારે તેઓએ નાણાં મોકળવાનું બંધ કીધું ત્યારે ત્યાંના શીક્ષકોએ તેને જીંદગી સુધીના દિવાના તરીકે ગણીને પોતાને ત્યાં

રાખ્યો. કારણકે સુથારકામમાં તેની બુદ્ધિ અનાથગ્રહને એક કિમતી નફો કરી આપેછે. અનાથગ્રહમાંના લગભગ સઘળાં કોતરકામો અને ચિત્રો H. J. P. એજ બનાવેલાંછે, અને એ રીતે કુદરતની કિમતી મદદથી પોતાનાં ગુજરાતની કિમત કરતાં પણ વધારે કામ તે કરી આપેછે.

અર્લસઉડમાંની તેની દુકાન એક અજાયબ જેવું સંગ્રહસ્થાન છે. તેને જોનાર ઘણી અછડતી નજરથીજ જોઈ લેછે કે તે કંઇ માણસની બુદ્ધિનો સાધારણ નમુનો નથી. તે ખવાઇ ગયલા પણ મહેનતુ બાંધા સાથે આનંદી ચહેરાનો છે, અને તેની આંખો ઉશ્કેરણી અને અગમચેતી કરનાર માણસના જેવી જણાયછે. લાંબા કરચલી વળેલા બાલ સાથનું તેનું માથું વિચારવંત અને બરાબર ઘાટનું બનાવેલું છે.

ઘણી મહેનતે ભરત ભરેલી ટોપી અને પાંચ સુશોભીત પીનો પોયલા દગલા અને પાટલુન સાથે સુથારનાં કામ કરવાનાં કપડાંમાં સજ્જ થઇને તે એક કામ કરનાર તરીકે નહિ પણ કિસ્પી માણસના જુસ્સા સાથે પોતાની મેજ નજદીક ભપકાથી બેસેછે. ઘણા સંયુક્ત હથિયારો અને સરંજામોથી તે ઘેરાઈ ગયેલોછે. મોટા હાથિદાંતો, સાબરશિંગાંઓ અને ઘણા દેશોમાંના અજાયબ જેવાં હેવાનોના શિંગડાંઓ, તેના નાજુક કોતરકામ માટેનો ખ્યાલ આપેછે. તે જે હાથિદાંત ઘણીજ માયાળુ રીતે પ્રિન્સ આલ્બર્ટ, જે તેના બાબમાં કાળજી રાખતો હતો, તેણે તેને માટે મોકળાવ્યો હતો, તે ગરૂરીની લાગણીથી દેખાડાવેછે. તેનું બોલવું ઘણુંખરું અસ્પષ્ટ છે, કારણકે એક આખું વાક્ય બનાવવા માટે તેને શિખવવાની દરેક કોશેશ નિષ્ફળ નિવડીછે. તોપણ મુલાકાતોની વખતે, મુલાકાત લેનારાઓને ક્યાંથી પોતાનું કામ ઘણી સારી રીતે દેખાયછે તે જગા દેખાડવાને માટે "બાઈ, કુરસી," એ શબ્દો કહેવાને કદી તે ભૂલતો નથી.

ઘણાં વરસો ઉપર તેણે તે અનાથગ્રહની મંડળીને રાંધણીમાં કામ કરતી એક સુંદર મદદનીશને પરણવાને માટે રજા આપવા સારૂં એક અરજી કીધી હતી. પણ એક બાયડીને બદલે તેને એક સુનેરી સણગારેલા વહાણને લગતો પોશાક હમેશને માટે આપવાની માગણી થઈ હતી, જે તેણે ઘણી ખુશીથી કબૂલ કીધી! તે પોશાક નમુનેદાર અને ખાતરી ભરેલો હતો; પરણવાની હાલત તેના વળી ઝાંખાં મગજને જોખમભરેલી અને સંદેહથી ભરપૂર જણાઇ. તેની ઘણી શોધો માટે વખાણ દાખલ તેની કદર બુજવાને ખાતર એક મનવાર ઉપરથી તેને તોપનું માન આપવામાં આવેછે.

તેનું સૌથી સરસ હુનરમંદીનું કામ "ગ્રેટ ઇસ્ટર્ન" (Great Eastern) નામની સ્ટીમરનો પ્રખ્યાત નમુનોછે, જેને "માછલાંઓનાં પ્રદર્શન" (Fisheries Exhibition) માં વહાણ કોતરવાનાં કામના સુંદર નમુનાઓમાંના એક તરીકે વખાણવામાં આવ્યો હતો, જેમાં તેના હાથ સિવાયે બીજા કોઇએ એક ખીલો અથવા ખીલી ઠોકી હતી નહિ. વહાણ હંકારવાનો સરસામાન અને સફાઇદાર પીતલન લંગરો, બરાબર બાંધણીનો બાફનો ડબો તથા યંત્રો, એ સઘળાં તેના સફાઇદાર હાથથ બનાવેલાં હતાં. બહારની મદદ જે તેને મળી હતી તે માત્ર અસલ "ગ્રેટ ઇસ્ટર્ન" બારકસનુ બરાબર માપ પુરૂં પાડવાને લગતી હતી.

આ સુંદર નમુનો બરાબર ત્રણ વરસ અને ત્રણ મહિને પુરો થયો હતો, અને ૧૯ દીવસમાં તેણે તેનાં પેટામાં ૬૮૮૦ ખીલીઓ મારી હતી. આ પ્રવિણ પુરૂષે પોતાની કળાથી તે સ્ટીમરને ઘણી મહેનતે ભરતભરેલા વાવટા સાથે વહાણનાં સરસામાનથી પુરતી રીતે શણગારીને તરતી હોય એમ દેખાતી કીધીછે. ચલકતાં મેહોગનીના લાંકડાંના બનાવેલા જીંદગી બચાવનારાં મછવાઓને પુરતી રીતે શણગાર્યાછે, અને દરેક મછવાંને વેપારને લગતી સઘળી જોઇતી ચીજોનાં પુરતા જથા સાથે અને સુંદર નાના આકારની છબી પાડેલાં હલેસાં સાથે સજ્જ કીધાછે. સ્ટીમરના સઢો હાથ

લગાડવાથી પોતાની મેજે વિકસાઇ જાયછે. તેનું સુકાન સુકાનીની મરજીને આધિન થાયછે, અને તેનો ટુટક અને નકશા પાડવાનો ઓરડો તથા ધુમાડિયું અને હવાના આવજાવ માટે કીધેલી યુક્તિઓ અસલ સ્ટીમરના આબેહુબ એ નમુનાછે. ગ્રેટ ઇસ્ટર્નના આ નમુનાની લંબાઈ ૧૦ ફુટ અને ઉંડાઇ ૧૮ ઇંચની છે, અને તેનો બાંધનાર દીવાનો બીહેછે કે રખેને કદાચ ગાબડું પડીને તેમાં પાણી ભરાય અથવા તો બીજી રીતે અર્લસ્વુડના વહાણ બાંધવાના મકકને તે ખરાબ લગાડ, તેટલામાટે રૂતુને ખર આવતા લાકડાંથી તેનો બાંધવા યાને બનાવવાની ડહાપણભરેલી સંભાળ તેણે લીધીછે.

સ્ટીમરની અંદરના શણગારો અને લાયક ચીજો એક પાદશાહી મહેલ કરવાના નાના મછવાને લાયકના છે. "પ્રિન્સ આવ વેલ્સનું સુંદર દિવાનખાનું," જેમ H. J. P. એ તેનું નામ પાડયુંછે તેમ, ગોલાબી રંગના રેશમી બિછાના, પરદા વગેરેથી શણગારવામાં આવ્યુંછે.

છબીઓ, કોચો અને પરદાઓ વગેરે બીજી તરેહવાર ચીજો પણ આ કિસ્બી કળાબાજનાં ચપળ આંગળાંએજ બનાવ્યાં છે. શોખ અને સગવડની કંઇ પણ ચીજો તેમાં મુકી દેવામાં આવી નથી. સ્ટીમરમાં એક ઓરડાને "માંદી બાયડીનો ઓરડો" એવું નામ આપ્યુંછે, જેને લાગુ પડતી ચીજો અનાથગૃહનો આ વહાણ બાંધનાર બરાબર ગોઠવતાં કેમ શિખ્યો હશે, તે સમજાવવું તદન વ્યર્થ છે.

આજે તેનો મોટો લોભ ઘણું સરસ વહાણ બનાવવાનો છે, પણ તે અશકય છે. હાથમાંના રૂમાલ વડે સંભાળભરી રીતે પોતાના પૂતળાં જેવાં વહાણ ઉપરથી ધૂળની રજકણો ખંખેરી નાખતો, તે વહાણના નમુનેદાર ઘરની મોટી બારીઓ હુશિયારીથી ઉઘાડતો, રખેને પીતળની લાયક ચીજોના ઘસીને કાઢેલા ચલકાટને નુકસાન પુગાડવાને ચોરીથી બાણી હવા અંદર દાખલ થાય એવી ધાસ્તી રાખતો તેને જોવો, આપણું મન પિગળી જાય એવી રીતે મનોરંજક લાગેછે.

"તેના નમુનેદાર ઓરડા" માં ડોળદાર વહાણો સાથે બાંધેલાં અને શણગારેલા પાંચ જીંદગી બચાવનારા મછવાઓ જોનારનું ધ્યાન વધુ એ ચેછે.

તેનું બનાવેલું સમળીના આકારનું વહાણ શોધકબુદ્ધિનું અને મનોહર દેખાવનું, પુરતી રીતે શણગારેલું એક વહાણ છે, જે દરિયાન પક્ષિના જેવું હલકું અને સુશોભીત જાણે આકાશ ઉપરથી ધીમે ધીમે ઉતરી આવતું જણાયછે. યાદગારી તરીકે તેને "અર્લસ્વુડ" નું નામ આપ્યુંછે. સમળીના સંબંધમાં, H. J. P. એ પોતાની કળાથી દોરડાં વિટાળવાનું યંત્ર શોધી કાઢ્યુંછે, જેને જો બજારમાં વેચવાને માટે મુકવામાં આવ્યું હોય તો તે ચપળ અને ઉદ્યોગી ખારવાથી તે કપડાં ધોતી ધોબણ સુધીને ઘણું કામનું થઇ પડશે અને મોટી વિખ્યાતીને પાત્ર થશે એમ મનાયછે.

તેનું દ્રષ્ટાંતરૂપી વહાણ ઝાંખા રંગના હાથિદાંતની કારિગરીનો એક ઉત્તમ નમુનો છે. ચાર પાંખવાળી જળદેવીઓ તે વહાણના આગળા ભાગ ઉપરના ચાર મઢા છે; નેપચ્યુન કાકા. ત્રિશુળ લઇને વહાણના પાછલા ભાગ ઉપર પ્રમુખસ્થાન લેયછે, તે જાણે પોતે હોય એમ આપણા બુદ્ધિવાન દિવાના મી૦ H. J. P. સમજેછે—જોકે આવો વગર શિખેલો, વિલક્ષણ બુદ્ધિનો માણસ દરિયાઇ શકિતઓના કલ્પિત લક્ષણસુચક ચિન્હો કેમ શિખ્યો તે સમજાવવું અશકય છે.

ચિત્રકળામાંપી તે કુશળ છે. અસલી કોતરકામોનાં ચિત્રો તે પાડે છે. પોતાની જીંદગીના ચિતારોપી તેણે દોરયાછે. એક કંગાળ ઝુપડું, જેમાં તેનો જન્મ થયો હતો તેનું, તેમજ પોતે પોઢયા હતા તે પારણું જે ઉપર તેની માતા પોતાં [illegible] વિલક્ષણ બુદ્ધિ અને દુખથી [illegible] એવી રીતે વાંકી વળેલી, તેનું ચિ[illegible]

સાથે ચિતારવામાં આવ્યુંછે. ચેદામ અને પોર્તસમય જ્યાં તેનું બાળપણ ગુજર્યું હતું ત્યાંથીજ ત્યાંના વહાણોની અસર તેનાં મન ઉપર થઈ હોય એમ તેના ઇતિહાસપરથી જણાયછે; અને વળી પરિક્ષાઓ અને પિડાઓ જે તેણે નિશાળમાં સહન કીધેલી તે પર થી પણ માલમ પડી આવેછે; તેનું મગજ હમેશાં કલ્પિત વહાણો અને ઉલટા સુલટા મછવાઓથી ભરપૂર હતું. મોજાઓનું અથડામણ અને તોફાની કિનારા ઉપર ફુકતો પવન તેનાં માથામાં ગણગણાટ કરી રહ્યાં હતાં. તે સ્કુલમાંથી નહાસી જતો અને ચેદામની ગોદીઓ અને વહાણ બાંધવાના ચોગાણોની આસપાસ ભટકતો. પછી તેને મોચીને ત્યાં શિખાઉ તરીકે મુકવામાં આવ્યો હતો, પણ પોતાના માથાને રમુજી રીતે હલાવીને કોઇના અંકુશ વગર કહેતો કે "ઘણાજ ખરાબ જોડા બનાવુંછું—ઘણાંજ સુંદર વહાણો કોતરૂંછું." જ્યારે તે માત્ર છ વરસનો હતો ત્યારે તેણે મછવાનું પોતાનું પહેલું કોતરેલુ રમકડું સંપૂર્ણ કીધું હતું, અને તેનો ખરિદનાર પણ તેને તરત મળી ગયો હતો.

દરિયો તેને બોલાવતો હતો, તેથી તેણે મોચીનો ધંધો શિખવાનું છોડી દીધું; અને વખાર થતાં વહાણોના પેનોરામા સેલ કરવાની હોડીઓ અને નદીમાં ચાલતા મછવાઓ લંડનના પુલ ઉપરથી નિહાળવાનો ક્રીડા ચવડયો. પછી ડક્કાઓ અને ગોદીઓની આસપાસ ભટકીને, તેઓની બાંધણીનો અભ્યાસ કરીને, અને જેથી વહાણ ઉપર તેને જવાની તક મળતી. તેનાં તુટક ઉપર જઇને, તેણે વહાણ બાંધવાની વિદ્યાને લગતું જ્ઞાન મેળવ્યું હતું, જેની સાબેતી તરીકે માછલાંનાં પ્રદર્શનની કમિટી તરફથી તેના નમુનેદાર વહાણને માટે તેણે ખાસ સર્તાફીકેટ મેળવી હતી.

હાલનો કામદાર યા મજુર રોજના ૮ કલાક કામ કરવા માગેછે, તેઓમાંનો H. J. P. નથી, જો વૈદ આરામપણ અને વિસામો લેવાનો તેને આગ્રહ કરતો નથી તો તે કહેતો કે મને સહવારે સુરજ ઉગે ત્યારથી તે છેક મોડી રાત સુધી કામ કરવા ગમેછે. તોપણ તે કહેતો કે "આંખની સંભાળ લેજો. રોશની અને ગરમ હવા ખરાબ છે. ૪૦ વરસો સુધી લાગત કીધેલું કામ આંખોને નબળી કરેછે."

અનાથગૃહના તેના લાંબા વસવાટમાં તેના હાથનું બનાવેલું કામ લોકોની મોટી સંખ્યા—જેવીકે તે જગાની મુલાકાત લેનારાઓ અને અધિકારીઓના દોસ્ત આશનાઓ—જેઓ તેને છત્રીના અને કોતરેલી લાકડીના હાથાઓ વગેરે માટે દલાલી આપેછે, તેઓને જાણીતું થયુછે. ઉપજેલા નફામાંથી તે પોતાને કામ આવતી સફરને લગતી બધી સામગ્રીઓ ખરીદેછે, એટલુંજ નહિ પણ પોતાનાં વહાણના નમુનાઓ અને હાથિદાંતના કોતરકામને માટે જરૂર જોગાં મોઘાં સાહિત્યો ખરીદવાનો તેને અખ્તિયાર આપવામાં આવેલોછે; જ્યારે અનાથગૃહના ફાયદાને માટે તેની નોકરી જોઇતી નથી ત્યારે તે આ કામ પોતાને ખાતર બજાવેછે.

પોતાના એકાંત જીવને રાહત આપવા માટે તેણે પોતાને હાથે પોતાની દુકાનના સોહબતી તરીકે એક રાક્ષસી પૂતળાંને કોતર્યુંછે. નાટકના પરદાઓ ઉપર જેવા ચિતાર ચિતારવામાં આવેછે તેવી નાટકને લગતી કારિગરીના દેખાવ સાથે પરદાની બાજુએ શરેસ્તાની દરબારી સલામ કરતો એક પહેરેગીર મોટી પેઢીમાં ઉભેલો નજર આવેછે. આ તેનો રાક્ષસી સાથી છે. તેણે પોતાના આ રાક્ષસને હથિયારોથી સજ્જ કરીને પોતાની નોકરીમાં ખડો કીધોછે. બરાબર ૧૪ ફીટની ઉંચાઇનો બનાવીને, બલુ અને આસમાની રંગના અદભૂત લશ્કરી પોશાકથી શણગારીને અને પરાક્રમી લડાઇમાં જીતેલા ચાંદો લટકતા કરીને ભપકાર ચહેરાનો આ લડવૈયો જાણે પેહેરેગીરની ચાકરી બજાવતો હોય તેમ ઉભોછે.

જ્યારે પરદાની પછવાડેથી એક કમાડ ઉંઘાડવામાં આવેછે, ત્યારે તે રાક્ષસની ઘણી મોટી છાતી ખુલ્લી થાયછે અને તે ઉભા

ફીવેલાં રમકડાંને સણગારીને પછી તેની બદલાયલી ખુબી નિહાલવાને H. J. P. ચોરી છુપાયથી દાખલ થાયછે. જ્યારે તે રાક્ષશનું મ્હોડું તેના છુપાયલા શેઠની મરજીથી ઉઘાડઢાંક થઇને હેવાનના જેવા દાંતોની હારો દેખાડેછે ત્યારે તેનો ધણી કુદરતી ચિચિયારી પાડેછે અને ભયંકાર રીતે ખાંશેછે.

તે રાક્ષશના મોટા કાનો સાથે જોડેલી બોલવાની ભુંગળીઓમાંથી ફડફડ થતો કંઇ આવાજ નિકળે છે,જે પરથી આપણા H. J. P. તે બોલેછે એમ જાણીને પોતાના ભલા ખિદમતગાર યા સોહબની સાથે નિત્ય અને ખરેખર ખુશનુમા વાતો ચલાવેછે. તેની જીભ એકવાર જેટલી લાંબીછે અને જે વખ્તે તે હશેછે તે વખ્તે તેનાં મ્હોડાંની પહોળાંઇ-દહોડ ફુટ જેટલી માપવામાં આવીછે. પોતાના શેઠનાં "ખજાના" ને કોઈ લુંટે યા હાથ નહિ લગાડે તેની સંભાળ લેવા થકી આ દરબાનને બનાવેલોછે; કાંએકે જ્યારે સુકાનનાં દોરડાંને હાથ લગાડવામાં આવેછે ત્યારે તેની મોટી- કાચની આંખો ભયંકર રીતે જોવાને માટે કોશીશ કરતી હોય તેમ આમતેમ ફરે છે અને જ્યારે અંદર તારની મદદથી કામ કરવામાં આવેછે ત્યારે કન્તાનનાં બનાવેલાં આંખનાં પોપચાંઓ તરતજ અને એકકીજ વખ્તે ઉઘાડઢાંક થવાને લીધે તે રાક્ષસી અને દુષ્ટ આંખ પળકારા મારતી હોય તેમ જણાય છે. સઘળા લશ્કરી કાયદાઓનો ભંગ કરતી ગુચ્છાદાર દહાડીથી વધારે કદરબિહામણું લાગતું તેનું મોટું માથું ખરા ડોળથી તેના બેઢંગા શરિર ઉપર ફરે છે. ખરેખર આ અજાયબ જેવાં ફતેહમંદ પુતળાં જેવા હુનરમંદ રાક્ષસની કારીગરી કોઇ પણ વખ્તે,કોઇબી નાટકશાળામાં જોવામાં આવી નથી.

વળી આ રાક્ષી,દરબાન,ભૂરા રંગનાં કાગજની મોટી નળીમાંથી બીડી પીયેછે, જેને માટે H. J. P. ખુલ્લી રસુજી રૂએ તેની ખાતરી કરેછે કે તે ખરા તંબાકુની બનાવેલી છે. H. J. P. પોતે તો ખરા તંબાકુની બનાવેલી બીડીઓ ઘણી મોજથી પીયેછે, પણ પોતાના લાકડાંના સાથીને માટે તેમ કરતો જણાતો નથી.

પોતાંના વહાણના કાફળા સાથે અને પોતાના રાક્ષશી સાથી સાથે અર્લસ્વુડમાં આ વિલક્ષણ બુદ્ધિના કારિગરે ચાલીશ ઉપયોગી અને સુખી વરસો ગુજાર્યાછે.

DORAB

---

# હાથ પગ વગરનાં ઉપયોગી આદમીઓ.

અગરજો કોઇ એમ ધારતું હોય કે એક માણસ જન્મથી ખોડવાળો થયો—હાથે લંગડો, પગે લુલો, આંખે નિર્બળ—તો તેનાથી પોતાની ઉપજીવિકાનાં સાધનો પેદા કરી શકાય નહિ, તો એમ વિચારનાર ઘણી દુનિયાના પ્રત્યેક માણસોના ઇતિહાસથી બિખબર ગણાશે. પરમેશ્વરે પૃથ્વી ઉપર કોઇબી વસ્તુ નકામી બનાવી નથી તો એક ખોડવાળો માણસ નિરૂપયોગી કેમ હોય શકે? પણ અગરજો હાથેપગે ખોડવાળો યા બીજી રીતે નિર્બળ યા અશક્ત માણસ જો પોતાનું પોષણ કરવાને કેવળ નિરાધાર ગણાતો હોય તો નીચલા દાખલાઓ ઉપરથી વાંચનાર શું ધારશે!

ઇંગ્લંડમાં કલેપહામ કસ્બા મધે મી○ ટૉમ્સ ગે નામે એક શખ્સ વસેછે જેના બંને હાથો તેમજ બંને પગો નથી. અને તોપણ તે પોતાનો નિર્વાહ બહુ અચ્છી રીતે—એક તનદુરસ્ત માણસની બરાબરનું કામ બજાવીને—કરી શકેછે. નહિ માનવા જેવી આ વાત છે કે આ ધણી ત્યાંની "ગુડ ટેમ્પલર્સ લૉડજ"નો સેક્રેટરી છે. હાથ નહિ હોવા છતાં તે લખી શકેછે. પોતાના હોઠો વડે કલમ પકડી તે એવા હરફો કહાડેછે કે જે વાંચી શકાય એવાજ નહિ પણ કેટલાકો હાથે લખે તે કરતાંબી સારા છે. તેણે આ રીતે હોઠ વડે કલમ

ધરી લખવાની આંડત પોતેજ પોતાને પાડીછે. લંડનનાં "ડેલી મેલ" પત્રનો પ્રતિનિધિ આ અજાયબ જેવા માણસ વિષે ખબર મળવાથી તેની મુલાકાત લઇ પોતાની ખાતરી કરવ ગયો હતો. તે લખેછે કે મી૦ ગેએ પોતે લખી શકેછે તે સાબિત કરવા માટે એક કાગળન પેટિયાંને બાંધેલી દોરી છોડી અને તેમાંથી ખડિયો, કલમ અને કાગળ બાહેર કહાડયાં. પછી એક ડજનથી વધારે કાગળોમાંથી એક તાંવ ખેંચી કહાડયો, ખડિયાનો બૂચ ઉખેડયો, અને પછી કલમ પકડી લખવા માંડયું. આ સઘળું તેણે પોતાનાં મ્હોડાં વડેજ બજાવ્યું. આ ધણી વળી ગળે બાંધવાની ફીત, ઘડિયાળની સાંકળીઓ, અને એવીજ બીજી વસ્તુઓ બનાવેછે, અને તે પોતાની મુલાકાત લેનારાઓને વેચેછે. આ વસ્તુઓખી તે પોતાના હોઠ, દાંત, જીભ વડે બનાવેછે. આ અજાયબ જેવો માણસ વળી પોતાના ઘરનું નાના પ્રકારનું સર્વ કામકાજ પણ પોતેજ એકલે હાથે બજાવેછે, તો જોકે ખરૂં જોતાં તેનો એક પણ હાથ નથી. તે પોટલા છોલેછે, સરસામાન ઉપરથી ધૂળ ખંખેડેછે, અને સોયમાં દોરો પોયછે. અલબત એ સઘળું મ્હોડામાં પકડીનેજ તે કરેછે. કિસ્બી લોકો પોતાની તનદુરસ્ત હાલતમાં જેવી અછી વસ્તુઓ બનાવી શકેછે તેવીજ અછી રીતે ટૅામસ ગે ઉપર કહેલી વેચવાની વસ્તુઓ બનાવે છે. કોઇ અજાણ્યો ધણી તો એમજ છેતરાય કે આ વસ્તુ કોઇએ પોતાને હાથેજ બનાવીછે.

પણ ટૅામસ ગે જે આજે હયાત છે તેનાં કર્તવ્ય જો વાંચનારને અચરત કરી શકે તો નીચલા દાખલાવાળા મેથ્યુ બકિંગર વિષે તે શું વિચારશે? મેથ્યુ એક જર્મન હતો, અને ન્યુરેમ્બર્ગમાં ૧૬૭૪માં જન્મયો હતો. તેણી ઉપલા ટૅામસ ગેની માફકજ હાથ પગ વગરનો હતો. તેનાં હાથના પહોંચા ન હતા, અને કોણી આગળથી ઠુંઠાં લટકતાં હતાં. પણ તેના પગતો છેક જાંગ સુધી ગેબ થઇ ગયલા હતા. લગભગ કમર સુધી તેનાં શરિરનો હેઠલો ભાગ કપાઇ ગયલો હતો. ગોયા તે અર્ધાં કદનોજ માણસ હતો અને તોપણ તે ૪૮ વરસ જીવવા પામ્યો હતો. તેનું કદ માત્ર ૨૯ ઇંચ એટલે ૨॥ ફીટનું હતું, અને તોપણ વાંચનાર માનશે? તે ચાર વાર પરણ્યો હતો અને ૧૧ છોકરાંનો પિતા થવા પામ્યો હતો! તેનાં માતપિતાનાં ૯ છોકરાંમાં તે સર્વથી નાનો અને ૮ મો છોકરો હતો. તેનાં માતપિતાએ તેને શેહેરે શેહેર એક નવાઇ દાખલ દેખાડવા લઇ જઇ પૈસા પેદા કીધેલા જણાતા નથી; તોપણ ઉમરે પુગ્યા પછી તેને વિષેની ખબર મળવાથી અમીરથી ફકીર સુધીનાં હજારો લોકો તેને જોવા આવતાં હતાં. આ કુદ્રતની અજાયબી જેવા આદમીએ પોતાનો બાળપણનો વખ્ત નકામો નહિ ગુજારતાં ગાયનવિદ્યાની તાલીમ લેવામાં રોકયો, અને તેનાં શરીરની ખોડનો બદલો ઇશ્વરે તેને બુદ્ધિવાન બનાવીને વાળી આપ્યો. ગાયનનાં તરેહવાર યંત્રો તે વગાડી જાણતો હતો, અને તેમાં એક શિખાઉ જેવું નહિ પણ એક ઉસ્તાદ યા ખાં જેવું જ્ઞાન બતાવતો હતો. વળી વગાડવા જોડ ગાયનનાં યંત્રો બનાવવાનું પણ તેને ઘણુંજ સરસ જ્ઞાન હોવાથી તેની યોજના મુજબનાં યંત્રો બનાવવામાં આવતાં હતાં.

પણ મેથ્યુ બકિંગરને કુદ્રતનાં સાહેબે એટલીજ ખુબી બક્ષેલી ન હતી. તેનો હાથ નહિ હોવાં છતાં ઘણાજ સરસ હરફ લખવાની તે ખુબી ધરાવતો હતો. વળી અમીર લોકોનાં ખાનદાનને લગતી નિશાનીઓ તસ્વીરોના ચિતાર, કુદ્રતના દેખાવો, વગેરે તે દોરી તથા ચિતારી જાણતો હતો. બીજા હાથ ઉપર પાંનાયાં પાસા વડે તે રમતો ખેલતો હતો, અને તે રમતોમાં એટલો બધો કુશળ હતો કે ગમે એવો હુશિયાર રમતિયાળ તેને ઠગી યા હરાવી શકતો ન હતો.

આવી રીતની કુશળતા પછી આ ધણી પૈસા પેદા કરી શકે તેમાં નવાઇ નથી. તે પોતાનું બુદ્ધિબળ હવે જાહેરમાં દેખાડવા લાગ્યો, અને લોકોને ખુશ કરી તેમની રથંઆ મેળવવા લાગ્યો. આ તમાશાઓ વળી

તે જાદુઇના જેવા કરતો હતો, અને હાથ પગ નહિ હોવા છતાં તે તમાશગીરોને કેમ ઠગી શકતો હશે એ એક અચરતી છે. તે હાથ વગર પોતાનાં ઠુંઠાંઓ વચે અસ્ત્રો પકડીને પોતાની દાઢી બોડતો હતો, અને એવી સફાઇથી એ કામ બજાવતો હતો કે જરાબી જખમ પડતો નહિ. પોતાનો ઘણો ખરો વખ્ત તે લખવા યા ઉપર કહ્યું તેવાં ચિત્રો દોરવામાં ગુજારતો, અને તે સઘળાં એટલાંબધાં ખુબીવાળાં હતાં કે તેની મુલાકાતે જનારાંઓ તે ખુશીથી ખરીદતાં હતાં. આ રીતે તેનો ધંધો ચાલતો અને તમાશાઓ કરી તે પાંચ પૈસા કુટી કહાડતો તે વડે તેનાં કુટુંબનો નિર્વાહ ઘણીજ અછી રીતે ચાલતો હતો. બીજાઓનાં ચિત્રો જોડ તેણે એકવાર પોતાનું બી ચિત્ર દોર્યું હતું, જેમાં પોતાને માથે પહેરેલી બાલની ટોપીનાં ગુછાંઓમાં તેણે ખ્રિસ્તી ધર્મ પુસ્તક માંહેલાં છ ગાયનો તથા ઇશ્વર સ્તુતિ બહુજ સફાઇથી દાખલ કરવામાં ફતેહ મેળવી હતી.

તેની ચાર બાયડીઓ મળીને તેને ૧૧ છોકરાં થયાં હતાં. એક બાવડી તે બાપડા સાથ બહુ નરસી ચાલ ચલાવતી હતી—વારે ઘડીએ તેને મારતી અને નાલાયક અપમાનો આપતી હતી. લાંબો વખ્ત સુધી તો મેટ્યુ આ સઘળું ખમી ગયો, અને બાયડીની ચાલ ઉપર આખાડા કરી ગયો. પણ એક વાર તે એટલોબધો તો ગુસ્સે થઇ ગયો કે પેલી કર્કસા ઉપર ખવીસની માફક ઉછળ્યો તેને નીચે તોડી પાડી, અને પોતાનાં ઠુંઠાં વડે એવી તો કેસરી જમાડી કે તે મરતી મરતી બચી. અંતે જ્યારે તેણીએ પોતાનાં કામ માટે માફ માંગી અને ભવિષમાં સારી વર્તણુંક માટે કબૂલત આપી, ત્યારેજ તે ઉઠી ઉભો થયો અને તેણીને ઊઠવા દીધી. આ પછી પેલી વંઠેલ ઠેકાણે આવી ગઇ હતી. મેટ્યુ બકિંગર ૧૭૨૨ માં મરી ગયો હતો.

---

# કવિ બીરબળનાં નીતિબાણ.

(દોહા.)

પાયા હીરા લાખકા, આપા બેચન કાજ;
છિના લિયા છક્કડ લગા, ઝૌરી દગાહિબાજ.
જો પૂછો સચ બાત તો સાચે મેં કહા ચોર;
સુનિયે શાહ સુલ્તાન તુમ, આપહિ મેરા ચોર.
ઝૌરીકા હીરા હિરા, કવિકા હિરા કવન;
તરૂની હિરા તન અરૂ, પદ્મિની મન પાવંન.
ઝૌરી ગ્રાહક રત્નકી, ગુન ગ્રાહક રાજાન;
કવિતા ગ્રાહકકો રસિક, ભૂપતિ ભોજ સમાન.
હિરા જિરાકી ગંઠડી, ગંવારમે મત ખોલ;
ઝૌરી બિન કૌરિ ન મિલે, કૌસ્તુભકા ભી મોલ.
હસ્થી હીરા કાવ્ય હૈં, દે જાકે દરબાર;
મા કર મૂલ અમૂલકા, મૂલ ન મિલે બઝાર.
આહે રાત્ર જાગ્રત ખડે, મમ રક્ષક મહા શસ્ક;
દોં કહ સુખેં સુવે સદા, બાલક માતા સતક.
અસત ચમક શમશેર શત, જલજા જડ હો જાત;
એસી જિસ્કી સૈન ઇક, કહા બૈનકી બાત.
કૈસા કોમલ પ્રથમ થા, અબ કયોં એસા ક્રૂર;
મેં પુજકે મસ્તક ધરા, યહી ગુના હૈ સુર.
સંસ્કૃત સ્વકિયા સ્નેહસુખ, અચલ સૌખ્યકર શાંત;
પ્રાકૃત પરકિય પ્રીતિ પુનિ, અચર સૌખ્યકર સાંત.
સ્વકિયા સુખ સસિ પુર્ન સમ, શુકસિ પરકિય પ્રીત;
ઝલક પલકસી તનુ તનક, કુસાદ્ય કાલ અનિત્ય;
લિખ પહિલો તન ધન કુલો, વિદ્યા પંચમ સ્થાન;
યૌં ઉપદેશહિ દેત જો, જગતિ ગતિકે જાન
અરિનારી અરૂ મૃત્યુકે, ઘર હૈ હારોહાર;
જોતસિ ઇસમેં કયા કહા, જાનત સબ સંસાર.
મંતગિ લોહિતાંગસી, શંખિનિ શનિ નિશંક;
ચિત્રિનિ ચિદ્દહર શુક્ર સમ, પદ્મિનિ પુર્ણ મયંક.
જન તું આપને જન્મ દિન, કરલે ઉચ્છવ આપ;
મરન દીનં તૌ સબહિ મિલ, લડ્ડુ ખાયગે બાપ.
ખાયા કછુ લાયા નહિં, ગયા ગયા જગ રોગ;
એસે જગકે મરન દિન, બિન કહા સુમરન લોગ.
ઉચ્છવ સબકે મરન દિન, નિજ ઘરમેંહી હોય;
જગમેં ઉચ્છર જન્મ દિન, એસા બિરલા કોય.
કુલદીપક હોનાં કઠિન, દેશદીપક દુર્લભ;
જગદીપક જગદીશકો, અંશ મનુષ્ય અલભ્ય.
લગત જગતમેં નહિ કેશ, ગુનિકો ગાલી સાચ;
શશી શશાંક મૃગાંક સબ, શબ્દ સુધાકર વાચ.
દોષદર્શી ગુન અંધકો, ગિન ગુની અધમ અભાગ;
શર્દ સુધાકર શુદ્ધમેં, સસ શોધત રસ ત્યાગ.
સાગરકો જલ સોસ ધર, જા ઘરમેં જયો તોય;
નાગરકે ઘર કોષ રૂ, ગાગર ગરિબ પ્રદોષ.
દુખમેંસેં સુખ હોત હૈં, ડર મત દેખહિ દુઃખ;
જિતનો દુઃખહિ તાપકો, તિતનો વૃષ્ટિ સૂખ.
તન સંદુક ગુન રતન સુપ, તાહી દીજેં તાલ;
ગ્રાહક બિના ન ખોલિયે, કુંચી બચન રસાલ.

બાત બડાકે બોલ મત, જુઠે બડે જન મોત;
નાગરકોહી નાગગર, એક હદ્દમેં હોત.
તરની ભરની કરત સો બિન ધન કિસકે કાજ;
મ્હેસુલી સૂલી લગે, રાજા રાજ ધિરાજ.
હસ હસ જલ મૂસે રવિ, ધન બરસે હો ઘોર;
તદપિ મેઘ મ્હારાજ અપ્ર, દિનકર કઠિન કઠોર.
હર્ખ અર્ધ દે અર્કકો, નર ધર્મિષ્ઠ પ્રભાત;
તપે દુપેરે તબ સબી, દરિઆ અપ્ર દુઆત.
તચિત ધરાકે શિર ધરા, અધર ઊકે આન;
સાગર ખારા કર મિઠા, ધન્ય ધની ભગવાન.
કૈસો રાજ મલાબનો, મેંસો શીખ સુજાત;
લેસો લગે ન લોગકોં, દે સો સુખ સાક્ષાત.
સાગર ગાગર સર્વકી શકિતબત્તુ સુખ મુલ;
અલ્પ અલ્પ અદશ્ય રૂપ, મેઘલેત મ્હેસુલ.
બદનામી બુરી બહુત, જગમેં જાન નિશંક;
એક કલકે કારને, ક્ષણ ક્ષણ ક્ષિણહિ મયંક.
ક્યોંહિ કિંઇ ક્ષિણ સબ કલા, સુન શઠકે કટુ બૈન;
રસ દર્શીકી નઝરમેં, અમૃત પીં તું એન.
મૂઢ મયંક કલંક જન, તાકત ભાખત મુખ;
દુષ્ટ દષ્ટિ નહિ કર શકે, શુર સુર સન્મુખ.
જા બાદલકો સિંધુજલ, ઉછલહિ ભેટત આપ;
વર્ખાઋતમેં હર્ખસે, દેખ સ્વરાન્ત પ્રતાપ.
બુંદ બુંદ ધન દેત જલ, જદપિ સિંધુ સમ કોપ;
અખંડ અવનીપાલ ક્યોં, કરે અનીતિ દોપ.
નદી નચ્યા જલ પાવકે, કુલિ કિયા સબ ખ્વાર;
ક્ષીર ગ્રીષ્મકે ખપ ભખત, ધૂલ હુઈ નિધાર.
રંગ બિરંગ મનોહરી, પતરિ પયોધરી વૃંદ;
મિત્ર દરાધિર રતકે હો, આપ ચઢાપા મંદ.

ગુન દિન કરકે કિરનકો, કીર્તિ પરાવર્તન;
સોઝાકી રચી પાત્રતા, ત્યોંહિ હોત ઉત્પન્ન.
પૂર્ન પરાવર્તન કરત, કિરેન મની માનીક;
ઝલે ઝરાન ઝલે યદા, પત્થર જો અરસીક.
શુદ્ધ સુગુનરૂપ સુરજ ઇક, બિબિધ કીર્તિ પ્રતિબિંબ;
લાલ લિલમ મિટી સ્ફટિક, અંબુ આદિ આલંબ.
નરમ સુખદ સંજોગિકો, ગરમ બિજોગી ગાતા;
કર્મ મર્મ બરિ રોગિકો, કાલિ પુર્ણિમા રાતા.

(સવૈયો.)

અંધેકું બેઠ દિખાઇ આરસી, બહેરેકું બેઠકે રાગ સુનાયો;
હીરા ગમારકે હાથ દિયો, જૈસે સ્વાનકે અંગ સુગંધ લગાયો;
મર્કટ હાથ કપૂરકી બીડી, ગદ્ધેકી પીઠ બનાત ઉઠાયો;
મૂરખ આગેં કવિત્ત પઢયો, (જૈસે) તોસકે આગે મૃદંગ બજાયો.

(કવિત.)

ગુરૂ જનકી રસના ઔર બાસના કુલિનકી,
બોલે બિન બોલે બિન, કહો કૈસે જાનિયે;
સોદા તો સોદાગરકો, મિજલસ તો મલુકનકી,
ગુનિજન ગંવાર વાકું બોલતે પિછાનિયે;
મોતી સબ એક રંગ (પણ) મોતીમેં અમોલ નંગ,
મિલેગા ઝવેરી જબ, કિંમત કર જાનિયે;
કહત કબિ બિરબલ, સુનો શાહ અકબ્બર,
આદમીકો તોલ એક બોલસેં પિછાનિયે.

["સાહિત્ય સંગ્રહ" માંથી.]

# માસિક.

## વિદ્યા હુનરને લગતી નવી જાણવાજોગ બાબતો.

મહાસાગરોનો વિસ્તાર—પેસિફિક મહાસાગર એવડો મોટો છે કે તેનાં પાણી ૬૮૦૦૦૦૦૦ ચોરસ મૈલ ઉપર ફરી વળ્યાં છે. એટલાન્ટિક મહાસાગર તેનાથી ત્રણ ગણા કરતાંથી વધારે નાનો છે, કેમકે તેનાં પાણીનો વિસ્તાર ફક્ત ૨૫૦૦૦૦૦૦ ચોરસ મૈલ જેટલો છે. ભૂમધ્ય સમુદ્રનો વિસ્તાર માત્ર ૧૦૦૦૦૦૦ ચોરસ મૈલ જેટલો છે.

*

બાળ કાઢી નાખનારાં કિરણ—"રંટજન રે" અથવા X કિરણને નામે ઓળખાતી નવી રોશનીના અગણિત ઉપયોગોમાંનો એક એ છે કે જે જગા ઉપરના વાળ કાઢી નાખવા હોય તે જગા ઉપર આ રોશનીનાં કિરણ પડવા દીધાં હોય તો તમામ બાળ ખરી જાય છે. પણ બે ડઝન વખત દશ દશ મિનિટ સુધી કિરણ દેખાડવા પછીજ આ પરિણામ નિપજેછે.

*

ખોદા તરફ તિરસ્કાર—ફ્રેંચ પ્રજાને ક્રમબખ્તાએજ ઘેરીછે. ત્યાંના લોક અર્ગાતિમાન થતાં ચાલ્યાછે. ફર્જંદોની વસ્તીવાડીનોજ તેમને ધિક્કાર નથી, પણ તેઓ ખોદા તરફ પણ તિરસ્કાર બતાવવા લાગ્યાછે. નાનાં બાળકોને નિશાળોમાં શિખવવામાં આવતી ચોપડીઓમાંથી "ખોદા" શબ્દ છેકી નાખવામાં આવ્યોછે, અને હવે ફ્રેંચ સરકારે પોતાના સિક્કાઓ ઉપરથી પણ ખોદાનું નામ કાઢી નાખવાનું નક્કી કીધુંછે.

*

દુધ ગરમ કરવાના ફાયદા—અનેક રોગો દુધ મારફતે પેદા થતા જણાયાછે, તેઓમાં હાલ ક્ષયરોગ વધ્યોછે. ઇગ્લંડમાં જેઓ દુધ ગરમ કર્યા વિના વાપરેછે, તેઓ બાળકોમાં આ રોગને જન્મ આપતાં જણાયાછે. દુધને હમેશાં ગરમ કરીનેજ ઉપયોગમાં લેવું સલામતી ભરેલું છે.

## શેત્રંજની બાજી ૩૩૪ મી.

કાળાં.



સફેદ.

પ્રથમ સફેદની ચાલણ છે અને કાળાંની ત્રીજે હાથે માત છે.

## ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

શેત્રંજની બાજી ૩૩૩ મીનો:—

૧—સફેદ ઘોડાને ૧૯ મે ઘર બેસો,
કાળો પાદશાહ ૨૭ મે ઘર જશે;

૨—વજીરને ૩૯ મે ઘર બેસો,
કાળું ગમે ત્યાં જાય;

૩—તે મુજબ માત.

---

**ખબર.**

આ અંકમાં પુરી થયલી વાર્તા—"Assigned to his Wife" એ નામની ઇંગ્રેજી વાર્તા ઉપરથી યોગ્ય ફેરફારો સાથ ઉપજાવી કાડી હતી. નૂરેએનમના આવતા અંકથી નીચલી વાર્તા શરૂ કરવામાં આવશે:—

**જમશો જીહાક**

અથવા

**નેકી વિના જોર કરે તે ખોદાને બારનો ચોર ઠરે.**

---

મુંબઇ, દફતર આશકારા કેરોસીન ઑઇલ ઇનજીન પ્રેસમાં એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું છે.

# નૂરે એલમ.

એલમ, હુનર ઉદ્યોગ, તવારીખ વગેરે વીદ્યાની
બાબતોનું લોકોપયોગી જ્ઞાન આપનારૂં
માહવારી ચોપાનિયું.
(ચીત્રો સહીત.)

સુરજ ઉગતો દેખિને નાસે રજની દૂર,
નાસે રાત અજ્ઞાનની દેખી એલમ નૂર.

## પુસ્તક ૨૮ મું.

૧૮૯૮.


મુંબઈ,
દફતર આશકારા ઑઈલ એનજીન પ્રેસમાં,
એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું છે.
ઠેટ:—હાવસજી પટેલ સ્ટ્રીટ, નાં ૮૭.

સને ૧૮૯૮ ઇસવી.

## ખગોળશાસ્ત્ર સંબંધી.



## તનદુરસ્તી સંબધી.



## તવારીખ સંબંધી.

## મુસાફરી સબંધી.



## માસિક.

### વિદ્યાહુનરને લગતી નવી જાણવાજોગ બાબતો.

## કાવ્ય વિનોદ.



## પરચુટણ વિષયો.



## ચિત્રોની બાબતો.

# સાંકળિયું.



# નૂરે એલમ.

અકટોબર ૧૮૯૯.

## જમશુ જુહાક:

અથવા

## નિર્દોષ ઊપર જોર કરે તે ખોદાને બારનો ચોર ઠરે.

(પાર્સી સંસારની એક નીતિબોધક વાર્તા.)

### પ્રકરણ ૩૭ મું.

### જુહાક મળતો નથી.

"ચાલો, મેહરબાનો, હવે તમારી વાત અમને કેહો. અહીં આવી પડતી ખડતી હાલતમાં તમો બેઉ નામવરોને ઊતરી પડવાનું કારણ શું? ખરી વાત છે કે પેશીઆને મેં બોલાવ્યા હતા; પણ દસ્તુર દારાશાહ, તમને મેં આજે તેડું કીધું હોય એવી મને યાદ નથી. તે છતાં તમે આ નહિ ધારેલું માન અમને આપ્યું તેનો સબબ કેહેવો જોઈયે?" આ મુજબ જામાસપજી દેશમુખે પોતાના પરોણાઓની અછી ખાતર બરદાસ્ત કરી પર- વારીને પાનસોપારી ખાતાં ખાતાં વાત ચલાવી.

અલબત, એ સખુનોમાં રમુજ હતી, પણ દાદાદાર આજે રમુજને ખાતર સુરત આવેલા ન હતા તે તેવણ પોતે તેમજ હુંબી સારીપેઠે સમજતો હતો. દસ્તુરજી પ્રથમ કશું બોલ્યા નહિ, અને હુંબી બોલ્યો નહિ. મેં તો નીચી મુંડી કરીને પાનસોપારી ચાબ્યા કીધું, અને દસ્તુરજી તો દાંત નથી તેથી સોપારી ચવાય નહિ એમ કહીને ડોગળો કરવા બારી આગળ ગયા.

"કેમ, શેઠિયાઓ, કંઇ જવાબ સેવકના સવાલનો? કંઇ બોલશો? કંઇ ભેદ ખોલશો?" યજમાને ફરીથી પ્રશ્ન પુછ્યો.

આ સઘળો વખત સુંદર કુંવર પોતાન બાપ તરફ ટીકીને જોયા કરતી હતી. તેણી હવે બોલી. "બાવાજી, તમે એવા કયે દાહાડે હતા? હજુ તો એ લોકોની થાક ઉતરી નથી, તેવામાં જાણે તમે પાછા ખદેરી કાહાડવા માંગતા હોય તેમ શું કરોછ? જરા પોહરી ઉંઘવા દેઓ, બાવાજી."

"મારા બોલો પરથી ત્યારે શું એવો અણઘટતો સાર ઉઠેછ કે? ત્યારે હું માફ માંગુછ. ભલે પધાર્યા મારા બેઉ દોસ્તો! તમને દીઠે સેવકને ઘણો આનંદ થયો. હવે જરા પોહરી ઊંઘો તો પછી આ પીને આપણ કિલ્લા તરફ ફરવા નિકળિયે." પોતાને ચકુનમ પડવાથી દેશમુખે આ રીતે વાત ફેરવી નાખવા માંગી. પણ આગ્રહગમ દાદાદાર હતા.

"તમે એમ વાત ફેરવી શું નાખોછ? તમારી એ શુરતી ગત મારી આગળ નહિ ચાલશે. તમારા જવાબનો મારે શવાલ કરવો છે, ને તમને અમારી મદદમાં લેવા છે. તેને થકી તો અમે અહીંવર ધકેલા ખાતા આયાછ." આમ બોલી, કળસિયો પેટીપર મુકી, પોતાના જાડા ખાડીના રૂમાલ વડે મોહું લુછી દાદાદાર ખુરસી ઊપર બેઠા.

હતા, પણ તેમ કરતાં કોઇ કોઇ વેળા તેમને બગલામાં બીજા ભાગે બાતેથી શેરના પોકારાતા આવાજો સંભળાતા હતા, તથા ટીપુ કુત્રાના રડવાનો સાદ આવતો હતો. આથી તેઓ બીતા હતા, અને તેથી દરેક ઓરડામાં બબે ત્રણ ત્રણ નોકરો ભેગા થઇનેજ કામ કરવા જતા હતા અને એ રીતે એકેકને હિમત આપતા હતા.

આ રીતે ૭ મહિના વહી ગયા, અને દસ્તુરજીએ તેમજ મેં નવસારીથી કાગળો લખી જામાસ્પજી દેશમુખને અરજ કીધી કે મંચીબાને તેના કાકાની મિલકતનો કબજો લેવાની રજા આપવી, અને તેવણે પોતે તેને સાથે લઇને નવસારી પધારવું. જામાસ્પજી આમ કરવા દેવાને પ્રથમ નારાજી હતા, પછી તેવણની ખાટી મીઠી મરજી થઈ હતી, અને છેલે તેવણ તેમ કરવાને રાજી હતા. પણ મંચી નવસારી જવાને કાકાની મિલકતનો કબજો લેવાની સાફ ના પાડતો હતો. મંચી હજુ ઉમરે પુગ્યો ન હતો; હજુ ૨૧ વરસનો થયો ન હતો; અને હજુ તેના કાકા બાબ શેવરના કશા સમાચાર મલ્યા ન હતા. એટલામાટે તે પોતાના મુરબીની જગા ઉપર ચઢી બેસવાને નાખુશ હતો. તે પોતાની ઉમરે પુગવાની વાટ જોતો હતો, જેમ થયા પછીજ તે પોતાને હકદાર સમજવા માંગતો હતો. તે બહાનું લાવતો કે "જો હું મિલકતનો વહિવટ કરૂં એટલામાં કાકાજી પાછા આવી લાગે તો મારા કેવા હાલ થાય?"

એમ કરતાં વર્ષ વહી ચાલ્યો. મંચી ઉમરે પુગ્યો. તેના જુહાક કાકાએ કશો દેખાવ આપ્યો નહિ; અને એ તકનો દરેક લાભ લેવાયો. વાડી વજીફા મંચીનાં નામ ઉપર થયા, તે બાબેનાં જપ્ત થયાં, તે ઉપર મહી શાખ થઈ, અને પછી શાદી રામસ્નીના દિવસો આવ્યા. લંબાણ કરવાની જરૂર નથી, અને લંબાણ કરવા મને ગમતુંબી નથી, માટે ટુંકમાંજ જણાવીશ કે મંચીબા અને કુંવરબાયનાં લગ્ન ભારી ધામધુમથી થયાં. એ બનાવ સર્વને ખુશહાલ કરનારો હતો માટે મારી ખાતરી છે કે તેથી સર્વ કોઈ થયાં. હું પોતેબી ખુશ થયો, તો જોકે મારાં દિલમાં દાગ કંઇ જેવો તેવો ન હતો. જે નાજનીને મંચીનો હાથ પકડયો હતો તેનો હાથ હું પકડવા ધારતો હતો; પણ મંચીની મરજી રાખીને મેંજ તેઓ બંનેના હાથ જોડી આપ્યા હતા. આથી મેં મારાં નસીબને તાબે થઇ જે બન્યું તે ધીરજથી, ખુશીથી જોયા કીધું.

લગ્નને દિને મારી તબિયત અછી ન હવી. મંચીએ તે તરત પિછાની. મંચી આખો દિવસ મારી સાથેજ હતો, તો જોકે કુંવર તેને બીજે કયે વીહીલો મુકતી ન હતી. મંચી મારી ડોકમાં હાથ નાખતો, મને બગલગીરી કરતો, મારા હાથ દાબતો, અને તરેહવાર રીતે મને હસતો બોલતો રાખવા માંગતો હતો. પણ કુંજરો પેશુ હસતો બોલતો કયાંથી હોય? તેનું દિલ ગરમ હતું, તેના હાથપગ થંડા હતા.

"પેશુ, તુંને શું છે, દીકરી? તારા હાથ થંડા ને દિલ ગરમ છે. શું છે, તબિયત એકાએક બિગડી શાથી?" તેણે મમતાથી પુછ્યું.

"મને કંઇ નથી—કશું નથી. મંચી, તું મારે માટે કશી કાળજી ના રાખ. તારૂં ધારેલું કામ ફતેહ કર, અને પછી મારી ખુશીનો પાર રહેશે નહિ."

મંચીએ પોતાનો એક મોટો વજીફો કુંવરનાં નામપર કરી આપ્યો, કે જેમ કરવા દેવાને કુંવર તેમજ તેના બાવા મુતલક રાજી ન હતા. જામાસ્પજી દેશમુખની દોલત મોટી હતી. તે ખાનાર બીજું કોઇ હતું નહિ, માટે તેવણ સઘળું કુંવર અને મંચીનાં નામ ઉપરજ કરનાર હતા. એમ હોવા છતાં મંચીએ "માખણિયો" નામનો પોતાનો પચાશ હજારની કીમતનો એક વજીફો પોતાની બવિષની મોહરદારનાં નામ ઉપર કીધો.

શાદી નવસારીમાંજ થઇ—ધામધુમથી થઇ—સુરત અને મચાનથી પરોણાઓ આવ્યાં. મિજલસ ઘણી મોટી મળી. પણ તેમાં એક

જીવડો હાજર ન હતો. તે કંગાળ, દુખી, નાખુશાદ પેશુ હતો. હું તેમાં શામેલ થયો નહિ તે કંઈ આ શાદીની વિરૂધ હોવાને લીધે ન હતો; હું લગાર બીમાર હતો તેથી પણ હું હાજર નહિ થયો એમ પણ ન હતું. જે પરી-ને હું ચહાતો હતો તેનો હાથ મારા વહાલા દોસ્તના હાથમાં અપાયલો જોવાનો બનાવ મારૂં નબળું દિલ ખમી શકશે નહી, એમ સમજીને હું શાદીમાં શામેલ થયો ન હતો.

પાછલાપહોર આગમજ મેં સૌની માફક મારો જામો તથા પીછોડી તૈયાર રાખ્યાં ખરાં, પણ જ્યારે તે પહેરવાનો વખત થયો, અને દસ્તુરજીએ તેમ કરવાની મને તાકીદ કીધી, ત્યારે મેં જીવ બિગડવાનું બહાનું કહાડયું અને શાદીમાં નહિ જવાનો ઇરાદો જણાવ્યો.

પણ એથી તો દાદાદારૂ છેડાઇ પડયા.

"એ તું બોલેછ શું, પેશુ! મંચીની શાદીમાં નહિ જાય! મંચી તે કોણ ને તું તે કોણ! તમારા વચે કેવી જબરી દોશતી, ને તે છતાં તું એવું અપમાન તેને કરે એ કેમ બને! અરે દીકરા, આશીરવાદ હું છાંટવાનો, ને તું તો થારી ધરીને ઉભો રેહવાનો—કાંમેજે મંચાનો સૌથી વહાલો ને પ્યારો દોશ તું—બાઇ તું—પિત્રાઈ તું—જોરિયો તું—બરાબરિયો તું! ચાલ, પેગ, એમ ઘેલાં ના કાહાર. તે નહિ ચાલશે."

"દસ્તુરજીના આવા ઠપકારૂપી નરમ શબ્દોથી મને બહુ દુખ લાગ્યું અને તે દુખ મેં બીજી કોઇ રીતે નહિ પણ રડી દઇને જાહેર કીધું. હું એક નાનાં બચ્ચાંની માફક રડયો—ડુસ્કે ડુસ્કે રડયો—બોર બોર જેવાં ગરમ ગરમ આંસુથી રડયો.

"અરે, અરે, મારા દીકરા, હવે મને સુમજ પરી ખરી. અરે, અરે, અમે કેવા ઉજબખ—જમાશજી તેમજ હું બી—કે એ વાત અમે પેહલેથી જોઇ લીધી નહિ! અરે, અરે, પેશુ, દીકરા, તું મને મારા દીકરા જેટલોજ વાહલો છે, તોબી ભોગ મારાં કરમ-ના કે મેં અગાઉથી તારો વિચાર કંઇ કીધો નહિ, ને આપે જામો પિછોરી તારી શાદીને વરે પેહરવાની બૂલી જઇને મેં મંચાને વરે પેહરી. હું શું જાણું—અમે શું જાણીયે—કે તું બી તેનો હરીફ છે. અરે સુરખ, એમ ઉતું ત્યારે તું તેની તરફથી વરતારે ચાનું લઈ ગીયો? બાપુ, ઉઠ, હુશિયાર થા. તારી, મુબાંઇનો સવાદ કોઇ કોણ ચાખવાનું છે? નથી જાણતી બીચારી કુંબાઈ, ને નથી જાણતો તેનો બાપ, તેમજ વરી નથી જાણતો વરરાજા પોતે, કે પેશુએ તો કેથા સુજમાંજ રોજા ખોલ્યા દેખું! પણ હવે તો તાલી પરી ચુકી—છાપ મરાઇ ચુકી—શાહી શાખ થઇ ચુકી—બધું રંધાઇ ચુકું—હવે કંઇ બને નહિ."

"નહિજ, મુરબી, નહિજ. હું નહિ બને તે બનાવવા માંગતોજ નથી. જે કંઇ બન્યું તે મેંજ બનાવ્યુંછે. જે લોક અજાણાં છે તેઓને મેંજ અજાણાં રાખ્યાંછે. તે લોકને અજાણાંજ રેહેવા દેજો. હવે કોઇને જાણ કર-વામાં લાભ નથી પણ મારૂં મોત છે. હવે તો બની તે બની," મેં ડચકાં ખાતાં ખાતાં ઉત્તર દીધો.

"પણ ત્યારે તું ચાલ મારી શાતે. તું નહિ આવશે તો મંચી પરણશે કેમ! તેના જીવને ગમશે કેમ! કુંબાઇનું હેત તારાપર ઓછું નથી, તેને તારી ગેરહાજરી પાલવશે કેમ!" આમ કહીને દાદાદારૂએ મારાં કપાળ ઉપર હાથ ફેરવ્યો, અને બહુ ચમકયા. "અરે, તારૂં દિલ તો તાપે ભુંજાઇ જાયછ, મારા દીકરા. આ હા, તું તો હાયે કરીને દુખ લઇ બેઠોછ. ચાલ હાથ મોહોનું ધોઇ, ગોટ થંડું પાણી પી, ને ખુલી હવામાં આવ, કે તાપ બાપ સૌ નાહાશી જાય."

મેં જોયું કે દસ્તુરજી તૈયાર થઈ ચુકયાછે, અને હવે તેવણને વધુ વાર ખોટી કરવા જોઇતા નથી, માટે મેં તેવણને કબૂલત આપી કે "હું પુઠેથી આવીશ, તમે જલદી સિધારો." અને એ કબૂલાત ઉપર આધાર રાખીને તેવણે બજિયારખાનજીનાં બાપિકાં મકાન તરફ રસ્તો લીધો, કે જેને આજના દિવસને માટે રજિ-યામણું બનાવી દીધું હતું.

પાછળથી સાંભળ્યા ગાટે ઘણી

ઠેકાણેથી પહેરામણી થઇ તે સઘળી તે મારી પાસે નોંધાવનાર તથા રખાવનાર હતો; તે તો મને પોતાની આગળજ બેસાડનાર હતો; તે તો પોતાની તરફથી નવસારીની અનજુમને પચાશ હજારની રકમ ભેટ આપવા માટેની ખબર મારીજ કને જાહેર કરાવનાર હતો. પણ તે સઘળું મારી મારફતે બનવા પામ્યુંજ નહિ. દસ્તુરજીને એકલા જોઇ તે મારી ખબર કહાડવા મારે ઘેર દોડતો આવ્યો, પણ એ વેળા હું તો ઉંઘેલો હતો. મારું તન તાપે ભુંજાઇ જતું હતું. તેણે મારાં દિલપર હાથ મુકી જોયો, અને મને ખરેખર બીમાર પોતાની જાતે જોઇને તે દુખી દિલે ત્યાંથી ચાલી ગયો હતો.

---

## પ્રકરણ ૨૯ મું.

## વેહવલ ગામ અને ત્યાંના શેઠજી દેસાઇ.

એ વાતનેબી એક મહિનો ગુજરી ગયો. પણ એ મહિનો મારી જીંદગીને માટે બહુ ધાસ્તીભરેલો હતો. સાત દિવસ સુધી મને સખ્ત તાપ આવી—એવી સખ્ત કે મારા જીવવાની આશા પણ છોડી દેવામાં આવી હતી. તુલસીરામ વૈદની દવા કરવામાં આવી, જેવણે મને સાજો થયા પછી કોઇ દૂરનાં ગામમાં હવા ખાવા મોકલવાની ભલામણ કીધી. સાત દિવસ સુધી મેં મોંપર અન્ન પાણી તો મુક્યુંજ નહિ, પણ દસ્તુરજીના તથા માકાંમાયના કહેવા મુજબ દવા પણ મારે ગળે ઉતરી નહિ. એ મુદતમાં શું બન્યું તે મેં જાણ્યું નહિ. પણ ત્યારપછી આઠમે દિવસથી મારી આંખ ઉંઘડી, મારી શુદ્ધિનો પરદો ખુલ્યો, મેં સૌને ઓળખવા તથા દવા લેવા અને ઇશારતથી બોલવા ચાલવા માંડ્યું. એ પછી હાલત સુધરતી ચાલી. અને એ રીતે મહિને દહાડે હું ખાતો પીતો થયો. પણ વૈદની સલાહ મુજબ અમલ કરવાનો હતો, માટે મને વેહવલ ગામ ખાતે મોકલવામાં આવ્યો.

આ મારી માંદગીને દરમયાન મંચી મારી આગળ હતી—કુંવર મારાં બિછાણાની પાસેજ બેસી રહેતી હતી. તેઓ મને મરી જતે જોઇને ઝારબેઝાર આંસુથી રડતાં હતાં, આંસુ તો સૌની આંખમાં હતાં. રામજીની માકાંમાય, અમારા પાડપડોશીઓ, [illegible] ઉપરાંત જામાસપજી દેશમુખ તથા તેવણની બહેનો લીમસાહેરની રતન તથા સુનામાય—એ સર્વ મને મરવા સુતેલો જોઇ રડયાં હતાં. સારું થયું કે તેઓ સર્વેની એ હાલત મેં મારી નજરે જોઇ નહિ. જો હું તે જોતે તો મારી તરફ આટલીબધી લાગણી છે એમ જાણીનેજ હું થંડો પડી જતે. જામાસપજી કદાચ રડે, પણ તેવણની બેઉ બહેનો જે મંચીનાં લગ્ન ખાવા આવી હતી તેઓબી મને જોઇને કાં રડે તેની કદાચ વાંચનારને નવાઇ લાગશે. સાજો થઇને મેં જ્યારે સર્વ વાતો સાંભળી ત્યારે મને પોતાનેબી એ વાતની ઘણી નવાઇ લાગી.

પણ એ બધું વિઘ્ન વીતી ગયું—ઘડો વહી ગયો. હું સાજો થાઉં તે આગમજ તો મારાં એ બધાં વહાલાંઓ ચાલી ગયાં હતાં. તેઓને એકદમ સુરત જવાની ફરજ પડી હતી. જામાસપજી દેશમુખનું ઘર પિંડારાઓએ લુટવાના સમાચાર મળ્યાથી તેવણ અને તેવણનાં લાગતાં વળગતાં મારતી ગાડીએ ત્યાં ઉપડી ગયાં હતાં. મંચી મને છોડી જવાને નારાજી હતો, પણ દસ્તુરજીએ દરરોજ મારી ખબર તેને લખી જણાવવાની કબૂલત આપવાથી તે બહુ આનાકાની સાથે ગયો.

એ પછી તો મારી હાલત સુધરતી ચાલી, અને પાછો નવસારી આવવાનો સબબ હતો નહિ, માટે મંચીએ અને કુંવરે અને દેશમુખે મને સુરત મોકલવાની ભલામણપર ભલામણ લખી—મંચી તો આવીને મને તેડી જવા તૈયાર થયો. તેઓની મતલબ મને મુંબઇ ખાતે હવા ફેરફાર કરવા લઇ જવાની હતી. પણ દાદાદારૂએ તેમ કરવાની સાફ ના પાડી. તેવણ મારી બીમારીનો સબબ જાણતા હ અને તેથી જો હું પાછો જયાં તરત વેળા ના.

ત્યારે જઇશ તો મારાં નબળાં મન ઉપર પાછી માઠી અસર થશે એમ સમજીને દસ્તુરજીએ મને એકદમ વેહવલ ગામ તરફ મોકળી દીધો, અને હુંબી કુંવર અને મંચીનો વિચાર છોડીને ત્યાં જવાને રાજી થયો. મારી જોડે બે દુબળા અને એક પારસી ભોમિયા સિવાય બીજું કોઈ ન હતું.

આ ગામ દેસાઇજીના બેશી તે વેહવલવાળા શેઠજી દેસાઇનું હતું. દસ્તુરજીની અરજ ઉપરથી દેસાઇજીએ મને ત્યાં મોકલવા અને વેહવલના દેસાઇએ મારી ત્યાં માવજત કરવાની કબુલત આપી હતી, અને તેથીજ ઉપલા સંગતીઓ જોડે હું તે ગામ તરફ રવાના થયો. મને પ્રથમ બહુ ઉસીકું લાગ્યું. તરતની માંદગીમાંથી ઉઠેલા જીવડાને એક તદન અજાણ્યાં ગામમાં, તદન અજાણ્યાં આદમીઓ સાથ જઇ વસવા ક્યાંથી ગમે!

પણ તમે માનશો? એ ગામ મારી તનદુરસ્તીનું ધામ થઈ પડયું. એ ગામનાં લોક મારાં માનિતાં થઈ પડયાં. એ ગામના દેસાઇ મારા મેહરબાન સુરબી થઇ લાગ્યા. વેહવલ કંઇ રંગીલું કે વસ્તીવાળું કે મોજમજાહનું ગામ ન હતું. તે કાંઇ માણસે પોતાની જરૂરિયાતો તરફ નજર રાખીને બનાવેલું મથક ન હતું. પણ એ તો કુદ્રતનું પોતાનું બનાવેલું ઠામ હતું. અહીં ઝાડપાનો તમામ આબાદી સાથ ખીલી નિકળેલાં હતાં. અહીં થોડેક છેટેથી એક નાની નદી પસાર થતી હતી, જેનાં પાણી થંડીમાં થાંત અને ગર્મીમાં ખળખળતાં વહેતાં હતાં. પાણી પીવે હજમિયતનો ગુણ ધરાવનારાં હતાં. ગામેગામનાં લોક તનદુરસ્તીને, અર્થે એ પાણીમાં સ્નાન કરવા આવતાં હતાં. સહિયડવાળાં બાળકોને અહીં નહવાડવા લાવતાં હતાં, અને એ રીતે જોકે ગામની વસ્તી તો નાની હતી, પણ પરગામનાં લોકોના ચાલુ આવજાથી અહીંની વસ્તી વધેલી ને વધેલી રેહેતી હતી.

આ પરગામનાં લોકોને વશી વેહવલના શેઠજી દેસાઇએ એક મોટી ધર્મશાળા ઉતારા દાખલ બંધાવી હતી, જેમાં સર્વે કોઈ ઉતરતાં હતાં. ગામમાં વળી એક મોટું તળાવ તથા એક મોટા કુઓ પણ એજ સદ ગૃહસ્થે બંધાવ્યાં હતાં. જે બાળકોને અથવા જે બીમારોને નદી સુધી દૂર લઇ જઇ નહિ શકાય તેમને આ કુઆનાં પાણીથી નહવાડતા હતાં, જેમાં નદીનું ઝરણ લાગેલું હતું.

પણ હું કાંઇ આ ધર્મશાળામાં ઉતર્યો ન હતો. મને તો દેસાઇજીએ પોતાનાં મકાનમાં ઉતારો આપ્યો હતો, જેમનાં કુટુંબનાં એક માણસ દાખલ તોપણ માંદગીને લીધે ખાસ માવજત મારી થતી હતી. હું અસલથી લગાર કુંજરો અને શર્મીળ હતો, અને તેથી માંદગી પછી તો વધારે તેવો થઈ ગયો હતો. વાંચનાર કબૂલ કરશે કે જાણીના લોકોમાં વળી મારા કુંજરા સ્વભાવમાં વધારો થયો જોઇયે. એ બધી વાત ખરી હતી, પણ અજાયબ સંજોગોને લીધે એ બધી વાત ખોટી પડી મારા કુંજરા સ્વભાવમાં વધારો થયોજ નહિ. મારો કુંજરો ખવાસ દિનપર દિન બદલાતો ચાલ્યો, અને થોડીજ મુદતમાં મારા જેવો ખુશ મિજાજી અને બોલકણો ત્યાં કોઈ નજર આવ્યોજ નહિ. ખાનપાનની મજાહથીજ નહિ, દેસાઇજીની મમતા અને મેહેરબાનગીથીજ નહિ, આસપાસનાઓની ભલી દિલસોજીથીજ નહિ, કુદ્રતી આબોહવાથીજ નહિ, પણ એક બીજા બોતેબર સબબથી પણ મારી હાલતમાં ઘણો ફેર પડી ગયો. મારાં તનમનને તાઢક તો હતીજ તેમાં આ સબબથી ઘણોજ વધારો થઈ ગયો. આ વખ્તે હું એવા સંગતીઓમાં કાળ ગુજારતો હતો કે મને મંચી કે કુંવર તો યાદ આવ્યાંજ નહિ; એટલુંજ નહિ પણ મારા માતપિતા જેવાં મેહેરબાન સુરબીઓ દસ્તુરજી તથા માકાંમાયને પણ હું લગભગ વિસરીજ ગયો!

એ રીતે ઘણા દિવસ વહી ગયા, પણ મને તે કલાક જેવા ટુંકા લાગ્યા. જાણે અહીંજ આખી જીંદગી પુરી કરવાની હોય, તેમ હું તો ધામો નાખીને પડયો. દેસાઇજીનાં અનેક ગામો હતાં, તેવણ મોટા જાગીરદાર હતા. જમશુ જુહાક કરતાં તો તેવણ ઘણા મોટા માતબર હતા. જમશુ જુહાક એવાં તેમની

આબરૂ, દરજ્જો, માન મરતબો, લોક ચાહના, અને વગવસીલો નહિ મુરબ્બામણી થઇ શકે એટલાંબધાં વધારે હતાં. તેવણ ગામના રાજા જેવા હતા. જોકે હાકમ ન હતા, પણ લોક તેમને હાકમ કરતાં જીયાદા માન આપતાં હતાં. રૈયતો તેમને પૈસા ભરતી હતી, તોપણ આ સાહુકાર તરફ તેમના તે દેણદારો એક બાપના જેટલો ચાહ ધરાવતાં હતાં. ગરીબના બાપ દાખલ, દયાળુના દોસ્ત દાખલ, તવંગરના સલાહકાર દાખલ, અને રાજાના વફાદાર ખેરખાહ દાખલ શેઠજી દેસાઇ વર્તતા હતા; અને તેથી અદનાથી આલા સુધી તેવણ ઉપર ફિદા હતા, તેવણનો પડયો બોલ ઉઠાવી લેતાં હતાં, તેવણનાં દુખને પોતાનું કરી ગણતાં હતાં, અને તેવણનાં સુખમાં પોતાનો હિસ્સો માની લેતાં હતાં.

લોકની આટલીબધી ફિદાગીરીના સંબંધમાં એક વાત મારા જાણવામાં આવી, અને તે ઉપરથી મેં માની લીધું કે શેઠજી દેસાઇ જો એક ખરા દુનિયાઇ ફરેસ્તા જેવા ગુણ ધરાવતા નહિ હોત તો તેવણ તરફ આટલીબધી જાનફેસાની કદી પણ થાત નહિ.

નીચલી વાત તેવણના એક કારભારી ભીખાજી ભોગીએ મને કહીછે તે ઉપરથી મારા ઉપલા સખુનોની સચાઇ વાંચનાર જોઇ લેશે.

વેહવલ ગામ ગાયકવાડ સરકારને તાબે છે અને એ તથા આસપાસનાં ગામોનો ઇજારો શેઠજી દેસાઇએ સરકાર કનેથી લઇને પોતે સઘળાં ગામોનો વહિવટ ચલાવતા હતા. એતેફાક એવો બન્યો કે એક વાર વર્શાદ થોડો પડયો અને દુકાળ ચાલ્યો. ખેડુતોથી ભરણું ભરાયું નહિ, અને તેઓ ખેતી છોડીને પરગામ નિકળી ચાલ્યાં. શેઠજી દેસાઇને ખબર પડવાથી તેવણે માણસો દોડાવી સઘળા ખેડુતોને તેમનાં બચ્ચાં છોકરાં સુધાં પાછા બોલાવ્યા, તેમને માથે ચઢેલી સાંથમાં છુટ મુકી અને કેટલાકોની તો માફ પણ કીધી, તેમને પોતાનાં ગામોમાં તળાવો અને કુઆ ખોદવા માટે તથા મેં આગળ જણાવીછે તે ધર્મશાળા બાંધવાનાં કામ પાછલ લગાડી દીધા, અને તેના બદલામાં તેઓ સર્વને તેમના રસોયા મારફતે ભોજણ જમાડી જીવતા રાખ્યા. બચ્ચાંઓ અને વૃદ્ધ મર્દ ઓરતોને કામ ઊપરથી મુક્તિ આપી, પણ જવાન તથા કામ કરી શકે એવાં બૈરાં માટીડાને કામે લગાડયાં. વળી હમેલદાર ઓરતોને પણ મજુરીએથી છુટી આપી અને તેમનાં ઘરબારની સંભાળ રાખવા મોકળી.

બીજી તરફથી દેસાઇએ સરકારને ખેડુતોની ખરાબ થઇ પડેલી હાલતની ખબર આપી, અને વર્શાદ વિના પાક થયો ન હતો તે માટે ઇજારાની રકમ ઓછી કરાવવા માંગી. પણ આ વેળા ગાયકવાડનો દેવાન કોઇ બડો કઠણ હૈયાંનો માણસ હતો, જેણે સઘળા ઇજારદારો રૈયતોને નીચોવી નીચોવીને માલદાર થયલાછે એમ કહી ઇજારાની તમામ રકમ તેઓ કનેથી વરસ પુરૂં થવાની આગમજ ભરી લેવાનો હુકમ મોકલ્યો. દેસાઇજીએ આ ઘાતકી અને ગેરઇનસાફી ભરેલા હુકમ સામે ઘણી કરગરીને અરજ ગુજારી, ત્યારે દેવાને ફરમાવ્યું કે ગમે તો તમારા સાંથિયાઓનાં ઘરબાર લુટો, તેમની માલમતા હરરાજ કરો, તેમને ગુલામ દાખલ વેચાતાં રાખો, અથવા તેમની પાસે ચાહે તેવી વેઠ કરાવી તમારી સાંથની રકમ ભરી લો, પણ સરકારી ઇજારાની રકમ તો પૈએ પૈ ભરી દો.

આ નવા જુલમાતની સામે શેઠજી દેસાઇ બળત્વારીથી લડયા, તેવણે મહારાજા સુધી વગ ચલાવ્યો, ગાયકવાડના કાન ઉપર પોતાની અને બીજા ઇજારદારોની તરફની સઘળી ફરિયાદ રજુ કીધી. પણ એ સઘળાંથી કંઇ રૂડું શેવટ આવ્યું નહિ. છેવટનો હુકમ એવો મળ્યો કે સરકારી ભરણું પ્રથમ ભરી દેવું, અને ત્યારબાદ ઇજારદારોની અરજી ઉપર ધ્યાન અપાશે.

આ હુકમ ઉપરથી બીજા હિંદુ ઇજારદારોએ તો પોતપોતાના ગામોના ખેડુત લોકોનાં ઢોરઢાંક વેચી દીધાં, તે બાપડાંઓને તેમનાં ઘરબારમાંથી બહેરી કહાડીને તેમાંની માલમતા જપ્ત કીધી, તથા તે લોકને વેઠ પકડી તેઓ કને તરેહવાર હલકાં કામો કરાવવા માંડયાં. આ રીતના જુલમાત છતાં

ગરીબોને પુરું પાધરું ખાવાનું પણ મળ્યું નહિ, જેથી તે બીચારાં જંગલોમાં નિકળી ગયાં, ગામેગામ પ્રસરી ગયાં, અને જીવ બચાવવા માટે ઝાડનાં પાત્રાં, કંદ મૂળ અને બીજી વસ્તુઓ ઢોરની માફક ચાવવા લાગ્યાં. તેમને ખાવાનું ન હતું, કુવા તળાવ સુકાઈ ગયેલાં હોવાથી પીવાનું ન હતું, અને માલ મતા લુટાઈ ગયાથી ઓઢવા બીછાવાનું પણ કાંઈ ન હતું. આવા ત્રાસને લીધે કેટલાંકો ઉપર કહ્યું તેમ વિખરાઈ ગયાં, કેટલાંકો વેહવલ અને તેને લગતાં ગામો ખાતે જઈ મજુરી લાગ્યાં, પણ બાકીનાં જેઓ મહેનત મજુરી કરવાને નાખુશ હતાં તેઓએ લુટફાટ કરવા માંડી, અને તે મારનો પુકારો વડોદરે જઈ પુગ્યો.

બીજા હાથ ઉપર શેઠજી દેસાઈએ પોતાનાં બચ્ચાં છોકરાંને કીધેલી જનસભાવ ચેશનિ અથવા સાહુકારનાં નાણાં કહડાવી, અથવા હર તરકીબથી સરકારનાં ભરણાં જેટલી રકમ ભેગી કરીને તે એક તરફથી ચુપચુપ ભરી દીધી, અને બીજી તરફથી ઉપર કહ્યું તેમ પોતાનાં ગામનાં ગરીબોને પોતાની ગીરેથી પૈસો ખર્ચીને બચાવી લીધાં. ફક્ત એજ એક ઇજારદાર હતા, કે જેમનાં ગામો ખાતેથી કશો પોકારો ઉઠયો નહિ અને ગાયકવાડને કાને ગયો નહિ.

## પ્રકરણ ૪૦ મું.

## શેઠજી દેસાઈની હકીકત—(ચાલુ).

આ રીતે એક વરસ ગબડી ગયું, અને બીજે વરસે પુરતો વર્ષાદ થયો. પણ તે આગમજ તો એક જાણવાજોગ બનાવ એ બની ગયો કે પોતાના દેવાનની ગેરઇનસાફી બાબે બ્રિટિશ રેસિડંટ તરફથી પણ ઠપકો સાંભળવો પડયાથી ગાયકવાડે દેવાનને રજા આપી, જેની જગા ઉપર એક એવા લાયક નરની નેમણુક થઈ કે ફરીથી કશો પોકારો ઉઠયોજ નહિ.

કહાડી મુકેલા દેવાને માની લીધું કે શેઠજી દેસાઈની કારસાજીથી તેને પાણીચું મળ્યું હતું. આ વાત ખરી હોયતો તે દેસાઈજીની કીર્તિમાં વધારો કરનારી હતી, અને જો ખોટી હોયતો આ દેવાન કેવાં મેલાં અને ખારીલાં દિલનો દૈત્ય હતો તે નીચલી બિના ઉપરથી જણાઈ આવશે. તેની કનેનું સર્વસ્વ દેશી રાજયોની રીત પ્રમાણે સરકારમાં જપ્ત થયું, ત્યારે આ દેવાન ભુખે મરતો અને રખડતો થઈ પડયો. તેની એવી હાલત જોઈને શેઠજી દેસાઈએ તેને થોડી ઘણી મદદ પોતાની રાજીખુશીથી કીધી, અને તે ઉપરથી તેણે વખતે વખત કંટાળો આપવો ચાલુ રાખ્યો.

એક વખત દેસાઈ ગામોમાં ફરવા ગયા હતા તે [illegible] લુચ્ચો દેવાન પોતાના કેટલાક બીજા સવારોને લઈને વેહવલ ગામને પાદરે આવ્યો. તેણે મંગાવેલો સીધો જોઈયે એટલો દેસાઈની હવેલીએથી મળી શકેલો નહિ જોઈને તે નિમકહરામ બદમાશે હવેલી ઉપર લુટ ચલાવવાનો મનસુબો કીધો. દેસાઈ ગામમાં નથી એવી ખબરથી તેણે આ બદ વિચાર અમલમાં મુકવાનો નકી ઠરાવ કીધો, અને દેસાઈની નોકરી માહેલા બે દુબળાઓને પકડીને તેમને પોતાનો પાપી ઇરાદો જાહેર કીધો, તથા કહ્યું કે જો આ કામમાં તમો મદદ આપશો તો તમને જીવતા રાખી નેહાલ કરીશું, અગર નહિતો તમારાં છિલપિલને કાપી કટકા કરીશું.

બાપડા દુબળાઓ ગભરાયા. પોતાના અંનદાતા જેવા મુરબી શેઠનો ખજાનો લુટવાનાં કામમાં મદદ આપવાની હા કે ના પાડવાને બદલે તેઓ પોકેપોક રડવા લાગ્યા, પણ જ્યારે ઉપરથી દપેણુનો માર પડયો ત્યારે તેઓ કબૂલ થયા, અને મધરાતે દરવાજા ખુલ્લા રાખવાની કબૂલત આપી તથા સર્વ વાત છાની રાખવા જીવનાં કસમ ખાઈ છુટા પડયા.

આ બે દુબળાઓમાંનો એક લોભી અને બેઈમાન હતો, પણ બીજો વિશ્વાસુ અને નિમકહલાલ હતો. મધરાતે જ્યારે લુટારાઓ દરોડા